# દિલ્હીના મુગલ સમ્રાટ.

## બહાદુરશાહ "ઝફર."

ઇ. સ. ૧૮૫૭ ના બળવાની કરૂણ કથાઓ.


લેખક સાદીક

તે

મહાત્મા શેખ સા'દી દિલ્હીના મહાન કવિ ગાલિબ, મોગલ રંગમહેલની મહેફીલ, સુલતાના રઝિયા બેગમ, બંગાળી ભૂત અથવા રહસ્યમય ખૂન!, ખબરદાર ખૂની!, શત્રુ અને પ્રેમ, આદિના કર્તા 'સંજ વર્તમાન'ના લેખક અને આગલા લેખક તથા રિપોર્ટર "મુંબઇ સમાચાર" પ્રજા મિત્ર અને પારસી" "હિંદુસ્થાન" તથા "ભારત" આદિ.


કિંમત રૂ. ૨॥


પ્રકાશક

ઇશાક સાહિત્ય કાર્યાલય

પોસ્ટ બોક્ષ નં. ૫૦૨૬ મુંબાઇ ૯

પ્રથમાવૃત્તિ
પ્રત ૨૫૦૦
સન ૧૯૨૫





આ પુસ્તક ધી ખિલાફત પ્રેસ, ડોંગરી મુંબાઇમાં હાફિઝ અલી બહાદુરખાન બી એલ સી અને તેના કર્તા રા મહમદ સાદીક શેખ આહમદ સુલતાન સાહેબ કરબલાઇ (ઇરાની) "સાદીક" માટે છાપ્યુ, અને રા સાદીક ઇરાક સાહિત્ય કાર્યાલય માટે ઇસ્ટ સન્ડહર્સ્ટ રોડ મુંબાઈથી પ્રસિધ્ધ કર્યું

## રા સાદીક કૃત.

મહાત્મા શેખ સા'દી
દિલ્હીના મુગલ સમ્રાટ
બહાદુર શાહ ઝફર
બંગાળી ભૂત અથવા-
રહસ્યમય ખૂન! વાર્તા
દિલ્હીના મહાન કવિ-
ગાલિબ ને તેમના કાવ્યો
મોગલ રંગ મહેલની મલકા
સુલ્તાના રઝિયા બેગમ.
શત્રુ અને પ્રેમ, પ્રતિજ્ઞા-
પાલન ટુંકી વર્તા
મશરેકની માશુક કાવ્યો
ખબરદાર ખૂની! વાર્તા
મેકનું દિવાળુ, પુન પ્રાપ્ત
દોલતરામ નમુજી નાટક
ભોળો ગામડ્યો, અને સુધા-
રાની મ્હોકાણ રેકર્સ
ખાજહા લોદી (નાટક)

સ્મર્ણાંજલી

# તૈમૂરવંશના અંતિમ દિપક

અબૂ ઝફર

## મિરઝા મહંમદ સિરાજુદ્દીન

આઝી

## બહાદુરશાહ બાદશાહ

હિંદુસ્થાનનો છેલ્લો મોગલ સમ્રાટ, તૈમૂરવંશનો બુઝાતો દિપક, અદ્વૈતાવાદિ ઇશ્વર ભક્ત, વિદ્યા પ્રેમી ને કલાકોવિદ, સાધુ સ્વભાવનો ગાઝી, ઉર્દુ ભાષાનો સુપ્રસિધ્ધ કવિ, આ કવિહૃદય, ભક્તિ પ્રેમી, ધૈર્યવાન, પરમ સંતોષી ને ઉમંગી મહાકવિ ઝફર

જન્મ ઇ સ ૧૭૭૩ મરણ ઇ. સ ૧૮૬૧

•

દિલ્હીના મુગલ સમ્રાટ



બહાદુરશાહ-ઝફર.

( ચિત્ર પરિચયમાં નં ૨ જુઓ )

# ઉપોદ્ઘાત.

લેખક
રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી.
બી, એ એલ એલ. બી એડવોકેટ
પ્રમુખ સાહિત્ય સંસદ મુબાઈ તંત્રી ગુજરાત.

# ઉપોદ્ઘાત.

ગ સાદીક ચાલુ સાહિત્યમા સ્થાન પ્રાપ્ત કરતા જાય છે એમનુ 'શેખ સા'દી' પરનુ પુસ્તક જેટલુ ઉપયોગી છે તેટલુજ મનોરજક છે એણે પોતે અરબ્બી છતા ગુજરાતીને માતૃભાષા સ્વીકારી છે, અને કેટલાક અપરિચિત પ્રયોગો બાદ કરતા તેમનો ભાષા પરનો કાબુ પ્રશસનીય છે. અને સસ્કૃતમય ગુજરાતીનો સચોટતાથી તે ઉપયોગ કરે છે અને સાથે સાથે મુસલમાની વાતાવરણ સફલતાથી રાખી શકે છે

હીંદી સસ્કૃતિમા મુસલમાની તત્વો પણ છે, ખાસ કરી ગુજરાતી સસ્કૃતિ ને સાહિત્યમા હીંદુ અને મુસ્લીમ તત્વોનુ એવુ મિશ્રણ થયુ છે કે આપણે ત્યા હીદુ અને મુસ્લીમ બન્ને સસ્કારો વચ્ચે ઘણો ભેદ નથી, અને પરિણામે એ બે જાતિ વચ્ચે વિશ્વાસ ને મૈત્રી ચાલી આવે છે અગ્રેજી કેળવણી ને રાજ્યનીતિએ આ વિશ્વાસ ને મૈત્રીમા કાઈક તુટ

પાડયો છે, અને એ તુટ સાધવાને પ્રયત્ન કરવો એ દરેક ગુજરાતીની ફરજ છે રા સાહીક સાહિત્યદ્વારા આ તુટ સાંધવા પ્રયત્ન કરે છે એમનો હેતુ મુસલમાની ઇતિહાસ ને જીવનના તત્વોને ગુજરાતી સાહિત્યમા સ્થાન આપવાનો છે, અને જે ઉત્સાહથી તે કામ કરે છે તે જોતા એ હેતુ સફલ થયા વીના રહેવાનો નથી ને રા સાહીક એમના પ્રયાસો ગુર્જર મુસલમાનોની મહત્તા સજીવન કરવા તરફ અને ગુજરાતમા હીંદુ મુસલમાનોએ સાધેલા અદ્વૈતનુ સશોધન કરવા તરફ વાળશે એવી આશા અસ્થાને નહી ગણાય

આ પુસ્તકનો મુખ્ય સને ૧૮૫૭ ના બળવાના અરસામા છેલ્લા મુગલ સમ્રાટ બહાદુરશાહ ઝફર અને તેના કુટુબની કરુણ દશાનો ચિતાર આપવાનો છે ખડ ૧ લા ને ૬ ઠ્ઠામા બહાદુરશાહના જીવનનો વૃત્તાત છે, ખડ ૩ જા ને ૪ થામા બળવાનો કઇક ઇતિહાસ આપવાનો પ્રયાસ છે, ખડ ૨ જામા સમ્રાટના કુટુબી જનનો અહેવાલ કથા રુપે આપ્યો છે, ખડ ૫ મામા અંગ્રેજી અમલદારોનો પત્ર વ્યવહાર ને કેટલાક ચર્ચો પત્રો છે ખડ ૩ જો ને ૪ થો ભૂમિકા રુપે છે, ખડ ૧ લો ને ૬ ઠો ચારિત્ર્યની રૂપરેખા આપે છે, ખડ ૨ જો ઉત્તર કથા રુપે છે ખડ ૫ મો પુસ્તકમાથી છોડી દીધો હોત તો પુસ્તક વધારે સુગ્રથિત થાત એમ મને લાગે છે.

અત્યાર સુધી ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ વિજેતાઓએ પરદેશી સાધનો પરથી લખ્યો છે. પહેલા એ

વિષય વિષે બીજુ કોઇ પણ દ્રષ્ટિબિંદુ ઇતિહાસમા સ્વી કારવુ એ રાજ્યદ્રોહ જેવુ ગણાતુ હવે અંગ્રેજી સત્તા કેમ આવી ને કેમ સ્થપાઇ એ માત્ર ઇતિહાસનો વિષય થઈ રહ્યો છે અને તેથી માત્ર અગ્રેજોએ પુરા પાડેલ સાધન નહીં પણ મુસલમાન અને હીંદુ સાધનો પણ ઉપયોગમા લેવા જોઈએ અને દરેક દ્રષ્ટિબિંદુથી એ ઇતિહાસ લખાવો જોઇએ. બળવો જે પ્રદેશમા થયો ત્યા એવા સાધનો મોજૂદ હશે. રા સાદીકનુ પુસ્તક એ બળવાની કહાણીની બીજી બાજુનું ચિત્ર આપે છે

સને ૧૮૫૭ નો બળવો એટલે મુસલમાની ને મરાઠી હીંદનો અત તેની પીડામાથી બ્રીટીશ હીંદ જન્મ્યુ પેશ વાઇ પુરી થઈ ગઇ મુગલાઈ સત્તા જે મૃત પ્રાય થઈ રહી હતી તેની જીવનજ્યોત બુઝાઈ ગઇ બાબરની વીરતા, અકબરની મહત્તા, જહાંગીરનો વિલાસ, શાહજહાનની ભવ્યતા ને ઔરગઝેબની સચોટતાએ જે મોગલ સામ્રાજ્ય સર્જ્યુ હતુ તે તેજસ્વી પ્રતાપી ને ભવ્ય સૃષ્ટિ—આકાશમા બે ગ્રહોની અથડાઅથડીથી થાય તેમ—અદૃષ્ટ થઇ ગઇ બળવો, ઘેરો, ને યુધ્ધ, દેશ-ભક્તિ, ઝનુન ને ક્રરતા - અને વીકટોરીયા જલાલુદ્દીન અક-બરના જગમશહૂર જહાંગીરી સિંહાસને ચઢયા એક રાષ્ટ્રની સ્વાધીનતા ઉખડી ગઈ—બીજા રાષ્ટ્રની સત્તા સ્થપાઇ ગઇ, અને હીંદ ઇંગ્લાડને આધારે આતર રાષ્ટ્રીય જીવનના વહેણમા તણાયુ કેટલાક આ બનાવ પર શોચ કરે છે,

કેટલાક અભિમાન ધરે છે ઐતિહાસિક દષ્ટિએ એ બળવાનુ પરિણામ પહેલેથી નકકીજ હતુ, હીંદની દષ્ટિએ એ પરિણામ લાભદાયક હતુ એનાથી જુની, આવી થાકેલી, ખરી રહેલી, સડી રહેલી ઘટનાઓ અદષ્ટ થઇ ગઈ ને ભાવી સૃષ્ટિની ઘટનાઓ માટે રસ્તો મોકળો થઇ ગયો

રા સાદીકની કથાઓ કરુણ છે ઐશ્વર્ય ને પ્રતાપથી સપન્ન રાજ્ય કુટુબની અવદશા હૃદય ભેદે એવી છે જેમના રાજ્યચક્રના નામથી ઇસ્તબુલથી પેકીગ સુધીની રાજ્યસત્તાઓ કાપતી, જેના પૂર્વજોના ચરણ તલાશી અગ્રેજી વેપારીઓએ હીદમા સ્થાન મેળવ્યુ તે આ બળવાને પરિણામે ભીખારીથી પણ ભુડી સ્થિતિમા આવી ગયા રાજ્ય લક્ષ્મી ચચળ છે એટલું નહી પણ અત્યત ૂશી છે જેને તે છોડે છે તેની દુર્દશા અમાનુષિ નિર્દયતાથી જોવામા આનદ માને છે આ અવદશા પર ઘણા આસુ સારે છે આ અવદશા ને ઉત્ક્રાતિના નિયમોનુ પરિણામ લેખી કેટલાક વૈજ્ઞાનિક શાતિ અનુભવે છે પણ સાહિત્યની દષ્ટિ આ કથાઓ રસિક વસ્તુ પુરી પાડે છે એ તો નિર્વિવાદ છે

આ કથાઓમા સત્ય શુ છે અને તેનો આધાર શો છે જો તે રા સાદીકે ઉમેર્યું હોત તો આ પુસ્તકની ઉપયોગિતામા વધારો થાત આ પુસ્તક વાચકના આદરને પ્રાપ્ત થશે એ સ્પષ્ટ લાગે છે

પચગની
વશાખ સુદ છઠ ૧૯૮૧ } કનૈયાલાલ મા મુનશી.



સ્વ શેઠ હાજી મહુમદ અલ્લારખિયા શિવજી
તંત્રી વીસમી સદીને

ગુજરાતી સાહિત્ય અને કલાના

સાચ્ચા ઉપાસક

ગરવી ગુજરાતને હીંદના કલાના ક્ષેત્રમાં
સજીવ કરી સગર્વ માથુ ઉચુ કરાવવા
પાછળ પોતાનુ સર્વસ્વ અર્પનાર

સાચ્ચા શહીદ

તેમજ અનેક લેખકો અને કલાકારોને
કલમ ને પીંછી પકડતા કરીને
ઉત્સાહ પ્રેરનાર મુરબ્બી સમા

સ્વ શેઠ હાજી મહમદ અલ્લારખિયા શિવજી

તત્રી વીસમી સદીને

ફુલ નહીં તો પાંદડી સમી
મ્હારી આ અલ્પ કૃતિ

અગાધ માન અને પ્રેમની લાગણી સાથે

અર્પણ કરૂ છુ

સાદીક

A5176-Lakshmi Art Bombay 8

## પ્રસ્તાવના

ઈશ્વર કૃપા અને સરસ્વતી દેવીની અમિ દૃષ્ટિથી મહાત્મા શેખ સા'દીનુ પુસ્તક બહાર પાડયાને હજી પૂરા બાર માસ નથી થયા, ત્યા દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ ઝફરનો અહેવાલ પુસ્તક રૂપે ગુજરાતને ચર્ણે રજૂ કરવા ભાગ્યશાળી થયો છુ, અને તે માટે સરજનહાર પરમાત્માનો આભાર માનતા આ પુસ્તક વિષે થોડુક જરૂરી કહેવાની તક લઉ છુ

સને ૧૯૨૩ મા દિલ્હી ખાતે અખિલ ભારતીય રાષ્ટ્રિય મહાસભાના ખાસ અધિવેશનમા મને મારા પરમ સ્નેહિ ભાઈથી એન મહીશેરી સાથે દિલ્હી જવાનો સુયોગ પ્રાપ્ત થયો હતો મહાસભાની બેઠકો પૂરી થયા પછી દિલ્હી શહેર અને તેની પૂરાતન જાહોજલાલીના અમર ચિન્હો જોવાની તક મળી હિંદી કલાને અમર નામના અર્પતી ઐતિહાસિક ઇમારતો અને જૂદા જૂદા સ્થળો નિહાળ્યા પછી દિલ્હીના અંતિમ શહેનશાહ વિષે એક પુસ્તક લખવાની પ્રેરણા થઈ, અને એ પ્રેરણાને પરિણામે દિલ્હીના મુગલ સમ્રાટ બહાદુરશાહ

દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામા આવેલા ભવ્ય રાજ-ભવનો, સહનો, હરમો અને દિવાને આમ તથા ખાસ ઉપરાત સુમન બુર્જના દૃશ્યો મોગલોની દિવ્ય જાહોજલાલીની સાક્ષી આપતા એ કલામય સ્થાનોમાથી તરી આવતા એક વારની અડગ સ્વતત્રતાના પડઘા હૃદયને વલોવી નાખતા † એ કારમી વેદન મારા જીવનમા અદ્વિતિય હતી એક વાર હિંદમા બાદશાહત હતી કલા હતી, સરસ્વતી ને લક્ષ્મીનો સુયોગ હતો, ખાનદાનીભરી વીરતા હતી એ બધુ હવે સ્વપ્નવત બન્યુ ! ખરેખર સ્વપ્નવત ! ! અઢારસો સત્તાવનની એક કારમી રાત પછી સૂર્યોદય થતા હિંદની સ્વાધિનતા ને સ્વતત્રતાનો અસ્ત થયો એટલે એક દિનની સ્વાધિન ને સ્વતત્ર પ્રજા પરાધિનતા ભોગવતી દેખાઇ સુવર્ણમાલા ને પુષ્પહારથી સુસજ્જિત રહેતી ગરદનોમા પરાધિનતાની કટકાકિર્ણ બેડીઓ દૃષ્ટિગોચર થઇ તે સમયની ઐતિહાસિક કરુણ ઘટનાઓ વાચતા ગમે તવા હૈયા સુના માનવીના આખમાથી આસુ ઝરશે કિલ્લામાના એ મહોજ્જવલ દૃશ્યો જોતા અનેક વાર રડી પડાતુ, પણ આખમાથી આસુ સરતા નહી, આસુ ક્યાથી સરે ? તે તો હૃદયમા ભભૂકી રહેલી જ્વાળાના તાપથી બળી ઉન્હા નિશ્વાસ બન્યા હતા, ફેર ફેર નિશ્વાસો નિકળતા, "હાય ભારત !"

ખરેખર જે હિંદીએ દિલ્હી જોઈ હશે, તેની પૂરાતન જાહોજલાલી ને મહોજ્જવલતાના ચિન્હો જોયા હશે અને ૧૫૦ વર્ષ પૂર્વેની સ્વતત્રતા કલ્પીને નિશ્વાસ નહી નાખ્યો હાય તેનુ ખાળીયુ નિષપ્રાણ સમજવુ જોઇએ મારા મ ગાથીઓ ને સહચરો ભારતની

† દિલ્હી પછી આગ્રા જોવાનુ મન સદ્ભાગ્ય પ્રાપ્ત થયનુ ત્યાના કિલ્લામા આવેલા મોગલ શહેનશાહતની જીવન જ્યોત જગાવતા મહેલ આદિ તેમજ શાહજહાનના સુપ્રસિદ્ધ તાજ મહલની કલાપૂર્ણ ભારત હિંદીઓની એક વારની આઝાદીના દિવ્ય સ્મરણ કરાવતી હતી —લેખક

જાહોજલાલીના એ દિવ્ય સ્મરણ ચિન્હો જોતા અને નિશ્વાસ નાખતા એ દિલ્હી અને તેના કિલ્લાનો સ્વામી, એ દિલ્હી અને તેના મહેલોમા વસનાર ભૂપતિ, એ દિલ્હી અને તેના રાજકુટુબીઓ સસારના પરિવર્તન ચક્ર કચડાઇ દુનિઆ ત્યાગી ગયા તેમની અતિમ દશાનુ કરુણ શબ્દ ચિત્ર આ પુસ્તકમા રજૂ કરવા યત્ન કર્યો છે, અને તેમા કેટલ અશે સફળ થયો છુ તેનો આધાર વાચકના ન્યાય ઉપર અવલબિત છે

હિદની હાલની ગુલામી અને તે પ્રત્યે હિદી પ્રજાની તિરસ્કાર ભરી લાગણી સો કોઇને વિદિત છે સને ૧૮૫૭ ના બળવા પૂર્વે ઇસ્ટ ઇન્ડીઆ કપનીનો રાજવહિવટ હિદી પ્રજાને ચકદી નાખનારો અને તેમને ગુલામ બનાવનારો હતો જૂદા જૂદા રાજ રજવાડાઓને ઇસ્ટ ઇન્ડીઆ કપનીએ પોતાને તાબે બનાવી તેમના વીરત્વ નિચોવી નિર્માલ્ય કર્યા હતા ઇતિહાસના પાનાઓ એ વિષેની સાક્ષી પૂરવા સમર્થ છે ઇસ્ટ ઇન્ડીઆ કપનીના અમલદારો મુત્સદી હતા, તેમનુ કર્તવ્ય તે સમયે હિદી પ્રજાની દરેક સત્તા અને અધિકાર ઝુટવવાનુ હતુ કપનીના અમલદારોથી હિદી પ્રજા ત્રાસી રહી હતી તેમના હૃદયમા અમલદાર વર્ગ પ્રત્યે અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થઇ હતી ધર્મપર આગ્રહી રહેનારાઓએ માની લીધુ હતુ કે, કપનીના અમલદારોની નીતિ ધર્મ વટલાવવાની કે ધર્મ ભ્રષ્ટ કરવાની છે બદૂકના કારતુસો ઉપર ચરબી લગાડયાની વાતોથી એવી માન્યતા મજબૂત પણે ફેલાઇ એ માન્યતાને પરિણામે હિદુ અને મુસલમાન એ બે મહાન કોમો ઘેલી થઇ ક્રોધે ભરાઇ હતી આ અવિશ્વાસ ને અસતોષને લીધે હિદી પ્રજામા અશાતિ જન્મી, કપની સરકાર પ્રત્યે પ્રજામા તિરસ્કાર ઉત્પન્ન થયુ પણ મુત્સદી અમલદારો હિદમા એક પછી એક પ્રાન્ત થતા વિજયના તોરમા મદમસ્ત રહી

પોતાનુ કામ સ્વચ્છદપણે આગળ ચલાવ્યે જતા હતા તેમનુ લક્ષ એ અશાતિ ને લોકમા ઉત્પન્ન થએલી અવિશ્વાસની લાગણી પ્રત્યે ખેચાયુ નહી, અને જ્યા ખેચાયુ હોય ત્યા તે ઉપર વિચાર કરવાની કાળજી દેખાડવામા આવી નહી ગમે તે હો, લોકોમા ફેલાએલી અફવાઓથી અશાતિ વધીને સને ૧૮૫૭ ની યાદગાર સાલ આવી

૧૮૫૭ ની એક સવારે આખા હિદમા બળવાની અગ્નિ પ્રજળી ઉઠી લશ્કરના સિપાહો છ છેડાયા, અને તેમણે ચોમેર દોષિત અને નિર્દોષ અનેક અગ્રેજોની ઘોર કત્લ ચલાવવા માડી એ પ્રચડ હત્યાકાડના દિવસોને સિપાહી વિદ્રોહ અથવા સન સત્તાવનના બળવા તરિકે ઓળખવામા આવે છે ઉત્પન્ન થએલા અવિશ્વાસને પરિણામે હિદી સિપાહો ગાડા બની જે આવે તેને સહારતા ઉચ્છેદ કરતા અગ્રેજો પોતાને માથે ઓચિતા ઘેરાએલા કાળા વાદળાઓને જોઇ છકકજ થઇ ગયા ને પોતાના રક્ષણાર્થે વિદ્રોહી સિપાહો સામે ઝઝુમવા માડયુ નિરાશ્ર ને છિન્ન ભિન્ન થએલી શકિતઓના વિદ્રોહી સિપાહો હાર્યા, અગ્રેજોએ પોતાના લડાયક સાધનો અને વ્યવસ્થિત સેના બળથી હિદી બળવાખોરો ઉપર વિજય મેળવ્યો એ બળના પ્રસગે દિલ્હીના રાજસિહાસને વયોવૃદ્ધ તૈમરવશનો અતિમ દિપક મુગલ સમ્રાટ બહાદુરશાહ હતો બળવામા બહાદુરશાહને સમ્મીલિત ગણી અગ્રેજોએ તેમને હુમાયૂના મકબેરામા તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૮૫૭ દિને તેમના શાહઝાદા જવાબખ્ત તથા બેગમ ઝીનત મહેલ સાથે કેદ પકડી લઇ ગયા તે પછી બહાદુરશાહને મરણ પર્યતની દેશનિકાલની સજા કરી રગુનના કેદખાનામા મોકલી આપ્યા જ્યા અનેક સકટો સહન કરતો તૈમૂરવશનો અતિમ દિપક હોલવાયો

તૈમૂર, બાબર, અકબર અને શાહજહાનના એ વશજને જ્યારે તે કેદમા હતો ત્યારે જે અમાનુષિ વર્તણુકથી રાખવામા



મરણ પથારીએ બહાદુરશાહ ઝફર.

(ચિત્ર પરિચયમાં નં ૪ જુઓ)

આવ્યો હતો, તેનુ કરુણ વર્ણન ઇ સ ૧૮૫૭ ના મે માસની અગીઆરમી તારીખે લડનના સેન્ટ જેમ્સ હોલમા પાર્લામેન્ટના એક અગ્રેજ સભાસદે નિચે પ્રમાણે કરી બતાવ્યુ હતુ

"હુ એ અશક્ત ને વૃદ્ધ બાદશાહને મળ્યો છુ, પણ તેના રાજમહેલમા નહી એક સડી ગએલી ગધાતી કોટડીમા તે બીસ્તરા ઉપર પડયો હતો, તેની પાસે ઓઢવા માટે એક જૂની પૂરાણી ફાટેલી ગોદડી સિવાય બીજુ કે હતુ નહીં મે તેને જોયો ત્યારે તેના ભૂતકાળના જીવન પ્રસગો તેના મનમા ઘોળાતા હોય એમ મને લાગ્યુ બહુ મુશ્કેલીથી તે બેઠો થયો, અને તેણે પોતાનો હાથ મને બતાવ્યો એ હાથ રોગથી ખવાઇ ગએલો હતો, અને તેના ઉપર માખીઓ બણબણતી હતી એમ થવાનુ એક કારણ હતુ કે તેને પુરતુ પાણી મળતુ નહી અત્યત કરુણ સ્વરથી તેણે મને કહ્યું કે, " મને કૈ ખાવા મળતુ નથી " આપણે જે વર્તણુક તેના તરફ ચલાવીએ છીએ તે વિષે હુ કૈ મત આપતો નથી, પણ માત્ર એક સવાલ પુછુ છુ કે આવી રીતે એક વખતના સુખી બાદશાહ પ્રત્યે વર્તણુક ચલાવવી તે આપણને છાજે તેવુ છે ?"

ઇ સ ૧૮૫૭ ના નવેમ્બર માસની ૭ મી તારીખે રગુનના કેદખાનામા બહાદુરશાહ ઝફર મરણ પામ્યા, અને એ છેલ્લા મોગલ બાદશાહનુ મુડદુ પણ કે તોફાન ન કરી બેસે તેની બ્હીકે રાતના અધારામા તે મકાન પાસેજ દફનાવવામા આવ્યુ †

જેના બાપદાદા અકબર જહાગીર આદિની સમાધિઓ ઉપર આરસપાણના અમૂલ્ય કલાવાન મહેલો ચણાએલા છે, તેમના છેલ્લા બાદશાહ વશજ બહાદુરશાહને અધારાધાર મકાન પાસેની એક ભીની માટીવાળી જગ્યા હમેશની ઉઘ માટે મળી !

† અગ્રેજીમા અને કુમારમાથી સૂચિત

બળવા સમયે અને તે પછી બહાદુરશાહના હરમની બેગમો, શાહઝાદી અને શાહઝાદા તથા બીજા કુટુંબીઓનું શું થયું? તેમની કરુણ દશાનો ચિતાર આ પુસ્તકની સત્તર કથાઓમાં આપવા પ્રયત્ન કર્યો છે

મારા હમેશના નિયમાનુસાર બને ત્યાં સુધી વિષયને લાગતી વળગતી જરૂરી વિગતો ભેગી કરી આ પુસ્તકને ઉપયોગી બનાવવા મહેનત કરી છે જૂદા જૂદા વિષયોના ૭ ખંડો બનાવ્યા છે છેલ્લા ખંડમાં બહાદુરશાહ ઝફરના થોડાક ઉર્દૂ કાવ્યોની પ્રસાદી પીરસી છે

રાજકુટુંબીઓની અવદશાની કરુણ કથાઓ આ પુસ્તકમાં જૂદા જૂદા સાધનો ઉપરથી મેળવી રજૂ કરી છે એમાંની કેટલીક કથાઓ રાજકુટુંબથી નિકટનો પરિચય ધરાવનાર જોખમદાર વ્યક્તિએ સંપાદિત કરી હોવાથી તેની સત્યતા વિષે શંકાને ભાગ્યેજ સ્થાન મળી શકે અત્રે એટલું વિદિત કરી દેવું જરૂરી છે કે એ કથાઓના દરેકે દરેક શબ્દમાં સત્ય હોઈ શકે નહી, અને તેનું કારણ પણ સ્પષ્ટ છે કથા રુપે એક સત્ય ઘટના લખતી વેળાએ તેમાં રસિકતા આણવા અર્થે વાપરવા જોઇતા શબ્દો તેમજ કથાને સુદૃઢ ને સુગ્રથિત બનાવવા માટે ઉપયોગ કરવા જોઈતા પ્રસંગો-બનાવો ઉમેરવાજ પડે છે, અને તેમ કર્યા વીના કથા મલિન થવાથી નકામી થઈ પડે છે વળી વાચકે યાદ રાખવું જોઇએ કે રાજકુટુંબની અવદશાની લખાએલી ઘટનાઓને 'કથા' તરીકે સંબોધી છે, તેથી એના શબ્દે શબ્દમાં સત્ય હોવાની આવશ્યકતા રહેતી નથી

બળવાને ઝાઝો સમો થયો નથી બળવાના દુ:ખમય બનાવો નજરે જોનાર અનેક મનુષ્યો હજી હયાતી ભોગવે છે ૧૯૨૪ ની સાલમાં એક અંગ્રેજ મહિલા લખનવ ખાતે મરણ પામી, એ અંગ્રેજ મહિલાએ બળવાના બનાવો પોતાની આંખે જોવાની ખબર

મુબાઇના વર્તમાન પત્રોમા પ્રગટ થએલી હજી આપણી સામે તાજીજ છે બળવાના બનાવો પોતાની આખે જોનારા પોતાના વશજો કે મિત્રોમા બળવાની ઘટનાઓ કહેતા અને તે એવી રીતે એક પછી બીજાને કહેવાથી વાત પ્રસરાતી, જેને આપણે દતકથા કહીએ છીએ ઇતિહાસ ઘડવાના અનેક સાધનોમા નજરે જોનારની જુબાની અને દતકથા અગ્રસ્થાન ભોગવે છે આ પુસ્તકની કથાઓમા એ બને સાધનનો ઉપયોગ કરવામા આવ્યો છે દતકથાના શબ્દે શબ્દમા સત્ય હોવાની શુ જરૂર હોઈ શકે ? અલબત્ત જ અત્રે કહીશ, તોય એ કથાઓમાથી સભવિત સત્ય ઘટનાને તારવી લેવાનુ વાચકના ન્યાય ને તુલનાબુદ્ધિ ઉપર મૂકુ છુ

ગુજરાતના સુપ્રસિદ્ધ સમર્થ કથાકાર મારા સ્નેહિ સાક્ષર શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી એડવોકેટ તત્રી ગુજરાત, પ્રમુખ સાહિત્ય સમદે આ પુસ્તક માટે મહત્વપૂર્ણ ઉપોદ્ઘાત લખી આપી મારા ઉપર જે ઉપકાર કર્યો છે, ને માટે હુ તેમનો આભારી છુ અને આશા રાખુ છુ કે ગુજરાતી સાહિત્યનુ ઈષ્ટ ઇચ્છનાર વિદ્વાનો અને સાક્ષરો દરેક ઉત્તેજન પાત્ર સાહિત્ય સવકોને ઉત્તેજન આપી તેમના ઉત્સાહમા વૃદ્ધિ કરવાનુ વ્યાજબી વિચારશે

હવે ગુજરાતના વિવેચકો વિષે થોડુક કહીશ

ગુજરાતમા સ્વ નવલરામ પડયા પછી નિષ્પક્ષપાત વિવેચક ને અવલોકનકારો અતિ જુજ જ રહ્યા એ ગુજરાતી સાહિત્યની કમનસીબી છે વાડાબધી અને પક્ષપાતને જે અવલોકનકારના હૃદયમા સ્થાન હોય, તે ન્યાય ક્યાથી આપી શકે ? હુ મારા અનુભવથી કહુ છુ કે સાચા ને નિષ્પક્ષપાત અવલોકનકારો એક આગળીના વેઢાથી ગણાય તેટલાયે માડમાડ હશે બાકીના વાડાબધી સકૂચિત દૃષ્ટિ, અને પક્ષપાતથી ઓછે વધુ અશે કલુષિત થયલા દેખાય છે પ્રથમ ગ્રથકારે

શુ લખ્યુ છે, તે જોવા બદલ ગ્રંથ કોણે લખ્યો છે પ્રથમ ગ્રંથમાનું તત્વ જોવા બદલ ગ્રંથમા જોડણીની કેટલી ભૂલ છે, ગ્રંથકર્તા પારસી છે કે મુસલમાન ' અહી સુધી અવલોકનકારની દષ્ટિ આવી અટકી પડે છે એથી સામાની શકિતઓ ખિલ્યા વીના કરમાઇ જાય છે, ઉત્સાહ ને ઉમંગથી ભરેલા હ્રદયોને આઘાત થાય છે એ શોચનિય દશા ગુજરાતમાથી કયારે જશે ? ખરેખર ! ગ્રંથકારની વર્ષોની મહેનત ઉપર માત્ર જોડણીની કે તેવીજ બીજી કોઇ એકાદ ભૂલ લીધે નિરંકુશ કલમના એકજ ગોદે પાણી ફરવી દેવામા સાહિત્યનુ શ્રેય સમજનારા અવલોકનકારોને નવ હાથના નમસ્કાર છે પોતામાજ બધુ ભંડોળ ભરાયુ હોય ને બધી શકિત આવી ભરાઈ હોય એવી માન્યતા મસ્તકમા લઇ ફરનારા સંકુચિત દષ્ટિના વિવેચકો, ઠીંગણા ને ટૂંકા શરિર ઉપર કોઇ ઉંચા ને જાડા માણસનો ડગલો પહેરવાથી જે ઢીલાપણુ ને કઢંગો દેખાવ થઇ પડે છે, તેવોજ દેખાવ આજના ટાકડી બુધ્ધિના વિવેચકોને સ્વ નવલરામ ભાઈની સાવ ઢીલી પડતી પાઘડી પહેરતા દેખાઇ આવે છે

દિલ્હીના મુગલ સમ્રાટનો મારો વિષય પ્રથમ મુબાઇના સુપ્રસિદ્ધ રાષ્ટ્રિય દૈનિક વર્તમાન પત્ર " સાંજ વર્તમાન " મા તેના અધિપતિ શેઠ રૂસ્તમજી નસરવાનજી વાચ્છા ગાંધીએ દર સપ્તાહે લગભગ દસ મહિના સુધી કટકે કટકે પ્રગટ કર્યો હતો અને "સાંજ વર્તમાન"ના સહતંત્રી ના પ્રભુદાસ લાધાભાઇ મોદીની મારો એ વિષય પ્રગટ કરવાની સવિશેષ કાળજીએ મારા ઉત્સાહમા વૃદ્ધિ કરી હતી સાંજ વર્તમાનના વાચનારાઓમા મારો એ વિષય રસ ભર્યો થઇ પડવાથી મજકુર લખાણ પુસ્તક રુપે પ્રગટ કરવા સંખ્યાબંધ પત્રો મારા ઉપર આવ્યા હતા, તેથી આ પુસ્તકની આ આવૃત્તિ બહોળ સુધારા વધારા સાથે અઢી હજાર પ્રતની છપાવી છે

આ પુસ્તક તૈઆર કરતા મે જે જે ગ્રથકારોના ગ્રથોનો ઓછે વધુ અશે આધાર લીધો છે તેમનો અને ખાસ કરીને મુસવ્વીરે ફિતરત જનાબ હઝરત ખાજા હસન નિઝામી સાહેબનો અત્રે આભાર માનવાની તક લઉ છુ

ગુર્જર સાહિત્ય ને કલાની વેદી ઉપર પોતાના તન મન અને ધનનુ બળી ચઢાવનાર વીસમી સદીના અધિપતિ સ્વ શેઠ હાજી મહમદ અલારખિઆ શિવજીને મારો આ પ્રયાસ અર્પણ કરતા સતોષ થાય છે સ્વ શેઠ હાજી મહમદના ચિરજીવી રા ભાઇ ગુલામ હુસેન હાજી મહમદની મારા પ્રત્યે એક ભાઈ જેવી પ્રેમભરી લાગણીની અત્રે નોધ લેતા જણાવીશ કે, આ ગ્રથમાના કેટલાક ચિત્રો એમના પ્રયત્ને મળ્યા છે, જે માટે હુ તેમનો આભારી છુ

મારો આ વિષય સાજ વર્તમાનમા પ્રગટ થયા પછી તેની લોકપ્રિયતા અને પ્રજાને એવા વાચનની જરૂર છે, એમ સમજી મારા સહચર મિત્ર મી શયદાએ આ પુસ્તકની વધુ પ્રતો છપાવવા ખાસ આગ્રહ કરેલો, અને મારૂ આ પુસ્તક બહાર પડે તે માટે ખાસ ઉત્કઠા ને કાળજી રાખી સહાનુભૂત થવા માટે એમનો અત્રે આભાર માનવાનુ મારાથી વિસરાય તેમ નથી

છેવટે ગુણીયલ ગુજરાતથી મને આશા છે કે મારા આગલા પ્રયાસોને વધાવી લઇ મને આભારી કર્યો છે, તેવીજ રિતે મારા આ પ્રયાસના રહેલી ઊણપોને ક્ષમા દષ્ટિએ જોઈ મારા ઉત્સાહમા વૃધ્ધી કરશે

મગલવાર,
મુબાઇ,
તા ૨૧-૪-૧૯૨૫

મહેદી

# ચિત્ર પરિચય

૧ કાશ્મિરી દરવાજા ઉપર હલ્લો

ઇ સ ૧૮૫૭ ના બળવા સમયે દિલ્હીના સુપ્રસિદ્ધ કાશ્મિરી દરવાજા ઉપર અંગ્રેજ સિપાહીઓએ કરેલા જબ્બર ધસારાનો આ એક દ્રશ્ય છે સોમવાર તા ૧૪ મી સપ્ટેમ્બર ૧૮૫૭ ના દિવસે આ બનાવ બન્યો હતો, તે ઇતિહાસમા અમર થયો છે વિશેષ માટે વાચો પૃષ્ટ ૨૮૧.

૨ બહાદુરશાહ ઝફર

ઈ સ ૧૮૫૭ ના બળવા પ્રસંગે દિલ્હીના રાજસિંહાસન ઉપર બિરાજમાન તૈમૂર-વંશના છેલ્લા મોગલ શહેનશાહ મહંમદ સિરાજુદ્દીન ગાઝી ઉર્ફે બહાદુરશાહ 'ઝફર' બાદશાહી પોષાકમા

૩ ઝીનત મહેલ

ઇતિહાસમા ઝીનત મહેલની વફાદારી, બુદ્ધિ ચાતુર્ય, તેજ ને નિડરતાના લેખો અમર પણે લખાએલા છે બહાદુરશાહની બેગમોમા સૌથી વધુ માનિતી ધર્મપત્નિ

ઝીનત મહેલ શાહઝાદા જવાંબખ્તની જનેતા છે. ઝીનત મહેલ બેગમને રાજમાતા થવાની અથવા પોતાનો પુત્ર રાજગાદી વારસ બને તે જોવાની ભારે મહત્વાકાક્ષા હતી પણ તેની એ મહત્વાકાક્ષા ન ફળી અને મોગલ શહેનશાહતનો જોત જોતામા કરૂણ અત આવ્યો બહાદુરશાહ ઝફરને મરણ પર્યંત દેશનિકાલની સજા થતા તેમની સાથે કેદખાનામા—કેદના સકોટની દરકાર કર્યા વીના પતિસેવાર્થે કેદ બહાગના સુખ ને વૈભવ ત્યાગી—જઈ રહેવા સ્વઇચ્છાએ તૈઆર થએલી નાજુક મોગલ રમણી વિષેશ માટે વાચો આ પુસ્તકનો ખડ ૩ જો

૪ **મરણ પથારીએ બહાદુરશાહ ઝફર.**

દિલ્હીના છેલ્લા મોગલ શહેનશાહ, તૈમૂર વશના અતિમ દિપક બહાદુરશાહ ઝફર રગુનના કેદખાનામા મરણ પર્યંત દેશનિકાલની સજા ભોગવતા રોગવશ પડયા છે તૈમૂર વશનો દિપક હોલવાઈ જવાની અણીએ છે બહાદુરશાહની અતિમ દશાનો આ કરૂણાભર્યો છેલ્લો ફોટોગ્રાફ છે બહાદુરશાહના અતકાળ સમયનુ હૃદયદ્રાવક વર્ણન પાર્લામેન્ટના એક અગ્રેજ સભાસદે

લંડનમા સેન્ટ જેમ્સ હોલમા કર્યું હતું એ વર્ણનમા દર્શાવેલા દરેક ભાવો એ ફોટોગ્રાફમા પૂરેપૂરા નજરે પડે છે વિશેશ માટે વાચો આ પુસ્તકની પ્રસ્તા-વનામા પૃષ્ટ ૧૭

મોગલ શહેનશાહત અને બહાદુર-શાહ ઝફરના કરૂણ અંત કાળની કલ્પના કરી બયા નામના કવિએ કહ્યુ છે કે,

કહ રહા હય આસમા યેહ સબ
સમા કુચ્છભી નહી,
પીસ ડુંગા એક ગરદીશમે જહા!
કુચ્છભી નહી
તખ્તવાલોકા પતા દેતે હય તખ્તે ગોર કે,
ખોજ મિલતા હય યહી તક બા'દકા
કુચ્છભી નહી.
જીન્કી નોબતકી સદાસે ગુંજતે થે આસમા
દમ બખુદ હય મકબરોમે હું ન હા
કુચ્છભી નહી
જીન્કે મહેલોમે હઝારો રંગકે ફાનુસ થે,
ઝાડ ઉન્કી કબ્ર પર હય ઔર નિશા
કુચ્છભી નહી
બન્દ સારે ખોલ ડાલે, ખોલકર બન્દે કફન,
કબ્રકી બગલીસે ચિત હય, પ્હેલવા
કુચ્છભી નહી.

## ૫ દિલ્હીના શહેનશાહ અને શાહઝાદા ઓને કેપ્ટન હડસન કેદ પકડે છે.

દિવસ ૨૦ મી સપ્ટેમ્બર ૧૮૫૭ નો છે મેજર વિલ્સનની આજ્ઞા મેળવી કેપ્ટન હડસન પોતાના સાથી સિપાહો સાથે બહાદુરશાહના ખેરી રજબઅલીથી બાતમી મેળવી હુમાયૂના મકબેરા (Tomb) માથી બહાદુરશાહ તેમજ શાહઝાદા જવાબખ્તને કેદ પકડે છે કુતરાના મોતે મારી નાખવાની ધમકી આપી કેપ્ટન હડસન બહાદુરશાહ તેમજ શાહઝાદા જવાબખ્તના શસ્ત્રો ઉતરાવી પોતાના કબજે લે છે. વિશેષ માટે વાચો ખડ ૩ જો અને પૃષ્ટ ૨૬૦

## ૬ લાલ કિલ્લાના પ્રદર્શનમાં શાહી વસ્તુઓ ને લેખો.

બળવાના મૂખ્ય કેન્દ્ર તરીકે દિલ્હીનો લાલ કિલ્લો પ્રખ્યાત છે બહાદુરશાહ ઝફર એ કિલ્લામા આવેલા મહેલમા રહેતા હતા. દિવાને આમ તથા ખાસ ઉપરાત સુમન બુર્જ ને મહાલયો આદિ મોગલ શહેન-

શાહતની મહોજજ્વલતા દાખવતા ને હીહી કલા ને કારીગરીને અમર નામના અર્પતા હજી સાક્ષાત છે ૧૮૫૭ ના બળવા પૂર્વે એ કિલ્લા ને તેની ભવ્ય ઇમારતો ઉપર બહાદુરશાહનો અધિકાર હતો આજે એ કિલ્લો અગ્રેજોના અધિકારમા છે અગ્રેજો-એ પ્રસ્તુત લાલ કિલ્લામા એક મ્યુઝિઅમ જાહેર પ્રજા માટે ગોઠવ્યુ છે એ મ્યુઝિ-અમ–પ્રદર્શનમા બહાદુરશાહ ઝફરના સમયની જુની વસ્તુઓ વસ્ત્રો ને શસ્ત્રો, ફારસી ને ઉર્દૂ સાહિત્યના હસ્ત લેખો ઉપ-રાંત અનેક શાહી વસ્તુઓ છે ન ૬ ના ચિત્રમા બહાદુરશાહની મિનાકારી વડે તૈઆર કરેલી કિમતી છબી છે છબી પાસે એક લેખ છે એ લેખમા મોટા અક્ષરે બીસ્મીલ્લાહ હીર રહમાનીર રહીમ, એ કુરાને શરીફનો શ્લોક છે, એ શ્લોકનો ભાવાર્થ થાય છે કે, “ હુ ઇશ્વરના નામે શરૂ કરૂ છુ ” એ મોટા અક્ષરમા બહુજ ઝીણા અક્ષરોએ આખો લેખ લખવામા આવ્યો છે એક ગ્રથ એવી રીતે ઝીણા અક્ષરે થોડી જગ્યા અથવા એકજ પાનામા લખાય તે કલા તરીકે ગણાઇ આદરને પાત્ર

દેખાય છે પાસે પડેલી નળી જેવી વસ્તુ તે આખો લેખ રાખવાની લબ ગોળાકાર નાની ડબી છે લાલ કિલ્લાના મ્યુઝિઅમમાં લોકોને દેખાડવા એ વસ્તુઓ ગોઠવેલી છે, તેનો આ અમૂલ્ય ફોટોગ્રાફ છે

## શાહઝાદા જવાંબખ્ત.

બહાદુરશાહ ઝફર પોતાની માનિતી બેગમ ઝીનત મહેલના પેટે અવતરેલા શાહઝાદા જવાબખ્તને બહુજ ચાહતા હતા તેથી, તેમજ ઝીનત મહેલની ઇચ્છા અનુસાર શાહઝાદા જવાબખ્તને બહાદુર-શાહ પોતાની રાજગાદીનો વારસ અથવા હિંદનો ભાવિ શહેનશાહ બનાવવા તત્પર થયા હતા પણ કાળના પરિવર્તન ચક્રે દિલ્હીની મુગલ શહેનશાહત ૧૮૫૭ ના બળવામા ધૂળ ભેગી કરી શાહઝાદા જવા-બખ્ત પોતાના પિતા બહાદુરશાહ સાથે હુમાયૂના (ટોમ્બ) મકબેરામાથી પકડાયા, અને પોતાના પિતા શ્રી બહાદુરશાહ સાથે રંગુનના કેદખાનામા કેદ રહ્યા વાંચો પૃષ્ટ ૨૬૮ શાહઝાદા જવાબખ્તનું એ ચિત્ર તે સમયના મોગલ ચિત્રકારે દોર્યું

છે એ ચિત્ર શાહઝાદાના લગ્ન પ્રસંગને દાખવે છે દિલ્હીના મહા કવિ ગાલિબે શાહઝાદા જવાંબખ્તના લગ્ન પ્રસંગે ઝીનત મહેલની ઇચ્છા મુજબ કહેલા 'સહેરા'ની આ કડીઓ ચિત્રને બંધબેસ્તી આવે છે

ખુશહો અય બખ્ત કે હય આજ તેરે સર સહેરા,
બાન્ધ શહેઝાદે જવાંબખ્તકે સર પર સહેરા.
ક્યાહી ઇસ ચાંદસે મૂખડેપે ભાલા લગાતા હય,
હય તેરે હુસ્ને દિલ અફ્રોઝકા ઝેવર સહેરા

## ૮ મોગલ ન્યાયનો કિર્તિદ્વાર.

દિલ્હીના સુપ્રસિદ્ધ લાલ કિલ્લામાં બાદશાહના રાજ મહેલો, દિવાને આમ તથા ખાસ ઉપરાંત સુમન બુર્જ આદિ આવેલા છે તે દિવ્ય મહાલયોમાંના એક મહાલયનો આ એક દરવાજો છે, જે આખો દરવાજો આરસપાણનો છે એ આરસપાણ ઉપર સુંદર ને રમ્ય થએલું બારીક કલાયુક્ત કોતરકામ મોગલોની શિલ્પકલા પ્રત્યે પ્રેમની લાગણી બતાવે છે દિલ્હી તેમજ આગ્રાના અનેક સ્થાનોમાં બનાવવામાં આવેલા મહાલયો આદિમાંથી શિલ્પકલા પ્રત્યે મોગલ બાદશાહોની

પ્રેમ લાગણી તરી આવે છે. શિલ્પકલાના એક નાદર નમુના રૂપે દિલ્હીના રાજ મહાલયમાના એક દરવાજાનો ફોટોગ્રાફ રજુ કર્યો છે એ દરવાજાની ભવ્યતા ને સુંદરતા સાથે શિલ્પીની કલા નિપૂણતા છાની રહેતી નથી એ દરવાજાને મોગલ ન્યાયના કિર્તિદ્વારા તરીકે ઓળખવામા આવે છે એ દરવાજાના ઉપલા ભાગમા વચ્ચો વચ્ચ એક ત્રાજવો છે, જે ન્યાય સૂચક છે મોગલોની ન્યાય પ્રિયતાની કલ્પના આજ સૌકાઓ વિત્યા પછી પણ એ પત્થરના દરવાજા ઉપરથી સ્હેજે કરી શકાય છે

૯. બહાદુરશાહ ઝફર દિલ્હીની દરગાહમાં.

દિલ્હીમા આવેલા સુપ્રસિદ્ધ નિઝામુદીન ઓલીયાની દરગાહ જેને મહબૂબે ઈલાહીની દરગાહ તરીકે પણ ઓળખાવામા આવે છે તેનુ આ એક દશ્ય છે બહાદુરશાહ ઝફર બળવા સમયે કિલ્લો છોડી પ્રથમ એ દરગાહમા આવ્યા હતા જે વિષેનુ વર્ણન શાહઝાદી કુલ્સૂમ ઝમાની પોતાની માતુશ્રીથી સાભળેલી વાતને પોતાની જુબાનીમા વર્ણવે છે. વાચો પૃષ્ટ ૧૦

# વિષયાનુક્રમણિકા.

## ખંડ ૧ લો.



## ખંડ ૨ જો.

**ખંડ ૩ જો.**



**ખંડ ૪ થો.**

ઇતિ.



ઝીનતમહેલ.

(ચિત્ર પરિચયમાં નં ૩ જુઓ)

# દિલ્હીના મુગલ સમ્રાટ

## બહાદુરશાહ 'ઝફર'.

### ઈ. સ. ૧૮૫૭ના બળવા સમયે શાહી કુટૂંબના અંતની કરૂણ કથાઓ.

ખંડ પહેલો

### બહાદુરશાહનું જીવન.

સને ૧૮૫૭ ના બળવાએ હિંદમાથી મહાન મુગલ શહેનશાહતનો પાયો ઉખેડી નાખ્યો પાણીપતના વિજેતા બાબર બાદશાહે હિંદમા મુગલ શહેનશાહતનો પાયો ઇબ્રાહીમ લોદીને હરાવી સને ૧૫૨૬મા નાખ્યો હતો બાદશાહ બાબર તૈમૂરી હતો,—અને હિંદમા ૧૮૫૭ ની સાલમા થએલા બળવા સમયે દિલ્હીના સિંહાસન ઉપર બહાદુરશાહ બાદશાહ રાજ્ય કરતા હતા, જેઓ તૈમૂરી વંશના અંતિમ બાદશાહ તરીકે ઓળખાય છે ઇ સ ૧૫૨૬ મા હિંદમા મુગલ શહેનશાહતનો પાયો નાખનાર તૈમૂરી બાબર હતો, અને હિંદમાથી મુગલ શહેનશાહતનો પાયો ઉખડી જાય તે સમયે ૧૮૫૭ મા રાજ્ય ગાદી ઉપર તૈમૂરી બાદશાહ બહાદુરશાહ હતો

દિલ્હીના અતિમ બાદશાહ બહાદુરશાહનો સ્વભાવ સાધુ સમાન સરળ હતો તેનુ જીવન ઇશ્વર ભકિત અને શ્રદ્ધાથી ભર્યું હતું બાદશાહના સાધુ હૃદયના અનેક ઉદાહરણો હિંદના પાયતખ્ત દિલ્હી તેમજ ભારતવર્ષના અન્ય સ્થાનોમા પ્રસિધ્ધ છે દિલ્હીમા હજી એવા અનેક વૃદ્ધ પુરૂષો જીવિત છે કે, જેઓએ પોતાના ચર્મચક્ષુ વડે તે સાધુ ચરિત્ર બાદશાહને જોયા હતા, અને હજીયે દિલ્હીના એ અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહના સાધુત્વભર્યા કાવ્યો વાચનાર અને સાભળનાર તેના પ્રેમીઓના દિલમા તે બિરાજે છે

બહાદુરશાહ એક ભકત પુરૂષ હતા, દેશનો કારોબાર તે સમયે અગ્રેજ કપનીના હાથમા હતો, તેથી બહાદુરશાહ ઇશ્વર ભકિતના અને અદ્વૈત ભાવનાના રગથી છલકતી કવિતાઓ સાભળવા અને સભળાવવામા ઓતપ્રોત રહેતા શાહી દરબાર ભરાતો ત્યારે અનેક કવિઓ દરબારમા હાજર થતા દરેક પોતપોતાના કાવ્યો સભળાવતા અને સાભળતા, તેમ સાહિત્ય ચર્ચા કરતા બાદશાહી દરબાર ભરવા માટેનો એવો નિયમ હતો કે જયારે બાદશાહનો દિવાને આમ લોકોથી ભરાઇ જતો ત્યારે બાદશાહ સલામત પોતાના મહેલમાથી નિકળતા, બહાદુરશાહ મહેલથી બહાર પગ મુકતા કે ભાટ જાતની સ્ત્રીઓ પોકારતી,–"હોશીઆર ! અદબ કાયદા નિગાહદાર" અર્થાત સચેત થઈ જાઓ ! શાહી શિષ્ટાચારનુ ધ્યાન રાખો એ સ્ત્રીઓના અવાજે જયારે દરબારના ભાટો

સાંભળતા ત્યારે તેઓ પણ, "હોશીઆર! અદબ કાયદા નિગાહદાર" ઉચા સાદે પોકારતા. એ અવાજ સાભળી દરબારીઓ સ્વસ્થ થઈ જતા આ સમયની ભવ્યતાનુ વર્ણન કરવુ અશકય છે. ભાષામા જ્યા શબ્દજ ન મળે ત્યા શું લખી શકાય ? આ પ્રસગે દરેક ઉમરાવો, દરબારીઓ વજીરો અને ચાકરો ગરદન નમાવી, હાથ બાધી, નિચી આખો કરી અદબ સાથે મૌન્યપણે ઉભા રહેતા આ સમયે કોઈનીયે હિમત ચાલવી નહીં કે તે નજર ઉચી કરી બાદશાહને જોઈ લે એટલુજ નહીં, પણ તેઓ પોતાના શરિરને વ્યર્થ ગતિએ આપતા નહીં આવી નિસ્તબ્ધતા દરબારમા શાહની પધરામણી વેળા થતી બાદશાહ સલામત જ્યારે ગુપ્તદ્વાર વાટે દરબારમા પધારી પોતાની બેઠક લેતા, ત્યારે દરબારનો ભાટ સાદ આપતો,–"ઝીલ્લે ઇલાહી બરઆમદ, કિદં મુજરા બઅદબ" અર્થાત ઇશ્વરનો પડછાયો [ન્યાયમૂર્તિ બાદશાહ] આવી પહોચ્યા છે માટે અભિવદન કરો

ભાટના શબ્દો સાભળી તસ્તજ એક પછી એક અમિરો અનુક્રમે ધીમે પગલે પોતાના સ્થાનથી આગળ વધી, બાદશાહ સનમુખ અભિવદન કરવાના સ્થાન ઉપર જઈ ઉભા રહેતા, અને ત્રણ વેળા નમી નમીને પ્રણામ કરતા જ્યારે કોઇ એક અમિર એવી રિતે પ્રણામ કરી ચૂકતો, ત્યારે ચોબદાર મજકુર અમિરની માનમર્યાદા અનુસાર તેનો પરિચય બાદશાહને કરાવતો અને બાદશાહનુ ધ્યાન અમિર પ્રત્યે આકર્ષતો એજ પ્રકારે બધા દરબારીઓ અનુક્રમે

પ્રણામ કરતા ત્યાર પછી બાદશાહ સલામત કહેતા કે, આજે મે એક ગઝલ લખી છે બાદશાહ સલામત સ્વયં પોતાની ગઝલની કડી (પદ) સભળાવતા, અને તે કડી સાભળતાજ એક અમિર ધીમે ધીમે આગળ વધી અભિવાદન સ્થાન પર જઈ ગર્દન નમાવી નિવેદન કરતો, "સુબ્હાન'લ્લાહ મલેકુલ કલામ, કલામુલ મુલ્ક" એમ કહી અમિર પુન પોતાના સ્થાને આવી ઉભો રહેતો બાદશાહ સલામત પોતાની ગઝલની કડીઓ કહેતા અને દરેક કડી સાભળીને અમિર ઉમરાવો અભિવાદન સ્થાન પર જઈ કાવ્યની યોગ્ય પ્રશસા કરતા

બહાદુરશાહના કાવ્યો અદ્વૈતાવાદ તેમજ પશ્ચાતાપના કરૂણ ભાવોથી ભરેલા રહેતા જેમાથી ઉપદેશનુ જીવન રેડતી ધારા સતત વહેતી તેમજ તેમના અલ્હાદપૂર્ણ લેખોમા અનેક સ્થળે દુ ખ, નિરાશા, ઉદાસિનતાની, છાયા તરી આવતી.

બહાદુરશાહ પોતાના શિષ્યો પણ બનાવતા હતા જે કોઈ શિષ્ય થવા ઇચ્છતો તેને માસિક રૂપીઆ પાચનો પગાર આપતા અને તે કારણે બહાદુરશાહના શિષ્યોની સખ્યા વધી ગઈ હતી કેટલાકો કહે છે કે, બહાદુરશાહ હઝરત મૌલાના "ફૂખ્ર" સાહેબના શિષ્ય હતા, પણ એ વાત માની શકાય તેવી નથી કારણ કે હઝરત મૌલાના "ફૂખ્ર"ના સમયમા બહાદુરશાહ બહુજ નાની વયના હતા. બાલ્યકાળમા બહાદુરશાહે શિષ્ય તરીકે દીક્ષા લીધી હોય

એ સંભવિત નથી પણ કદાચ બહાદુરશાહ હઝરત મૌલાના "ફખ્ર" સાહેબના ખોળામા રમ્યા હશે હઝરત મૌલાના ફખ્ર પછી તેમના વડા પુત્ર કુતુબુદ્દીન થકી બહાદુરશાહને સારો લાભ થયો હતો કુતુબુદ્દીનના પુત્ર મીયા નસીરૂદ્દીન ઉપનામ કાલે સાહેબને પણ બહાદુરશાહની હાર્દિક ભકિત હતી, અને બહાદુરશાહ કાલે સાહેબને સારૂં માન આપતા બહાદુરશાહે પોતાની પુત્રી મીયાં નસીરૂદ્દીન ઉર્ફે કાલે સાહેબને પરણાવી હતી.

બહાદુરશાહનો સ્વભાવ બહુજ નમ્ર અને ભકિતભાવ ભર્યો હતો તેમને સાધુ સંતોને મળવાની અને તેમના સત-સંગમા રહેવાની ટેવ હતી, પરંતુ હઝરત સુલતાનુલ મશાયખ ખ્વાજા નિઝામુદ્દીન ઔલીયાપર તેમને વિશેષ શ્રધ્ધા ભકિત હોવાથી તેઓ અવારનવાર હઝરત નિઝામુદ્દીન ઔલીયાની મઝાર ઉપર પધારતા હઝરત ગુલામ હસનની સાથે બહા-દુરશાહને મિત્રાચારી અને પ્રેમ હોવાથી તેઓ બહુધા કિલ્લામા આવતા અને બહાદુરશાહની ખાસ એકાતવાળી સભાઓમાં ભાગ લેતા એ જાહોજલાલી ભોગવતા દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટની અને તેમના વંશજોના દુખભર્યા અંતની કરૂણ કથાઓ હૃદયને રડાવવા બસ છે નથી આજે એ મહાન મુગલ તૈમૂરવંશી બાદશાહ, નથી આજે એ ભારતને મહોજ-વલ કરતી જાહોજલાલી, નથી તે બળવાન મુગલ સલતનત, નથી આજે તે દિવ્ય સ્વતંત્રતા અને જો કૈં છે તો તે રડવાને ઉના આસૂ, જોવાને શુષ્ક થતી ખાકે હિંદ, અને ભોગવવાને દુખ તથા પરાધિનતા

બહાદુરશાહે તત્વજ્ઞાનમા સારી વૃધ્ધિ મેળવી હતી બળવા અગાઉ તેમણે બળવો થવાની વાતો પોતાના આત્મબળ વડે જાણી લીધી હતી તે છતાએ તેઓ એક ઇશ્વરભકત તરીકે ઇશ્વર ઇચ્છાને બળવાન માની તેને આધિન રહેવામા શ્રેય સમજી સતુષ્ટ રહેતા હઝરત શાહઅલાહબક્ષ સુલેમાની જ્યારે દિલ્હીમા પહેલીવાર પધાર્યા, ત્યારે બાદશાહે તેમને માનભર્યો આવકાર આપ્યો ખાણા પછી બાદશાહ સલામતે તેમને પોતાના રાજ્યની નિષ્ફળતાનુ કારણ પુછયુ ત્યારે હઝરત શાહ અલાહબક્ષે કહ્યુ કે, મને લાગે છે કે તમારા પૂર્વજોએ બે પ્રેમીઓ વચ્ચે ભીત નાખવાનો જે અપરાધ કર્યો હતો તેનુ આ પરિણામ છે બે પ્રેમીઓને એક બીજાથી જૂદા કરવાનો અપરાધ અક્ષમ્ય છે, તે તમે જાણો છો હઝરત મહબૂબે ઇલાહી અને હઝરત અમિર ખુશરૂ ઉભય એક બીજાને ચાહતા હતા, અને તેઓ અરસપરસ ગાઢ પ્રેમીઓ હતા એ બનેમા એટલી હદ સુધી પ્રેમ હતો કે હઝરત મહબૂબ ઇલાહી વારવાર કહ્યા કરતા હતા કે જો ધર્મશાસ્ત્રોએ એક કબ્રમા બે માણસોને દાટવાની છૂટ આપી હોત તો હુ અને અમિર ખુશરૂ એકજ કબ્રમા દફન થવા ખુશી થાત પ્રેમાળ મૂર્તિસમ એ પ્રેમીઓની સમાધિ વચ્ચે મહમદશાહની સમાધિ બનાવવામા આવી, એ ઘટના બન્ને પ્રેમીઓમા અતર નાખવા સમાન છે, અને એ અપરાધ કર્યા બદલ આજે રાજ્ય ઉપર નાશનુ ચક્ર ફરી રહ્યુ છે.

બહાદુરશાહ બાદશાહને હઝરત શાહ અલાહબક્ષ સુલે-માનીની વાત ઉપર શ્રદ્ધા જામી અને તેનો પ્રભાવે પડયો;

તોયે બાદશાહ સલામત પ્રકટ અને પરોક્ષ રૂપે તેમને રાજ્ય નષ્ટ થવાના જે જે કારણો જણાતા હતા, તે બધા એકાંતમા હઝરત શાહઅલાહબક્ષ સુલેમાનીને કહી દિલની વિકલ વેદના કૈંક અંશે ઠારતા.

## ઉર્સ અથવા મેળો.

બહાદુરશાહ જ્યારે હઝરત મહબૂબે ઈલાહીના ઉર્સ શરીફમા જતા ત્યારે લોકોને બહુજ આનંદ થતો જ્યાં સુધી બાદશાહ આવવા ન પામતા ત્યા સુધી ઉર્સ અટકી રહેતો, અને જ્યારે તેમની પધરામણી થતી, ત્યારે જબરદસ્ત ધામધુમ અને કોલાહલ થતો લોકો હર્ષના પોકારો કરતા, મનુષ્યોની અસાધારણ ઠઠ જામતી આવ જાવના માર્ગો લોકમેદનીના લીધે બંધ થઈ જતા પરંતુ બાદશાહની પધરામણી થતા લોકો તેમને દરગાહમા જવા માટે માર્ગ ખુલ્લો કરી આપતા બજારથી લઈને દરગાહ સુધી જવા માટે માત્ર એકજ માણસ ચાલી શકે એટલી જગ્યા રહેવા પામતી. અથવા માણસોના શરીર વડે એક ન્હાની ગલી થઈ જતી, જેમા થઈને બાદશાહ પ્રથમ મઝાર ઉપર ઉપસ્થિત થતા. બાદશાહના આગમન સાથે ઉત્સવનું મંડાણ થતું, અને તે પછી "કવ્વાલી" નો આરંભ થતો બાદશાહ સલામત એક ગઝલ સાંભળ્યા પછી મેહફીલમાથી ચાલ્યા જતા મેહફીલમાથી નીકળવાના પ્રસંગે ખૂબ રસ જામતો જે દિશાએ બાદશાહ સલામત મૂખ ફેરવતા કે તે દિશામા માણસો વચ્ચે દરવાજા સુધી એક નાની ગલી થઈ જતી

# પરિવર્તન

બળવાની મુશ્કેલીઓ અને તેની જ જાળ જો બહાદુરશાહને માથે પડી ન હોત, તો તેમનુ આદર્શ સાધુજીવન સુખમય પસાર થાત, પણ તેઓ બળવા સમયે વિદ્રોહી સિપાહોના કાવત્રાના ભોગ થઇ પડયા બહાદુરશાહની પુત્રી કુલ્સૂમ ઝમાની બેગમ સ્વય કહેતી કે દિલ્હીની બેવફા ફોજ જે દિવસે અગ્રેજ લશ્કર સાથે યુદ્ધ કરતા પરાજય પામી, ત્યારે હુ તેજ દિને નિયમાનુસાર મારા પિતાશ્રી બહાદુરશાહ સલામતની સેવામા ઉપસ્થિત થઈ હતી બહાદુરશાહ તે સમયે એક મુસલ્લા ઉપર બેઠા બેઠા ઇશ્વર પ્રાર્થના કરી રહ્યા હતા તેઓ ઈશ્વરભકિત અને પ્રાર્થનામા એટલા તલ્લીન હતા, કે મારા આવવાની તેમને ખબરે ન પડી હુ તેમની પાછળ ચુપચાપ ઉભી રહી તેઓ ઈશ્વર પ્રાર્થના કરી રહ્યા હતા તેમના મૂખથી નિકળેલા શબ્દો હજી મ્હારા સ્મર્ણમા છે, તેમની પ્રાર્થના એ હતી —

"હે! દિનાનાથ, આ વૃદ્ધાવસ્થા ભોગવતો હુ આજે મારી પરિક્ષા આપી રહ્યો છુ, માટે હે ઇશ્વર તુ મને સતોષ, ધિરજ અને સહાય આપ, મારી લાજ તારે હાથ છે આ મહાન મુશ્કેલી ભરી પરિક્ષામાથી પસાર થવાની મ્હારામા શકિત નથી, તુજ શકિતનો આપનાર છે.

હે! ઇશ્વર તુ આ નિર્દય, કઠોર ને જડ બુદ્ધિના સિપાહોને સદ્બુદ્ધિ, અને તેમનામા દયાનો સચાર કરી જ્ઞાન આપ કે, તેઓ નિર્દોષ સ્ત્રી અને બાળકો ઉપર ઝુલ્મ

કરતા અટકે હે! ઈશ્વર તુ સર્વવ્યાપક અને સર્વજ્ઞ છે, હુ એ નિર્દય સિપાહોના ક્રૂર કૃત્યોને લેશમાત્ર પણ પસદ કરતો નથી હુ નિરાધાર થઇ પડયો છુ આજે મારો કોઇ સહાયક નથી, કે નથી કોઇ વિશ્વાસુ, કે જેઓના બળ અને સહાય વડે હુ નિર્દય સિપાહોના પજામાથી સ્ત્રી તથા બાળકોની થતી હત્યા અટકાવી શકુ

તારા સિવાય મારો કોઈ સમર્થ સહાયક નથી તુ નિરાધારનો એક આધાર છે તુજ અસહાયનો રક્ષક છે તારા સિવાય હુ કોની સહાય માગુ? હે રાજાઓના રાજા! તુ મ્હને સહાય થા"

બાદશાહ સલામતે પ્રાર્થના કરી ચૂકયા પછી મારી તરફ મોઢુ કર્યું મે પ્રમાણ કર્યો બાદશાહ સલામત આસૂણીની આખે બોલ્યા, "કુલ્સમસૂમ! જીવતી રહેજે બેટી! ઈશ્વરેચ્છાપર સતુષ્ટ રહેવાનો સમય આવી લાગ્યો છે હમણાં મે સ્વપ્નમા જોયુ છે કે છરાઓ વડે મારા બચ્ચાઓની હત્યા કરવામા આવે છે મારા મહેલની સ્ત્રીઓ ઉઘાડે માથે વેરાન જગલમાં ઉભી રડી રહી છે એટલામા કોઈએ હાકલ કરી—"હે! ઝફર! આ અમારા પ્રેમની પીડા છે. અહીં બધા ઉપર આપત્તિઓ આવે છે, જો ગભરાતો ના" આ હાકલ સાભળતા કૈક શાતિ થઈ, મને જે દ્દશ્ય દેખાતુ હતું તે એક સાધારણ વાત જેવુ જણાયુ આરભમા હુ મારા બચ્ચાઓની દુખી દશા જોઈ વ્યાકુળ બન્યો હતો આ સ્વપ્નથી જણાય છે કે મારા વશનો નાશ થશે, અને તે સમય નજદીક આવ્યો છે કુલ્સૂમ! તુ મારી

દીકરી છે અને ઇશ્વરની કૃપાએ બુધ્ધિમાન તથા સમજુ છે, સાધુ જીવન ગાળે છે જયારે આપત્તિ અને દુખનો સમય આવી ઉભો રહે ત્યારે ધીરજ અને સતોષનો ત્યાગ કરતી ના તારા ભાઇ તથા બહેનને પણ હિમત આપજે. ધીરજ અને સતોષનો બોધ આપજે આ સસારમા કોઇ એવો મનુષ્ય નથી જે હમેશ સુખમા રહ્યો હોય આપત્તિ તો સર્વના સાથે આવવાનીજ"

## હુમાયૂંના મકબરા ઉપર.

એટલુ કહીને બાદશાહે મને તથા બીજી કેટલીક સ્ત્રીઓને રથમા બેસાડી હુમાયૂના મકબરા તરફ મોકલી આપી મારી માતા કહેતી કે, હુ જે દિવસે કિલ્લાથી નિકળી, ત્યારે પ્રથમ મહબૂબેઈલાહીની દરગાહમા ઉપસ્થિત થઇ આ સમયે બાદશાહ સલામત ચિતામા વ્યગ્ર હતા ચિતાથી બાદશાહનો ચહેરો ઉતરી ગયો હતો સફેદ દાઢી પર ધૂળ જામી હતી બાદશાહનુ આગમન સાભળી નાના સાહેબ દરગાહ શરીફમા હાજર થયા અને જોયુ કે પવિત્ર સમાધિના માથા પાસે બાદશાહ અઢેલી બેઠા છે તેઓ મને જોતાજ સદૈવ પ્રમાણે મદહસ્યા અને સામે બેસી ક્ષેમ કુશળ પુછવા લાગ્યા. તેઓ બહુજ શાતપણે બોલ્યા, "મે તો પ્રથમથીજ તમને કહ્યુ હતુ કે, આ અભાગ્યા સિપાહો પોતાના મનનુજ કરવાના તેમની ઉપર વિશ્વાસ મૂકવો નહી, તેઓ પોતે ડુબશે અને બીજાઓને પણ પોતાની સાથે ડૂબાડશે અતે

તેમજ થયુ ભાઇ! જો કે હુ એકાતવાસી છુ, પરતુ તે લોહીની સ્મૃતિ છુ કે જેમા શત્રુ સામે છેવટ સુધી ઝઝુમવાની અને સામા થવાની શક્તિ હોય છે મારા બાપદાદાઓ ઉપર એથીયે અધીક દુખના ડુગરો તૂટયા છે, તેઓએ અનેક કષ્ટો સહન કરી જીવન વિતાડયુ છે, તેઓ હિમત હાર્યા નથી પણ મને તો આ સુખાંઇ ભર્યા સિપાહી વિદ્રોહનુ પરિણામ સ્પષ્ટ દેખાય છે હવે એ બીના ચોખ્ખી સમજવી કે ભારતવર્ષના સિહાસનપર હુ તમૂર વશની છેલ્લી નીશાની છું અને તૈમૂર વશનો છેલ્લો બાદશાહ છુ મુગલ શહેનશાહતનો દિપક ટમટમી રહ્યો છે, અને તે થોડા વખતમા હોલવાઇ જશે તેનો જીવ નીકળી રહ્યો છે, અને નીકળી જશે ત્યારે જાણી જોઈને શા માટે વ્યર્થ રકતપાત કરાવુ ? એ કારણે કિલ્લો છોડી ચાલ્યો આવ્યો છુ દેશ ઇશ્વરનો છે, જેને ચાહે તે આપે સેકડો વર્ષ સુધી અમારા વશના વડિલોએ ભારતભૂમિમા અત્યત આનદ અને ઐશ્વર્ય સાથે સિક્કો જમાવ્યો હવે બીજાઓનો સમય છે તેઓ શાસન કરશે, તેઓ તાજવાળા થશે અને અમે તેના પરાજીત થઇશુ આ કઇ ખેદ કે દુખનો વિષય નથી. અરે! અમોએ પણ બીજાઓનો નાશ કરી રાજ્ય મેળવ્યો હતો

આ બધી દુખભરી વાતો થઇ રહ્યા પછી બાદશાહે એક પેટી આપી અને કહ્યુ કે, આ લ્યો તમને સોપુ છુ અમિર તૈમૂરે કુસ્તુનતુનીયા (કોન્સ્ટેન્ટીનોપલ) ઉપર વજય

મેળવ્યો હતો, ત્યારે સુલતાન યલદરમ બાયઝીદના ખજાનામાંથી આ સમ્પત્તિ મળી આવી હતી, તેમા હુઝુર સરવરે કાએનાત (સ) ની દાઢીના પાચ વાળ છે, જે આજ સુધી અમારા વશમા એક પછી એકને પવિત્ર વસ્તુરૂપે અપાતા આવ્યા છે હવે મારા માટે પૃથ્વી અને આકાશ ઉભયમા ઠેકાણુ નથી તો એને લઈ કયા જાઉ ? તમારાથી વધુ કોઈ એનો અધિકારી નથી લ્યો એને રાખો આ મારા હૃદય અને નેત્રાની શાતિ છે આજની ભયકર આપત્તિમા એને મારાથી જૂદા કરી તમને સોપૂ છુ, નાના સાહેબે તે લઇ લીધી અને દરગાહ શરીફના ખાનગી ખજાનામા દાખલ કરી ત્યા તે હજી સુધી છે, અને દર વર્ષે ઇસ્લામી માસ રબીઉલ–અવલમા તેના દર્શન કરાવવામા આવે છે

નાના સાહેબને બાદશાહે કહ્યુ, "આજે ત્રણ વખત થયા મોઢામા એકે કોળીઓ નાખવાનો અવકાશ મળ્યો નથી ભુખ કડકડીને લાગી છે, જો ઘરમા કૈ ખાવાને તૈઆર હોય તો લાવો" નાના સાહેબે કહ્યુ, "અમો પણ મોતને કાંઠે આવી ઉભા છીએ નાશનુ ચક્ર અમારા સાથે ફરી રહ્યુ છે તેથી રાધવા કરવાની શુદ્ધી નથી ઘરે ચાલો, જે કૈં તૈઆર હશે તે હાજર કરીશ માટે પધારો જ્યા સુધી હુ અને મારા બાળકો જીવતા છે, ત્યા સુધી કોઇનીએ તાકાત નથી કે તે આપને હાથ લગાડી શકે પ્રથમ અમે બધા મરી જઇશું તે પછીજ આપને કોઈ ઇજા કરી શકશે" બાદશાહે ઉત્તર આપ્યો, "તમારી કૃપા છે કે, આવી

લાગણી બતાવો છો, પરંતુ આ વૃધ્ધ શરીરની રક્ષા માટે હું કદી પોતાના અનુયાયીઓને વધ સ્થળમા મોકલવા ઈચ્છતો નથી દર્શન કરી ચૂકયો, અમાનત સોપી હવે હું હુમાયૂના મકબરામા જઈશ અને હમેશ માટે શાતિ શોધીશ"

નાના સાહેબ બાદશાહ સાથે ઘેર આવ્યા અને તેઓએ પુછયુ કે કે ખાવાનુ છે કે? ત્યારે ઉતર મળ્યો કે ચણાના લોટની રોટલી અને પાણી તૈઆર છે બહાદુરશાહે તે ચણાના લોટની રોટલી ચટણી સાથે ખાધી, અને પાણી પીધા પછી ઈશ્વરને ધન્યવાદ આપી સતોષ દર્શાવ્યો ત્યાર પછી તેઓ હુમાયૂના મકબરા (રોજા) મા ગયા અને ત્યાથી બ્રિટીશોના હાથમા કેદ થઇને રગુન ખાતે ગયા રગુનના કેદખાનામા પણ બાદશાહના સાધુજીવનમા ભેદ આવ્યો ન્હોતો અને જ્યા સુધી તેઓ જીવતા રહ્યા ત્યા સુધી સતુષ્ટ, ઈશ્વરભકત, સાધુ સમાન જીવન વ્યતિત કરતા રહ્યા. એજ બહાદુરશાહ દિલ્હીના છેલ્લા મુગલ સમ્રાટ અને ઉર્દૂ ભાષાના સુપ્રસિદ્ધ કવિ "ઝફર" હતા

બહાદુરશાહ ઝિનત મહેલ નામની એક યુવાન રૂપસુદરી સાથે પરણ્યા હતા ઝિનત મહેલને રાજમાતા થવાની બહુજ લાલસા હતી ઝિનત મહેલ બુધ્ધી તેજવાળી ચતુર હોઈ હિમતવાન હતી બહાદુરશાહના અતિમ દિવસોમા રાજ કારોબારમા ઝિનત મહેલની સત્તા સર્વોપરી હતી બાદશાહ સલામત તે નવયુવાન રૂપસુદરીને રાજકાજમા દખલગીરી કરવા દેતા અને ઝિનત મહેલે પણ પોતાની સત્તા અમિર ઉમરાવો ઉપરાત ખૂદ બાદશાહ ઉપર બહુજ જમાવી હતી,

પણ તેનામાં મુત્સદ્દી પણ નહોતુ ઝિનત મહેલની વફાદારી અને તેની અદ્વિતિય હિંમત ઈતિહાસના પાનાઓ ઉપર અમર-પણે લખાએલી છે.

બહાદુરશાહને જન્મકેદની શિક્ષા થઇ ત્યારે ઝિનત મહેલે સ્વેચ્છાએ બહાદુરશાહ સાથે રંગુનના કેદખાનાની ભયંકર ભીંતોમાં પોતાનું જીવન વીતાડવાની ઈચ્છા દર્શાવી, અને બહાદુરશાહના જીવન અંત સુધી એ સહનશીલ રૂપસુંદરી ઝિનત મહેલ કેદખાનામા રહી જે સબંધેનુ સવિસ્તર વર્ણન આ પુસ્તકના અંત ભાગમા કરવામા આવ્યુ છે

બહાદુરશાહ બાદશાહ "ઝફર" ઉપનામે કવિતા રચતા કવિ ઝઓકને તેમણે રાજકવિ તરીકેનુ માન આપી પોતાના ઉસ્તાદ બનાવ્યા હતા પાઠકોની જાણ માટે બહાદુરશાહના થોડાક કાવ્યો (ગઝલો) આ પુસ્તકના છઠ્ઠા ખંડમા રજૂ કર્યા છે



ખંડ બીજો

## કરૂણ કથાઓ



સંસાર પરિવર્તનશીલ છે આસમાની સુલતાની આ દુનિઆમાં દરેક મનુષ્યના શિરે આવે છે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ ભોગવવા સરજાએલા મનુષ્યો એ ઇશ્વરી ન્યાયને ફરજ્યાત શરણે થાય છે. મોટા મોટા મહારાજાઓ સંસારના પરિવર્તન ચક્રે ચઢી આસમાની સુલતાનીના ન્યાયને અનુભવી સંસાર ત્યાગી ગયા વીસમી સદીના રશિઅન ઝારની સમર્થ સત્તા જોત જોતામાં નાશ પામી તેનું તાજ લોકના ઠોકરે ઉડયું, તેનું તખ્ત ધૂળ ભેગું થયું ગઇ કાલે એવી કલ્પના કોણ કરી શકતું હતું કે રશિઆના ઝારની આજે આવી દશા થશે? આસમાની સુલ્તાનીના ઈશ્વરી ન્યાયમાં એ શકિત છે કે તે શિખરે ચઢેલા મહારથીઓને પલવારમાં હેઠો પાડે, અને ગમે તો એક ભિક્ષુકને મહારાજાઓ ઉપર સત્તા ચલાવનો બનાવે દિલ્હીના મુગલ સમ્રાટ બહાદુરશાહની વાત પણ એ બિનાની સાક્ષી પૂરશે કે પલવારમાં તેનું તાજ ગયું, તખ્ત ગયું અને તેની જાહોજલાલીને મહોજજવલતા ગઈ દિલ્હીના જે દીવાને ખાસમાંથી બહાદુરશાહના શાહી હુકમો નિકળતા, તેજ દીવાને ખાસ નામક સદનમાંથી કર્નલ ડાવેસ, મેજર પામર, મેજર રેડમંડ, મેજર સાયર્સ અને કેપટન રોડના કમિશને એ દિલ્હીપતિ બહાદુરશાહની પદભ્રષ્ટતા તથા ફાંસીની

સજાનો હુકમ સંભળાવ્યો પણ બીજી કોર્ટે દયા દાખવી ફાંસીની સજા રદ કરી ને મરણપર્યંત એન્ડેમાન્ડ બેટ અથવા ગવર્નર જનરલ બીજુ જે સ્થાન નક્કી કરે તેમા કેદ રહેવાનો હુકમ ફર્માવ્યો આવી રીતે એક મહાન મુગલ શહેનશાહ રાજ મહેલ ત્યાગી રંગુનના કેદખાનામા કેદખાનુ સેવતો દુખ અને પરાધિનતા ભોગવી મરણ પામ્યો સંસાર પરિવર્તનશીલ છે એની સાક્ષી પૂરતા અનેક ઉદાહરણો ઇતિહાસના પાના ઉપર અમ પણે લખાએલા છે

૧૮૫૭ ના બળવા સમયે અને તે પછી દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહના કુટુંબીઓ વંશજો અને તેમના દરબારના બીજા ઉમરાવો ઉપર કેવી કેવી વિપત્તીઓ પડી હતી, તેની કરૂણ કથાઓ અત્રે રજુ કરવામાં આવે છે

## કથા પહેલી.



### શાહઝાદો.

બળવાથી એક વર્ષ અગાઉની વાત છે દિલ્હી બહાર એક જંગલમા શાહઝાદાઓ શિકાર કરી રહ્યા હતા તેઓ હસ્તા રમતા આનંદ સાથે ફરી રહ્યા હતા અને તદ્દન બ્હીક વિના બેદરકારી સાથે નાના પક્ષીઓ તથા ચકલીઓનો શિકાર કરતા હતા જે પક્ષીઓ બપોરના તડકાથી બચવા વૃક્ષ ડાળો ઉપર



દિલ્હીના શહેનશાહ અને શાહજાદાઓને કેપ્ટન હડસન કેદ પકડે છે.

( ચિત્ર પરિચયમાં નં ૫ જુઓ )

છાયામા બેસી કલરવ કરી રહ્યા હતા, તે પક્ષીઓને મારી રહ્યા હતા તેટલામા એક ફકીર સામેથી આવી ચઢયો અને તેણે અતિષય નમ્રતા પૂર્વક વિવેક સહિત સલામી ભરીને વિનતી કરી, "શાહજાદાઓ! એ મુગા પક્ષીઓને શાને સતાપો છો? તેઓએ તમારૂ શું બગાડયુ છે? એઓ મુગા છે, તમે જે દુખ આપી રહ્યા છો તે તેઓ કહી શકતા નથી તમો બાદશાહોના પુત્ર છે બાદશાહોએ પોતાના દેશનિવાસીઓ સાથે પ્રેમ તથા કૃપા ભર્યો સબધ રાખવો જોઇએ આ પક્ષીઓ પણ તમારા દેશમા રહે છે તેઓ સાથે પણ દયા અને ન્યાયની વર્તણુક રાખવી ઉચિત છે"

વડો શાહજાદો કે જેની વય ૧૬ વર્ષની હતી, તે લજ્જિત થયો અને પોતાના હાથમાથી પક્ષી વધ કરવાના સાધનો છોડી નાખ્યા, પરતુ નાનો શાહજાદો નસીર–ઉલ–મુલ્ક બગડયો, અને ગુસ્સામા બોલ્યો–"જા! બે ટકાના માણુસ, અમને ઉપદેશ આપવા નિકળનાર, તુ કોણુ અમને સમજાવનારો? શિકાર સહુ કોઇ કરે છે અમોએ કર્યો તો શુ પાપ કર્યું?"

ફકીરે કહ્યુ–"દુનિયાના સરદાર! ગુસ્સે ન થાઓ શિકાર એવા પશુઓનો કરવો જોઇએ કે એક જીવ જાય તો પાચ દશ જીવો તેમાથી પેટ ભરી શકે પણ આ નાના નાના પક્ષીઓને મારવાથી શો લાભ? વીસ મારશો તો પણ એક માણુસનુ પેટ ભરાશે નહી" નસીર મિરઝા ફકીરના બીજી વારના ઉપદેશથી ચીરડાઇ ગયો, અને ગુસ્સામા લાલચોળ થઇ ફકિરના ઘુટણુ ઉપર જોરથી એક પત્થર ગુલેલવડે માર્યો, જે ઘાની

વેદના વેઠતો ફકીર ગયો, અને તેના મોઢેથી આ શબ્દો નિકળતા સભળાયા–" ઓહ ! ટાગ તોડી નાખી " ફકીરના જમીન ઉપર પડતાની સાથેજ શાહજાદાઓ ઘોડા ઉપર બેસી કિલ્લા તરફ ચાલ્યા ગયા ફકીર ઘસડાતો ઘસડાતો સામેના એક કબ્રસ્તાન તરફ જવા લાગ્યો તે ઘસડાતો જતો અને કહેતો જતો કે, "તે સિહાસન કેવી રીતે સ્થિર રહેશે, જેના ઉત્તરાધિકારી એવા નિર્દય અને કઠોર છે છોકરા ! તે મારી ટાગ તોડી, ઇશ્વર પણ તારી ટાગ તોડે, અને તુ પણ મારી જેમ ઘસડાતો રિબાતો ફરે ! !

—— o ——

## પ્રકરણ બીજુ

તોપોની ગગનભેદી ગર્જનાઓ કાનના પરદા ફાડી નાખતી હતી ચારે તરફ શહેરીઓની લાશોના ઢગલે ઢગલા પડેલા નજરે પડતા હતા સદૈવ ગર્જતુ શહેર દિલ્હી આજે નિર્જન તથા સુમસાન થઇ રહ્યુ હતુ દિલ્હીના લાલ કિલ્લામાથી આજે કેટલાક શાહજાદાઓ ન્હાસતા દેખાયા તેઓ પહાડગજ તરફ વ્યાકુળ થઇ દોડી જતા હતા બીજી બાજુથી વીસ પચ્ચિસ ગોરા સિપાહીઓ હલ્લો કરતા ચાલ્યા આવતા હતા તેઓએ ન્હાસી જતા શાહજાદાઓ ઉપર ગોળીઓનો વરસાદ વરસાવ્યો સવારીના ઘોડાઓ અને કુમળા શાહજાદાઓ લોહીલુહાણ થઇ જમીન ઉપર પટકાઇ પડયા ગોરાઓ જયારે નજદીક આવ્યા ત્યારે તેમણે જોયુ તો બે શાહજાદાઓ પરલોકવાસી થયા હતા પરતુ તેમાનો એક શાહજાદો હજી સુધી શ્વાસ લઇ રહ્યો હતો એક સિપાહીએ જીવીત શાહજાદાનો હાથ પકડી ઉઠાડયો, તપાસ કરતા જણાયુ કે કયાએ ઘા લાગ્યો નથી, પણ ભયના

કારણે બેશુદ્ધ થઇ ઘોડા ઉપરથી પડી ગયો હતો જમીનપર પડતા શરિરે ઘસારો લાગ્યો હતો જીવીત શાહજાદાના હાથ ઘોડાની ઝીન સાથે બાધવામા આવ્યા અને થોડાક સિપાહીઓની સરક્ષતાએ "કેમ્પ"મા મોકલી દેવામા આવ્યો કેમ્પ ડુગર ઉપર હતો, ત્યા અગ્રેજોની છાવણી હતી જ્યારે વડા ઓફીસરને સમાચાર મળ્યા કે તે બાદશાહ "ઝફર" નો પૌત્ર નસિરૂલ મુલ્ક છે, તો તે બહુજ પ્રસન્ન થયો, અને હુકમ આપ્યો કે તેને સાવધાની પૂર્વક કેદ રાખો

—— o ——

## પ્રકરણ ત્રીજુ.

—✱ o ✱—

વિદ્રોહીયોનુ સૈન્ય પરાજય પામીને ન્હાસવા લાગ્યુ. અગ્રેજોનુ લશકર વિજય ધ્વજા ફરકાવતુ શહેરમા દાખલ થયુ બહાદુરશાહ હુમાયૂના મકબેરા (રોજા) મા અગ્રેજોના હાથે કેદ થયા તૈમુરી વશની અખડ જયોતિ ઓલવાઇ ગઈ પરિણામે શાહી ખાનદાનના પુરૂષ અને સ્ત્રીઓ ઉઘાડે માથે, અને નિર્દોષ બાળકો અન્ન અને વસ્ત્ર વિના જગલો તરફ જઇ ત્યા વસવા લાગ્યા માતાઓ પોતાના યુવાન પુત્રોને લોહીમા તરફડતા જોઇ પોક મૂકી રડતી ભાઇ બ્હેનની શોધમા બાવરો બનેલો દેખાતો, બ્હેન પોતાના ભાઇની અવદશા જોઈ ત્રાસી ઉઠતી ૧૮૫૭ ના બળવાએ શાહી કુટુંબીઓને વેરવિખેર કરી નાંખ્યા તે કાળ ઇતિહાસમા કરૂણ બનાવ તરીકે નોધાઈ અમર રહેશે

મિરઝા નસિરૂલ મુલ્ક ડુગર ઉપર આવેલી અગ્રેજોની કેમ્પમા રસીથી જકડાએલા કેદ બેઠા હતા દુખ તેમનો સાથી હતો, છુટકારાની આશા ન્હોતી, નાસીપાસ થઈ ચિતામાં પડયા હતા ત્યા એક પઠાણ સિપાહી દોડતો આવ્યો, સિપાહીએ મિરઝાને ધીમેથી કહ્યુ,–"ચાલ્યા જાઓ! મે તમારા છુટકારા માટે વડા સાહેબ પાસેથી રજા મેળવી છે શિઘ્રજ ન્હાસી જાઓ વિચારવાનો આ સમય નથી"

શાહી ખાનદાનના કોમળ મિરઝા પગે ચાલવાનુ કયાથી જાણે? કઇ સમજમા ન્હોતુ આવતુ કે હવે કયા જવુ? અને શુ કરવુ? પરતુ મરતો શુ ન કરે? મિરઝાએ પઠાણને ધન્યવાદ આપ્યો અને ત્યાથી નિકળી સીધો જગલનો માર્ગ લીધો પરતુ તેમને એનીયે ખબર ન્હોતી કે પોતે કઈ તરફ અને કયા જઈ રહ્યા છે લગભગ એક માઈલ ચાલ્યા હશે કે પગમા છાલા પડયા, જીભ તરસને લીધે સુકાઈ ગઈ, ગળામા કાટા પડયા, પાસેના એક વૃક્ષ નિચે છાયામા જઇ બેઠા દુખી મિરઝા આખે આસુ લાવી રડમસ થઈ આકાશ તરફ જોતા ઈશ્વરને પ્રાર્થી બોલ્યો,—"હે! ઈશ્વર, અમારા ઉપર આ તે કેવી આપત્તી! આ તે કેવો જુલમ?! અમે કયા જઇએ? આ વિશાળ જગતમા અમારા માટે કયાએ સ્થાન નથી હે! પ્રભુ તુ અમારી સ્હાય કર!" મિરઝા આકાશ ગમ જોતા રડી પડયા તેમનુ હૃદય ભરાઈ આવ્યુ

જે વૃક્ષ હેઠે બેઠા હતા, જે વૃક્ષની એક ડાળ ઉપર મિરઝાની દ્રષ્ટિ પડી તો દેખાયુ કે એક પક્ષી વૃક્ષની ડાળે પોતાના

માળામાં સુખેથી કલરવ કરી રહ્યુ હતુ, જાણે શાહઝાદાની પરાધિનતા સાથે પોતાની સ્વાધિનતાને સરખાવી તેને બાળવાને કલરવ કરતુ હોય શાહજાદાને પક્ષીની સ્વતત્રતા વિષે ઇર્ષા થઇ અને મનમા કહેવા લાગ્યો,–" પક્ષી ! તુ મારા કરતા લાખ દરજ્જે સારો છે કે તુ નિરાતે માળામા બેસી આનદ કરે છે, પણ હુ શાહજાદો છુ, તોયે મારા માટે આજે આકાશ અને પાતાળમા કયાયે સ્થાન નથી તુ જાણે છે, હુ કોણ છુ ? દિલ્હીના મહાન મુગલ સમ્રાટ મ્હારા દાદા થાય છે. તૈમૂરી વશનો હુ શાહજાદો છુ, જેના નામના ડકા સમસ્ત ભારત વર્ષમા વાગતા હતા તેને આજે બે હાથની જગ્યાએ નથી"

થોડેક દુર એક વસ્તી દેખાતી હતી, મિરઝાએ સાહસ કરીને ત્યા જવાનો વિચાર કર્યો પણ પગમા પડેલા છાલા ચાલવાયે ન દેતા પરતુ જેમ તેમ પડતા આખડતા ત્યા જઇ પ્હોચ્યા, તો ત્યા પણ અદભુત દ્રષ્ય દેખાયુ

## શાહઝાદીની અવદશા.

એક વૃક્ષ હેઠળ સેકડો અનાડી મનુષ્યો ભેગા મળી એક તેર વર્ષની નિર્દોષ બાળીકાને પજવી રહ્યા હતા એ નિર્દોષ બાળકી અતિ કોમળ હતી, તેના ચહેરાના ભાવો હરપળે ભય, ત્રાસ અને દુખથી બદલાતા કાન લોહીલોહાણ થઇ રહ્યા હતા અને અનાડી ગામડીયાઓ તેનુ રડવાનુ, તેનુ દુખ અને તેની ચીચીઆરીઓ સાભળીને ખૂબ હસ્તા, જેને ફાવે તેમ તે મશ્કરી કરી આનદ કરતો એ બાળકી સખ્યાબધ વરૂઓના

પજામા પડી હતી, તેનો ત્યા કોઇ આધાર ન્હોતો તે નિરાધાર હતી મિરઝાની દ્રષ્ટિ તે બાળકી ઉપર પડી, બાળકીએ મિરઝાને ફાટેલી નજરે જોયા બનેની આખો મળી, બંને એક બીજાને ખુબ નિહાળવા લાગ્યા બાળકી મિરઝાને જોતાજ જોરથી પોકારી ઉઠી, મિરઝા તેના પોકારથી ત્રાસી ઉઠયા, તેમનાથી એ દ્રષ્ય સહેન ન કરી શકાયુ મિરઝા યાહોમ આગળ વધ્યા અને એ નિર્દોષ બાળકીને ભેટી પડયા

"ભાઇ" બ્હેન બોલી

"બ્હેન!" મિરઝાએ શબ્દ ઉચ્ચાર્યો

એક બીજાથી કઇ વિશેષ બોલાયુ નહીં, બને ગળે ભેટી હ્રદય ખોલી રડવા લાગ્યા શાને ન રડે? એ દિવસો ભાવીએ જાણે રડવાનેજ તેઓ માટે નિર્માણ કર્યા હોય એમ લાગતુ

મિરઝા નસિરૂલ–મુલ્કની આ ન્હાની બ્હેન પોતાની માતા સાથે રથમા બેસી "કુતુબ સાહેબ" તરફ ગઇ હતી મિરઝાને એની કલ્પનાએ ન્હોતી કે તે આવી આપત્તિમા ફસાઇ પડશે

મિરઝાએ પુછ્યુ,–"મલેકા! તુ અહી કયાથી?" તે રડતા બોલી, "ભાઇ! ગુજરોએ અમને લુટી લીધા, માતાજીને બીજા ગામવાળાઓ ઉચકી ગયા અને મને આ ગામડયા લોકો અહી ઉઠાવી લાવ્યા મારા કાનના એરણો આ લોકોએ કાન ચીરીને ઝુટવી લીધા ભાઇ! આ ઝાલીમોએ મને તમાચાઓ માર્યા ભાઇ! મારે જીવવુ નથી રે! મારાથી મરાતુ એ નથી જુઓ

તો કેવો જુલમ થઇ રહ્યો છે” એટલુ કહીને તે બાળકી ધ્રૂસ્ક ડુસકે ડુસકે રડવા લાગી

શાહજાદાએ પોતાની વ્હાલી બ્હેનને આશ્વાસન આપ્યુ, શાત થવા વિનવ્યુ ધીરજ, રાખવા સમજાવ્યુ ત્યારબાદ તે અનાડી ગામડયાઓને નમ્રતાપૂર્વક શાહજાદો અરજ કરવા લાગ્યો,–“ આ ગરીબ અને નિર્દોષ બાળીકાને છોડી દયો” મિરઝા માત્ર એટલા શબ્દો બોલ્યા, ત્યા ત્રાડ મારી એક ગામડયો પોકારી ઉઠયો,- “ચાલ, ચાલ્યો જા, નિર્દોષ અને ગરીબ બાળકી તુ કોણુ છે કહેનાર? મોટો બચાવનાર આવ્યો, જો તારે એને બચાવવીજ હોય તો લાવ કમત અને છોકરી લઇજા અમો એને દુર ગામમાથી લાવ્યા છીએ, માટે વગર કિમતે છોડી ન શકિએ પૈસા હોય તો લાવ, નહી તો આ રહ્યા રસ્તો”

એ ગામડયો ફાવે તેમ બોલવા લાગ્યો મિરઝા એ લોકોને જોઇ નિશ્વાસ નાખી બોલ્યો, “પણુ—”

“પણુ બણુ કઇ નહીં જો જરાયે બોલ્યો છે, તો આ તલવારના એકજ ઝટકે તારૂ માથુ ઉડાવી દઇશ” તે ગામડયો બોલ્યો

“ચૌધરીઓ! કિમત કયાથી આપુ? હુ પોતે તો તમારી કનેથી રોટલાનો ટૂકડો માગવાને યોગ્ય છુ ચૌધરીઓ! દયા કરો અને યાદ કરો, ગઈ કાલે અમે તમારા બાદશાહ સલામત હતા ગઈ કાલે તમો અમારા પ્રજાજન હતા, આજે

અમારાથી આખ ન ફેરવો ઈશ્વર કોઇને પાયમાલ ન કરે અમો આજે દુખીયા છીએ, રાજા મટી ભિક્ષુક થયા છીએ, સેંકડોની કાકલુદી સાભળનારા અમે, આજે તમારી પાસે કાકલુદી કરીએ છીએ અમારી અરજ સ્વીકારો જો ઈશ્વર અમારા દિવસો બદલી નાખશે, તો તમોને માલા માલ કરી નાખશુ ” મિરઝાએ રડમસ થઈ ચોધરીઓને આજીજી કરી

એટલુ સાભળતાજ અનાડીઓ ખુબ હસવા લાગ્યા અને બોલ્યા કે, “ઓહો! ત્યારે તો તમે બાદશાહ સલામત છો! બસ, હવે તમારી સારી કિમત ઉપજશે તમોને ફિરગીઓના હાથમા સોપીશુ, તેઓ તમારી સારી કિમત અમને જરૂર આપશે ”

આ વાતો થઈ રહી હતી, ત્યા અગ્રેજી લશ્કર આવી પહોચ્યુ અને તેઓએ ગામના માણસોને ઘેરી લીધા બધા-માથી છના હાથ બાધ્યા, ચાર ચોધરીઓ અને બે શાહજાદા તથા શાહજાદી એ બધાને કેદી તરીકે સાથે લઈ ગયા

—— o ——

## પ્રકરણ ચોથુ.

ચાદનીચોક એ દિલ્હીનુ મુખ્ય સ્થાન છે એ ચોકની સામેજ બાદશાહી કિલ્લો અને તેમા શાહી મહેલો છે ચાદની ચોકમા ફાસીના માચડા ઉભા કરવામા આવ્યા હતા અગ્રેજ અમલદારો જેને કહેતા, કે આ ફાસીને યોગ્ય છે, તેને ફાસી

આપવામા આવતી એવી રીતે દરરોજ સેકડો માણુસો ફાસીના માચડે ચઢી પ્રાણુ દેતા એ ફાસી સિવાય હજારો માણુસો બદુકની ગોળીઓથી વિધાઇ મરણુને શરણુ થતા તલવારના કારી ઘાથી સેકડો રીબાઈ રીબાઇને મરી જતા, મરવુ એ સાધારણુ વાત થઈ ગઈ હતી, તેમ મારી નાખવુ એ રક્ષા ગણાતુ ચોમેર દિલ્હીમા કત્લેઆમ સિવાય કઇયે હતુજ નહીં

મિરઝા નસિરૂલ-મુલ્ક અને તેની ન્હાની બ્હેનને વડા સાહેબ સમક્ષ રજુ કરવામા આવ્યા સાહેબે ઉભયને નાની વયના કારણે છોડી મૂકવાનો હુકમ કર્યો બન્ને છુટકારો મેળવી એ સાહેબને ત્યાજ નોકરીએ રહ્યા ચોધરીઓને ફાસીની સજા થઈ એઓને ફાસી દેવા લઈ જવામા આવ્યા મિરઝા નસિરૂલ-મુલ્ક, સાહેબના ઘરની બજાર લાવવાના કામે રોકાયા ત્યારે તેની બ્હેન શાહઝાદી, સાહેબના બચ્ચાઓને ખવાડતી તથા રમાડતી શાહઝાદીએ દુખ જોયુ ન્હોતુ, અરે! તેની કલ્પનાએ કરી ન્હોતી! તે આવી દુખદ દશામા શી રીતે જીવી શકે? દુખના કારણે જરજરીત થઈ થોડા દિવસોમા મરણુ પામી મિરઝાને બ્હેનના પરલોકવાસ થવાથી સખ્ત આઘાત થયો તેમની પ્રકૃત્તિ બગડવા લાગી સાહેબની નોકરીમાથી છુટા પડયા પછી જૂદે જૂદે ઠેકાણે નોકરી કરી સરકાર માબાપે તે પછી મિરઝા નસિરૂલ-મુલ્કને માસિક રૂપીઆ પાચનો પગાર બાધી આપ્યો મિરઝાએ ત્યારથી નોકરી મૂકી દીધી

એક વર્ષની વાત છે કે દિલ્હીના ચિતલી કબર, બજાર કમરા બગશ આદિ સ્થાનોમા એક વૃદ્ધ પુરૂષ જેના ચહેરા

ઉપરથી તે કોઇ કુલિન ખાનદાનનો હોય એમ જણાતો હતો તે રસ્તા ઉપર ઘસડાતો હતો તેના પગ કદાચ લકવાને કારણે નકામા થઈ ગયા હતા તેથી તે પોતાના હાથના ટેકા વડે માર્ગમા ઘસડાતો ઘસડાતો ચાલતો હતો તેના ગળામા એક ઝોળી હતી, અને બે ડગલા ચાલતા બેસીને તે લોકોને આશા ભરી દૃષ્ટિએ જોતો જાણે તે પોતાની આખો વડેજ પોતાની દીનાવસ્થા પ્રગટ કરી ભીક્ષા માગતો જેઓને તેના વૃતાતની માહિતી હતી, તેઓ દયાથી તેની ઝોળીમા યથાશક્તિયે કઇને કઇ નાખી દેતા પુછતા જણાયુ કે એનુ નામ મિરઝા નસિરૂલ મુલ્ક છે, અને તે બહાદુરશાહ બાદશાહનો પૌત્ર થાય છે સરકારી પેન્શન કરજ ચુકવવામા આપી દે છે, તેથી ભિક્ષા માગી જીવન નિર્વાહ કરે છે હિંદના શાહઝાદાનુ જાહેર રસ્તા ઉપર ભિક્ષા માગતા દેખાવુ એ કઠોરમા કઠોર હૃદયને પણ પિગળાવી નાખે તેમ હતુ

તે ફકિરના શ્રાપ ફળ્યા, તેનુ કહેવુ પૂરૂ થયુ ફકિર તેજ હતો, જેની ટાગ ઉપર શાહજાદાએ ઘા કર્યા હતા અને તેથી તે લગડો થઈ ગયો હતો ભિક્ષા માગતો શાહઝાદો મિરઝા નસિરૂલ–મુલ્ક એજ દશા ભોગવતો પરલોકવાસ પામ્યો

શાહઝાદા નસિરૂલ–મુલ્કની વાસનાઓ, ભાવનાઓ, અને મનકામનાઓ તેના મનમાજ રહી બહાદુરશાહ બાદશાહ "ઝફરે" પોતાના એક કાવ્યમા યોગ્યજ કહ્યુ છે –

ખારે હસરત કબ્ર તક દિલમે ખટકતા જાએગા,
મુર્ગ બિસ્મીલકી તરહ લાશા ફડકતા જાએગા

—— ० ——



શાહજાદા જવાંબખ્ત.

( ચિત્ર પરિચયમાં નં ૭ જુઓ

કથા બીજી

## અનાથ રાજકુમાર.



### પ્રકરણ પહેલું



માહઆલમ એક રાજકુમાર હતો, જે દિલ્હીના બાદશાહ શાહઆલમનો દુહિત્રો હતો બળવા સમયે તેની વય માત્ર અગ્યાર વર્ષની હતી રાજકુમાર માહઆલમના પિતા મિરઝા હયદરને અન્ય શાહી ખાનદાનવાળાઓ જેમ માસિક સો રૂપીઆ મળતા હતા કિંતુ તેની માતા પાસે સારા સમયે સંગ્રહેલા પૈસા હતા, તેથી તેમને એ સો રૂપીઆ માસિકની વિશેષ દરકાર ન્હોતી

જ્યારે બળવો થયો ત્યારે માહઆલમની માતા બિમાર હતી, ચિકિત્સા થતી હતી બાદશાહ જે દિવસે કિલ્લામાંથી નિકળ્યા, અને દિલ્હીની પ્રજા વિકળ થઇને ફાવે તેમ ન્હાસવા લાગી, તેવા સમયે માહઆલમની માતાનો સ્વર્ગવાસ થયો. આ ધભરાટના ગંભીર પ્રસંગે દરેક પોતપોતાના જીવની રક્ષા કરવા મથતો કોઇનેયે કોઇની પોતા સિવાય વધારે ચિંતા ન્હોતી એવા પ્રસંગે માહઆલમની માતાનો સ્વર્ગવાસ—એ અદ્ભૂત નિરાશા ઉત્પન્ન કરવાને પૂરતું હતું મૃત્યુ પામેલા

શરિરની ઇસ્લામી શાસ્ત્રો મુજબની અતિમ ક્રિયાઓ કરવા કોઇયે તૈયાર ન્હોતુ બધા પોતપોતાના જીવની રક્ષા કરવાને ગુથાયા હતા, આખુ દિલ્હી એ બળવાના કારણે હચમચી ગયુ હતુ, અને બાદશાહ કિલ્લો છોડી ગયા તે કારણે બધા ગભરાએલા હતા તે સમયે મૃતક શરિર માટે 'કફન' અને 'દફન'ની ગોઠવણ કરવી અસભવિત હતી ન તો 'ગુસલ' દેનારી મળતી, કે ન્હોતો મળતો કોઇ શબ પાસે બેસનાર

શાહઝાદાઓ માટે એવો નિયમ હમેશથી હતો કે તેઓ મૃતક શબ પાસે જતા નહી શબ પાસે શાહઝાદાઓએ જવુ નહી એ બધન અત્રે બહુજ ભારે પડી ગયુ હતુ શબની દરેક અતિમ ક્રિયાઓ ભાડુતી અથવા પગારદાર માણસોના હાથે કરાવવામા આવતી બળવાના કારણે દરેક જણ ન્હાસભાગ અને ગભરાટમા હોવાથી કોઇ એવો માણસ મળી ન શકયો, જે શબની અતિમ ક્રિયાઓ કરે ઘરમા બે દાસીઓ હતી પરતુ તેણીઓ શબને 'ગુસલ' દેવા જાણતી ન્હોતી, મિરઝા હયદર કેળવાએલા હતા, પણ કોઇ દિવસે તેમને શબની અતિમ ક્રિયાઓ કરવી પડી ન્હોતી, તેથી તેઓ ઇસ્લામી શાસ્ત્ર મુજબ શબની અતિમ ક્રિયાઓ કરી જાણતા નહીં

એ રાજવશીઓના કેટલાક કલાકો એજ મુઝવણ અને દુખમા વિત્યા, એટલામા સભળાયુ કે અગ્રેજી લશ્કર શહેરમા ઘુસી આવ્યુ છે, અને હવે કિલ્લામા આવવા ચાહે છે આ સમાચાર સાભળી મિરઝાની રહેલી શુદ્ધ પણ ઉડી ગઇ તેમણે શિઘ્રજ શબને ખાટલા ઉપરજ રહેવા દઇ કપડા

ઉતારી 'ગુસ્લ' દેવા બદલ અંગોળ કરાવવાનું કાર્ય આરભ્યુ. એ ગુસ્લ નહી કહેવાય! માત્ર લોટામા પાણી ભરી મૃતક શરિર ઉપર નાખવા લાગ્યા કફન કયાથી મળે? શહેરથી શહેરીઓ ન્હાસતા હતા, બજારો અને દુકાનો બધ હતી કફનને લાયક ઘરમા કઇ કપડુ ન્હોતુ તેવા સમયે પલગ ઉપર પાથરવાની ચાદર લઈ તેમા શબને લપેટી લીધુ એટલુ કાર્ય ઉતાવળે ફાવે તેમ પુરૂ કર્યું, પણ હવે ચિતા થવા લાગી કે એ શબને ભૂમિદાહ કયા દેવો? દફન કરવા માટે શબને બહાર લઇ જવાનો અવસર ન્હોતો, એજ વિચારમા એ રાજવશી ગુથાએલા હતા દુખ અને ચિતાથી તેઓ કટાળ્યા હતા, તેજ સમયે ધડાકા સાથે અગ્રેજ અને શિખ લશ્કરના કેટલાક માણસો અદર ઘુસી આવ્યા તેઓએ આવતાની સાથેજ મિરઝા અને માહઆલમને કેદ કર્યા, તે પછી ઘરનો સરસામાન ચુથવા અને લુટવા લાગ્યા પેટીઓ તોડી નાખી, કબાટોના દરવાજા ઉખેડી નાખ્યા, પુસ્તકોમા આગ લગાડી આ બધા બનાવો વિજળી વેગે થતા માહઆલમ અને મિરઝા જોઇ રહ્યા હતા, તેઓ શુ કરે? વિવશ હતા, કેદી તરીકે બધનોમા હતા, એક તરફ માતાના શબને જોતા, બીજી તરફ પોતાની પરવશતાને જોતા અને ત્રીજી તરફ ઘરમા થતી લૂટ જોતા, હૃદયમાજ કપી રહ્યા હતા દુખ હદથી વધી ગયુ હોવાથી રડી શકતા નહી, તેમજ કઈ કરી શકતા નહીં આ લૂટફાટ ચાલી રહી હતી, અને તે બે દાસીઓ બ્હીકને લીધે છુપાઇ ગઇ હતી, લુટફાટ કરતા એક લશ્કરી સિપાહની

નજર એ દાસીઓ ઉપર પડી, તે તુરતજ છલાગ મારી દોડયો અને તે બે દાસીઓના વાળ પકડી બ્હાર ખેચી લાવ્યો, એ લશ્કરીઓને હજી ઘરમા થએલા મરણની કે ત્યાજ પડેલા શબની ખબર ન્હોતી, પણ જ્યારે તેમને એ શબની વાત જણાઇ ત્યારે પણ તેઓએ તે પ્રત્યે કઇ લક્ષ આપ્યુ નહીં, અને સારી રીતે લુટફાટ કરતા રહ્યા અતે તેઓએ બહુ મૂલ્ય સામાનની ગાસડીઓ બાધી અને તે ગાસડીઓ સ્વચ માહઆલમ તથા તેના પિતા મિરઝા તેમજ દાસીઓને માથે મૂકી મેઢાઓ જેમ હાકતા બહાર લઇ ગયા તે સમયે મિરઝાએ પોતાના લુટાયલા ઘરને અતિમ ઇચ્છાઓથી ભરપૂર લાગણીએ જોયુ, અને વિશેષમા દુખ સાથે પોતાની ધર્મ પત્નિના શબને નિશ્વાસ નાખતા જોઇ, લશ્કરી સિપાહો સાથે કેદી અને મજુર તરીકે ગયા ત્યારે બાળક માહઆલમ પોકારી ઉઠયો "ઓ! મા " લશ્કરી સિપાહે તેને આચકો મારતા કહ્યુ, "ચાલ જલ્દી, થોભતો નહીં",

પતિ પોતાની પત્નિના શબને અને પુત્ર પોતાની માના શબને એકલુ છોડી ગયા એ શબ પાસે હવે કોઇયે નથી તે અતિમ ક્રિયાઓ વિના ખાટલા ઉપર પડયુ છે

— o —

## પ્રકરણ બીજુ

દાસીઓને બોજા ઉપાડીને ચાલવાની ટેવ સાધારણ પણે હોય છે, પણ રાજવશી કુટુબની દાસીઓ સામાન્ય દાસીઓ જેમ બળવાન ન હોય એ સભવિત છે આ રાજકુટુબની

દાસીઓને માથે આજે બોજો હતો, જે તેમના બળ કરતા વિશેષ ભારે હતો, પણ લશ્કરી સિપાહોની બ્હીકને લીધે તેણીઓ મુગે મોઢે એ ભાર સહન કરતી ચાલી મિરઝા હયદર સશક્ત તથા સુદઢ હતા તેથી તેમના માથે તેમના બળ કરતા વિશેષ ભારે બોજો નાખવામા આવ્યો હતો કેવા વિચિત્ર સજોગો? મિરઝા હયદર પોતાનો લુટાએલો સરસામાન પોતે તથા પોતાની દાસીઓ તેમજ પોતાના કુમળા બાળકને માથે રખાયેલો લુટનારને ત્યા લઇ જાય છે લુટારાઓએ લુટવા બદલ કિંમતી માલ મેળવ્યો, અને સાથે ઉચકી લઇ જનાર માલ ધણીને મજુર તરીકે ઉપ્યોગમા લીધો મિરઝા હયદર બોજો ઉચકી જતા હતા, પણ તેમના સુકુમાર કોમળ પુત્ર માહઆલમના માથેનો બોજો દયા ઉપજાવે એવો ભારે હતો, જે બાળકના માથે સ્હેજે ભારી ટોપી ન રાખી શકાતી તેના માથે આજે એક મજુર ઉચકી શકે તેથી વધારે વજનદાર બોજો છે એ બાળક એ બોજો સહન કરવા અશક્ત હતો એટલુ જ નહીં, પણ તેને પોતાની માતાના સ્વર્ગવાસનો શોક હતો, તેને હજી સુધી રડવાનોયે સમય મળ્યો ન્હોતો, તે માતાના દુખોમા થોડુ ઘણુ જે રડયો હતો તેથી તેની આખો સુજી આવી હતી. માથે માતાના પરલોકવાસનુ દુખ હતુ, અને સાથે ઉપાડવાને ભારે બોજો હતો, તે બળતામા ઘી હોમવાને પુરતુ હતુ એવા સમયે તેને ચાલતા ચક્કર આવતા અને અધુરામા પુરૂ કરવા સિપાહો વારેઘડીયે જલ્દી ચાલવા ધક્કો મારતા એ બાળક માથે બોજો ઉચકી જતો હતો, પાછળ ચળકતી તલવારો અને

ઝડપથી ચાલવાની રોષપૂર્ણ આજ્ઞા! માહઆલમના પગોએ પોતાની અશક્તી દાખવી, એકે પગલુ બરોબર પડતુ નહીં, જેમ કોઈ દારૂડિયો દારૂની ધુનમા આળોટતો જતો હોય તેમ રાજકુમાર દુખમા આળોટતો જતો હતો શ્વાસ ચઢીને શરિર પરસેવાથી તરબોળ થઇ ગયુ હતુ રાજકુમારે અતે અત્યત નિરાશા અને દુખભર્યા સાદે પિતાને કહ્યુ, "પિતાજી! મારાથી તો ચલાતુ નથી ભારે વજનને લીધે ગરદન તુટી રહી છે, આખો સામે અધારી આવે છે, કયાક હુ પડી જઇશ એમ થાય છે" રાજવશી પિતા પોતાના સુકોમળ બાળકની એ અધમ દશા જોઈ ન શકયો. તેની સહનશક્તિ ખૂટી, તેણે પાછા વળી સિપાહીને કહ્યુ,–"સાહેબ, આ બાળકના માથાનુ વજન મારે માથે નાખો એ બિમાર છે, પડી જશે" અગ્રેજ સિપાહી મિરઝાની એ વાત સમજી ન શકયો, અને આવી રીતે થોભી વાત કરવાને હુકમનો અનાદર અને ખરાબ નિષ્ટા સમજી બે ચાર ઠોસા મિરઝાની કમર ઉપર લગાવી ધકકો માર્યો અન્યાય પિડિત મિરઝાએ માર ખાધી, પરતુ મમતાના કારણે પુત્રના માથા ઉપરનો બોજો લઈ પોતાની બગલમા દાબ્યો અગ્રેજ સિપાહીને આ વાત પણ પસદ ન પડી, અને તેણે ગુસ્સામા આવી મિરઝાની બગલમાથી જબર-દસ્તીએ સામાનનો બોજો લઈ માહઆલમના માથે મૂકી એક ઠોસો તેની કમર ઉપર લગાવ્યો અસહાય રાજકુમાર "આહ!" કરતો ભૂમિ ઉપર પડયો અને બેશુદ્ધ થયો મિરઝા હયદર પોતાના પુત્રની આ અવદશા જોઈ ઉકળ્યા, અને માથા ઉપરથી

બોજો ફેંકી દઇ એક ઠોસો સાહેબના ગાલ ઉપર જમાવ્યો, અને તરતજ એક બીજો ઠોસો સાહેબના નાક ઉપર લગાવ્યો નસકોરૂ ફુટયુ અને લોહીની ધારા સાહેબની નાકમાથી વહેવા લાગી શિખ સિપાહીઓ તો આગળ નિકળી ગયા હતા એ કેદીઓને માત્ર બે ગોરા અમલદારો કેમ્પ તરફ લઇ જતા હતા બીજા ગોરાએ પોતાના સાથીની આવી દશા જોઇ મિરઝાને સગીન મારી, પરતુ ઇશ્વર ઇચ્છાએ તે વાર સ્હેજ ઘસડાતો નિકળી ગયો મિરઝાની કમર છોલાઇ તૈમૂરી રાજકુમારે આ અવસરની સારી કિમત આકી અને તુરત એક છલાગ મારી તે ગોરા સાહેબના નાક ઉપર પણ એક ઠોસો ખુબ જોર સાથે લગાવ્યો આ ઠોસો તૈમૂરી હતો, અને તેણે સાહેબનુ નાક દબાવી નાખ્યુ, લોહીની ધારા વહેવા લાગી આ હાથોહાથની ઝપાઝપીમા ગોરા સાહેબો પિસ્તોલ તેમજ બીજા હથીયારોને વિસરી ગયા, અને બને એક સાથે મિરઝાને ઠોસા મારવા લાગ્યા, દાસીઓએ મિરઝાની એ દશા જોઇ માથેનો બોજો ફેંકી દીધો અને માર્ગની ધૂળ મુઠીમા લઇને ગોરાઓની આખમા નાખવા માડી આ અચાનક આપત્તિથી ગોરાઓ થોડા વખત સુધી તો આખ ચોળતા નકામા થઈ પડયા, તેટલામા મિરઝાના હાથમા તલવાર આવી ગઇ મિરઝાએ તરતજ તલવાર ઉચકી અને એક બળવાન હાથ ગોરા ઉપર માર્યો તલવાર ખભાથી છાતીની નીચે સૂધી ચીરતી ઉતરી, અને એક ગોરા સાહેબની જીવનદોરી સમાપ્ત થઇ તૈમૂરી રાજકુમાર

શૌર્ય ચઢયો, અણધાર્યા વિજયે જૂની શક્તિને તાજી કરી, મિરઝાએ બીજા ગોરા ઉપર આક્રમણ કર્યું, અને તે પણ તલવારના એકજ ઝટકે પરલોકમા પ્હોચ્યો

આ બે ગોરા સિપાહોને મારી મિરઝાએ માહઆલમ તરફ દૃષ્ટિ કરી, તે બીલકુલ અચેત હતો તે જ્યારે શુદ્ધિમા આવ્યો ત્યારે પિતાને જોતાજ રડી પડયો મિરઝાએ તેને ખોળામા લઈ લીધો, તેને ધીરજ આપવા સાથે સમજાવવા લાગ્યા, તેટલામા પાછળથી દશ બાર ગોરા અને સિખ સિપાહો આવી પહોચ્યા મિરઝા બાળકને લઇ ઉભા થયા સિખ સિપાહોએ બે અગ્રેજ સિપાહોને લોહીમા ખરડાયેલા જોઈ તે વિષે પુછયુ મિરઝાએ સઘળી ઘટના નિર્ભયપણે જણાવી ગોરાઓ તન્તજ ગુસ્સે થઈ ઉશ્કેરાઈ ગયા, અને તેમણે એક સાથે પિસ્તોલના લગભગ છ બાર કર્યા મિરઝા ક્ષણવારમા ભૂમિ ઉપર તૂટી પડયા અને થોડીજ મિનિટમા પરલોક પામ્યા સિપાહો લાશને પડતી મૂકી દાસીઓ અને માહઆલમને મુસ્કેટાટ બાધી ડુગર ઉપર નખેલ કેમ્પ તરફ લઈ ચાલ્યા

---

## પ્રકરણ ત્રીજુ.

---

જ્યારે દિલ્હીના વિજયની નિશ્ચિતતા થઇ ત્યારે તે બે દાસીઓ બે મુસલમાન પજાબી ઓફીસરોને આપી દેવામા આવી ત્યારે માહઆલમ ઉપર એક અગ્રેજ ઓફીસરની સેવા બજાવવાની ફરજ નાખવામા આવી જ્યા સુધી આ

અંગ્રેજ અમલદાર દિલ્હીમા રહ્યો ત્યા સુધી માહઆલમને અધિક કષ્ટ થયુ નહીં, કારણ કે સાહેબ પાસે બીજા કેટલાક ખાનસામા તથા નોકર ચાકર હતા, તેથી વિશેષ કામકાજ કરવુ પડતુ ન્હોતુ પરતુ થોડા દિવસો પછી જ્યારે એ સાહેબ રજા લઇ વિલાયત ચાલ્યા ગયા ત્યારે માહઆલમને એક બીજા ઓફીસરના હાથમા સોપી ગયા એ ઓફીસર મેરઠની છાવણીમા રહેતો હતો, એનો સ્વભાવ બહુજ ઉગ્ર હતો વાત વાતમા મારતો માહઆલમે માર સહન ન કરી શકવાથી એક દિવસે ન્હાસી જવાનો નિશ્ચય કર્યો એક અર્ધ રાત્રીએ માહઆલમ બહાર નિકળ્યો, પહેરેદારે તેને અટકાવી પુછયુ કે કોણ છે? કયા જાય છે? ત્યારે માહ-આલમે એક વડા ઓફીસરનુ નામ લઇ કહ્યુ કે, હુ તેમનો નોકર છુ, અને તેમના કામસર જાઉ છુ એ ખુલાસો કરી માહઆલમે જગલનો માર્ગ લીધો

માહઆલમની અલ્પ આયુષ, માર્ગની અજ્ઞાનતા, પકડાઇ જવાની બ્હીક ને વળી તેના માટે તિમિર નિગશાનો સમય હતો પણ મરતો શુ ન કરે? માહઆલમે મેરઠનો માર્ગ લીધો ખૂબ ચાલતા થાકયો, ફરી ચાલ્યો અતે સવા-રના સમયે મેરઠથી ત્રણેક માઇલ છેટે જઈ પહોચ્યો ત્યા એક મુલ્લા સાહેબે પ્રશ્નો કરવા માડયા, કયાથી આવ્યા? કયા જાઓ છો? કોણ છો? આવા બધા પ્રશ્નોના ઉડાવનારા ઉત્તરો માહઆલમે આપ્યા ત્યાજ એક ફકીર ઉભો હતો તેણે માહઆલમના ચહેરા ઉપર સજ્જનતાના ચિન્હો જોયા,

બોલવામા અનેરી મિઠાશ જોઈ, ત્યારે સપ્રેમ તેની સાથે વાતો કરી ફકીરે રાતે બનાવેલી રોટલી સામે ધરી માહઆલમે થોડીક રોટલી ખાઈ પાણી લીધુ ફકીરે માહઆલમનુ આતિથ્ય કર્યું માહઆલમ તેના પ્રભાવમા અજાઇ ગયો, અને પોતાની દુ ખભરેલી કથા અથથી ઇતિ કહી સભળાવી. એ ફકીર બીજો કોઈ નહીં પણ શાહ સાહેબ હતા, તેઓ રાજકુમારની અવદશા સાભળી રડી પડયા માહઆલમને છાતી સરસો ચાપી ખૂબ પ્યાર કર્યો આશ્વાસન આપવા પછી કહ્યુ, "હવે તમે ચિતા નહી કરો, મારી સાથે રહો, ઇશ્વર સમર્થ રક્ષા કરનાર છે"

• શાહ સાહેબ એક રગિન વસ્ત્ર માહઆલમને પહેરાવી સાથે લઇ ચાલ્યા, બે ત્રણ દિવસ સુધી પગરસ્તો કાપતા કાપતા માહઆલમ થાકી ગયો, ત્યારે માહઆલમે કહ્યુ, "શાહ સાહેબ! હવે તો હુ થાકી ગયો છુ કોઇ ગામે થોભી જાઓ તો સારૂ" શાહ સાહેબે થોભવામા લાભ નથી એમ જણાવી આગળ ચાલવા કહ્યુ માહઆલમને તે પછી ચાલવાની ટેવ પડી ગઈ એક મહીનામા અજમેર પ્હોચ્યા. અહીં શાહ સાહેબના પીર કે જેઓ બગદાદના વત્ની હતા, તેઓનો ભેટો થયો એ પીર સાહેબને જ્યારે માહઆલમના વૃતાતની માહિતી મળી, ત્યારે તેમણે પણ માહઆલમ સાથે કૃપા ભર્યો સદ્‌વ્યવહાર કર્યો અને બનેને સાથે લઈ મુબઈ તરફ ચાલ્યા ગયા મુબઇ પાસે વાદરા ખાતે શાહ સાહબનુ નિવાસસ્થાન હતુ, ત્યા તેઓએ આવી

રહેવાનુ નક્કી કર્યું કેટલાક વર્ષો સુધી વાદરામા રહી માહઆલમે કુરાને શરીફ તથા અન્ય ધાર્મિક ગ્રંથોનો અભ્યાસ કર્યો ધાર્મિક પ્રાર્થના અને ઈશ્વરભક્તિ વિષે માહઆલમે સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું

માહઆલમ કહે છે કે, જ્યારે હુ હુશીયાર થયો, ત્યારે મે એક દિવસે બગદાદ નિવાસી શાહ સાહેબને પ્રાર્થના કરી કે, "મને તમારો ચેલો (મુરીદ) બનાવવાની કૃપા કરો" શાહ સાહેબે કહ્યુ,–"તમે તો ચેલા સમાન છો" ત્યારે મે કહ્યુ,–"પુજ્યવર! યથા વિધિપૂર્વક ચેલો બનાવો" આ સાભળી શાહ સાહેબની આખોમા આસુ ભરાઈ આવ્યા તેઓ બોલ્યા, "ચેલાપણુ બહુજ કઠિન છે લોકોએ એને રમત સમજી લીધી છે, તેઓ હજીયે સમજતા નથી કે ચેલા થવુ એ શી વસ્તુ છે, અને ચેલાઓના કર્તવ્યો શુ છે? તે પણ તેઓ જાણવાની દરકાર કરતા નથી માહઆલમ! જેવા સકટો તમે આજ સુધી સહન કર્યા છે, તેવાજ કષ્ટો દરેક પગલે સહન કરતા એનીએ પરિક્ષાઓ આપવી પડશે ભાઇ આ માર્ગ બહુજ કઠિન છે ફકીરી માર્ગમા હજારો દુખ અને આપત્તિઓ છે આજકાલના લોકો સસારની ઇચ્છાની પૂર્તિ માટે ચેલા થાય છે, એ વ્યર્થ છે"

માહઆલમ ફકીરો સાથે વાદગમા રહ્યા ચાલો આપણે હવે રાજકુમારીની વિપત્તિઓ જોઇએ

——o——

કથા ત્રીજી

# રાજકુમારીની વિપત્તિ



## પ્રકરણ પહેલુ



બળવો થયાને પચાસ વર્ષ થયા હશે, પણ મારા મનથી તો ગઇ કાલનીજ વાત છે હુ મારા ભાઇ બાદશાહથી દોઢ વર્ષ ન્હાની અને પરલોકનિવાસી બ્હેન નાઝબાનુથી ૭ વર્ષ મોટી છુ મારૂ નામ સુલતાનબાનુ છે મારા પિતા મિરઝા કુવેશ બહાદુર પૂજ્ય વર બહાદુરશાહ “ ઝફર ” ના પ્રિય પુત્ર હતા

ભાઇ યાવરશાહ અને અમો બ્હેનોમા બહુજ પ્રેમ હતો દરેક એક બીજા માટે પ્રાણ આપતા યાવરભાઇને કેટલાક શિક્ષકો ભિન્ન ભિન્ન વિષયોની શિક્ષા દેતા હતા કોઇ હાફિઝ હતો, તો કોઈ મૌલવી, કોઈ સુલેખક, તો કોઇ ધનુવિદ્યા નિપૂણ

અમો મહેલમા સિવવા ગુથવાનુ કામ ઘરની મુગલાનીઓથી સીખતા હતા જે બાળ બચ્ચા ઉપર પિતાજીની વિશેષ કૃપા દ્રષ્ટિ રહેતી હતી, તેને પ્રાત કાળે ભોજન શાહી

દસ્તરખ્વાનપર બાદશાહ સાથે આપવામા આવતુ પિતાજી મને પણ બહુજ ચાહતા હતા, માયા બતાવવામા તેમનો જાણે મ્હારા તરફ પક્ષપાત હતો, અને પ્રતિદિન મને ભોજનાર્થે તેડુ આવતુ, પણ જ્યારે હુ હુશીયાર થઇ, અને કાકાના પુત્ર મિરઝા સોહરાબ સાથે મારા વિવાહ ગોઠવાયા, ત્યારે બાદશાહ સલામતના દસ્તરખ્વાન ઉપર જતા હુ શરમાતી કારણ કે, ત્યા મિરઝા સોહરાબ પણ ભોજન લેવા આવતા જો કે અમારા આખા કુટુબમા અરસપરસ પર્દો હતો નહી અને હજીયે નથી, પરતુ હુ મારી પ્રકૃતિને વિવશ હતી, હુ કિચિત કામ માટે કોઇ પારકા પુરૂષ સાથે વાતે કરવાનુ પસદ કરતી ન્હોતી પણ કરૂ ? પૂજ્યવરની આજ્ઞા વિરૂદ્ધ કેમ જવાય ?! જો કે એ વાત સારી હતી કે બાદશાહ સલામતને માનને ખાતર બધા નિચી દષ્ટિ રાખતા કોઇ મોટેથી બોલવાનો કે આસપાસ જોઇ લેવાનો સાહસ કરતુ ન્હોતુ વળી એક નિયમ એવો પણ હતો કે, જ્યારે બાદશાહ સલામત કોઇ વિશેષ ભોજ્યપદાર્થ કોઇને આપવાની માયા મહેરબાની બતાવતા ત્યારે બાળક હો કે જુવાન, સ્ત્રી કે પુરૂષ, તે પોતાના સ્થાનથી ઉઠી તુરતજ અભિવદન સ્થાન ઉપર જતો, અને નમી નમીને ત્રણવાર પ્રણામ કરતો એક દિવસે મારી સાથે પણ એવીજ ઘટના થઈ પૂજ્યવરે માયા સાથે એક પ્રકારનુ નવુ મોગલાઈ મિષ્ટાન મને આપ્યુ અને બોલ્યા,—"સુલતાના તુ તો કઈ ખાતીજ નથી વિનય અને વિવેકની સિમા હોય છે તે

ચોક્કસ હદ સુધીજ સારૂ લાગે દસ્તરખ્વાન ઉપરથી ભૂખ્યા ઉઠી જવુ એ વિવેક નથી" મારે ફરજ્યાત ઉઠવુ પડયુ, હુ ઉભી થઈ અને અભિવદન સ્થાન ઉપર જઈ ત્રણ વાર નમીને પ્રણામ કર્યા પરતુ પુછો નહીં એટલી ભારે કઠિનતા સાથે ગઈ અને આવી કે તે તો મારૂ મનજ જાણે પ્રત્યેક પગલે શરમાતી, શરમના શેરડા પડતા હતા અને તેથી ભાન ભૂલી પણ બનતી

—— o ——

## પ્રકરણ બીજું

આજે મને તે દિવસો ફરી યાદ આવે છે! તે દિવસોનુ સ્મરણ મારા જીગરમા દાવાનળ સળગાવે છે, કયા ગયા તે સુખમય દિવસો? તે આનદ અને ઉલ્લાસના પ્રસગો કયા ગયા? અમો અમારા મહેલોમા બાદશાહી ઠાઠ સાથે સ્વતત્ર તથા નિશ્ચિત રહેતા હતા, પુજ્યવર બાદશાહની છત્રછાયા હેઠળ રહી અમે અનેરા સુખના લ્હાવા લુટતા, તે દિવસો આજે કયા છે? લોકો અમને 'મલકાઆલમ' કહીને બોલાવતા, એ સાભળી અમારૂ હૈયુ રિઝાતુ સસારમા એવાજ કરૂણ પરિવર્તનો થયા કરે છે

મને સારી રીતે યાદ છે કે જ્યારે પુજ્યવર, બાદશાહ હુમાયુના મકબેરા (રોજા) મા કેદ પકડાયા હતા, અને એક ગોરા લશ્કરીએ મારા પુજ્ય કાકા મિરઝા અબુબકને ગોળી મારી, ત્યારે મિરઝા સોહરાબ શૌર્યથી

તલવાર કાઢી દોડયા, કિંતુ તેઓ બીજા ગોરા લશ્કરીઓની ગોળીના શિકાર થઇ જમીન ઉપર તુટી પડયા અને ક્ષણવારમા તડફતા તડફતા પરલોક ગયા આ બનાવો હુ પ્રતિમા પેરે જોઇ રહી હતી, મારી શુદ્ધ હરાઇ ગઇ હતી, તેટલામા એક ખાજાસરા (સેવક) આવ્યો અને નમીને બોલ્યો, "મલકા બેગમ ! કેમ ઉભા છો ? ચાલો તમને પિતાજીએ બોલાવ્યા છે " હુ ન સમજી એ શુ થયુ ? અચેતાવસ્થામા હુ ખાજાસરા સાથે ચાલી ગઇ

દરિયા ઘાટ દરવાજાથી બહાર નિકળી જોયુ તો પિતાજી મિરઝા–કુવેશ બહાદૂર ઘોડા ઉપર ઉઘાડે માથે સવાર છે તેમના અમિરી ચહેરા ઉપર ધૂળ જામેલી હતી મને જોતાજ તેમનુ હૈયુ ભરાઈ આવ્યુ, તેમની આખથી આસુ સર્યાં, મારૂ જીગર ચિરાઇ ગયુ તેઓ બોલ્યા,—" બેટી સુલતાના ! બધા ગયા હવે અમારી વારી છે, અમો પણ જઇયે છીએ જુવાન પુત્ર જેના વિવાહ જોવાની લાલસા હતી, તે મારી આખો સામે સિખ સિપાહની સગીનનો ભોગ થઇ પડયો " એ શબ્દો સાભળતાજ મે એક કારમી ચિસ પાડી એવી ચીસ ભાગ્યેજ સસારમા કોઇએ પાડી હશે "હાય ભાઈ ચાવર !" કહીને હુ રડવા લાગી, પિતાજી તુરત ઘોડા ઉપરથી ઉતરી આવ્યા મને અને નાઝબાનુને ગળે લગાડી ચુબન કર્યું, અને આશ્વાસન આપતા બોલ્યા, પુત્રી ! બધા લોકો મારી શોધમા છે, હુ પણ આ દુનિયામા માત્ર બે ચાર ઘડીનો અતિથિ છુ બેટા, તું

યુવાન અને સમજદાર છે તારી આ ન્હાની બ્હેનને આશ્વાસન આપજે, અને સ્વય આવનારી વિપત્તિઓ ધીરજ સાથે સહન કરજે ખબર નથી કે શુ થવાનુ છે? તમને એકલા મૂકી જવા મારૂ મન ના પાડે છે, તોયે તને એક દિને પિતા વિનાના થવુ પડશે નાઝબાનુ તો હજી ન્હાની બાળકી છે એનુ મન મનાવજે, એને રિઝવજે ને રાજી રાખજે સન્માર્ગી જીવન વ્યતિત કરજે, અને સહુથી વધુ ધીરજ રાખજે સકટો સહન કરવામા દુખ માનતી ના પ્યારી નાઝબાનુ! હવે તુ રાજકુમારી નથી રહી, માટે કોઈ વસ્તુ માટે હઠ ન કરતા જે મળે તે ઇશ્વરને યાદ કરી લઇ લેજે અને પ્યારી બેટી, જો કોઈ માણસ કઇ ખાતા હોય તો તેની સ્હામુ સ્હેજે જોતી ના નહી તો લોકો રાજકુમારી સાવ ભિખારી છે, એમ કહેશે પ્યારી ઉચા ભોજનો ભૂલી જજે અને સૂકા રોટલો મળે તે ઈશ્વરનો પાડ માની ખાજે રમવાને રમકડાની હઠ સહેજે ના કરતી' પિતાજી એટલુ બોલી રહ્યા કે નાઝબાનુ ખૂબ રડવા લાગી, તેના રડવાથી મારૂ હૃદય ભરાઇ આવ્યુ, હુ પણ રડી અમને રડતા જોઇ પિતાજીની આખમા આસુ આવ્યા, ખાજાસરા પોતાના સ્વામીની એ અવદશા જોઈ ન શકયો તેણે મોઢુ ફેરવી લીધુ, તોયે સહન ન થયુ ત્યારે રડી પડયો મિરઝા કુવેશ બહાદુરે ફરી અમને સમજાવ્યા ખાજાસરાને અમારી રક્ષા કરવા આજ્ઞા કરતા બોલ્યા,–

"એમને અમારા વશના માણસો જયા હોય ત્યા પ્હોચાડી

દેજો” એટલુ કહી તેઓ ઘોડો દોડાવતા સામેના જગલમાં ઘુસી ગયા તેમના જવાથી મને જગત જગલ સમાન વેરાન સુનુ લાગ્યુ તે પછી પિતાજીનુ શુ થયુ તે જણાયુ નહીં

---

## પ્રકરણ ત્રીજુ.

ખાજાસરા અમોને લઈ ચાલ્યો તે અમારા મહેલનો એક જુનો નોકર હતો થોડે દૂર સુધી નાઝબાનુ જે બહુજ લાડથી પાળવામા આવી હતી તે ચાલી પણ જયારે થાકી ગઇ, તેના પગોએ વધુ ચાલવાની ના પાડી ત્યારે તે ઉભી રહી મને પણ ચાલવાની ટેવ ન્હોતી, અમારા ઉપર કદિ એવો સમયજ આવ્યો ન્હોતો હુ પણ સ્હેજ ઉભી રહી ત્યા ખાજાસરાએ આગળ ચાલવાને જણાવ્યુ નાઝબાનુથી બીલકુલ ચલાતુ નહી, તે ઠોકરો ખાતી ચાલી, માર્ગમા તેના પગમા એક કાટો વાગ્યો નાઝબાનુ ચિસ પાડી ભોય ઉપર પડી, હુ તરતજ તેના પગમાથી કાટો કાઢવા મડી પણ તે લુણહરામ ખાજાસરાએ અમને જરાયે મદદ કરી નહી ઉભો ઉભો જોતોજ રહ્યો મદદ કરવા બદલ તે નિષ્ઠુર થઇ બોલ્યો, “ચાલો જલ્દી ચાલો” નાઝબાનુએ કહ્યુ કે મારાથી ચલાતુ નથી તેના પગમાથી હુ કાટો કાઢતી હતી, તે રડતી હતી, ખાજાસરા નિર્દય થયો હતો, નાઝબાનુ સાથે હુ પણ રડવા લાગી, આવા સકટોના અમોએ સ્વપ્નાએ જોયા ન્હોતા.

નાઝબાનુ બોલી,–"બ્હેન ! મારાથી ચલાતુ નથી નાઝિરને મોકલી ઘરથી "પાલખી" મગાવો" 'ઘર' અને 'પાલખી'નુ નામ સાભળી મારૂ હૈયુ ભરાઈ ગયુ, હુ ખૂબ રડી રડતા રડતા નાઝબાનુને આશ્વાસન આપતી હતી, ત્યા કાળ સમાન ઉભેલો ખાજેસરા બોલ્યો,–"હવે બહુ થયુ, જલ્દી ચાલો," નાઝબાનુનો સ્વભાવ ઉગ્ર હતો, તે સદૈવ નોકર ચાકરોને ભલુ બુરૂ કહી નાખતી અને તેઓ સાભળી મૌન્ય રહેતા તે મુજબ નાઝબાનુએ ખાજાસરાને ગુસ્સાભેર બેચાર વાતો સભળાવી નાલાયક ખાજાસરાને ક્રોધ આવ્યો, અને તેણે મિજાજ ખોહી માતપિતા વિનાની રાજકુમારીને જોરથી તમાચો માર્યો નાઝબાનુ તરમર ખાઇ તરફડવા અને ખૂબ જોરથી રડવા લાગી નાઝબાનુએ આજ સૂધી કોઈની કડવી વાતે સાભળી ન્હોતી, તેને લુણહરામ ખાજાસરાએ તમાચો માર્યો, મારા રૂવેરૂવા ઉભા થઇ ગયા પણ શુ કરૂ લાચાર ! આ સમયે મારી જે દશા થઇ તે હુ અને મારો સરજન-હારજ જાણે છે આજનો દિવસ જાણે અમારા માટે રડવાને સરજાયો હોયને ! અમો ખૂબ રડતા હતા, ખાજાસરા અમને મૂકી ચાલતો થયો, તે ક્યા ગયો તેની અમને ખબર ન પડી હુ નાઝબાનુને લઇ આગળ ચાલી માર્ગના અસહ્ય સકટો અમારે માથે હતા, ચાલવાની ટેવ ન્હોતી, દુખથી પિડાતા અને ઠોકરો ખાતા અમે નિઝામુદ્દીન ઔલીયાની દરગાહમા પ્હોચ્યા અત્રે દિલ્હીના અમારાજ કુટુબના બીજા અનેક નબીરાઓ હતા, પરતુ સમય બદલાય તેમ

તેઓ પણ બદલાઇ ગયા હતા તેઓ પોતપોતાની આપત્તિમા ફસાએલા હતા, જાણે અહીં પ્રલયનુ દ્રશ્ય હતું. કોઇએ અમારી સાથે વાતચિતે કરી નહીં એજ દિવસોમા રોગ ફાટયો, નાઝબાનુ તેનો પહેલો ભોગ થઇ પરલોક ગઈ હુ એકલી રહી ગઇ, મારા કરતા એક સાધારણ ભિખારણે સારી હશે, પણ હુ એક રાજકુમારી, ભિખારણ કરતાયે વિશેષ અધમ દશામા હતી બળવો બધ પડયો, શાતી થઈ, તોયે આ દુખીને સુખ ન મળ્યુ અતે અંગ્રેજી સરકારે મને માસિક પાચ રૂપીઆ 'વઝીફો' આપવાનુ નક્કી કર્યું જે હજી સુધી મળે છે

આ રાજકુમારી સુલતાનાને રૂપીઆ પાચનો માસિક પગાર! મહેલનિવાસીને ઝુપડાની પણ તગી! બહાદુરશાહ ઝફરનો આત્મા પોતાના વશજોની આ અવદશા જાણીને કેટલો દુખી થતો હશે?!



કથા ચોથી

## મરઝા શાહજોરની અવદશા.



પ્રકરણ પહેલું.



જ્યારે દિલ્હી સજીવ હતુ અને ભારત વર્ષનુ હૃદય કહેવાતુ હતુ, ત્યારે લાલ કિલ્લા ઉપર તેમુરીઓનુ મહોજ્જવલ અંતિમ ચિન્હ ફરકી રહ્યુ હતુ તેજ દિવસોની આ કથા છે કે મિરઝા સલિમબહાદુર જે અબુઝફર બહાદુરશાહના ભાઈ હતા, તેઓ બળવા પૂર્વે અણધાર્યા કેદ થઈ જવાથી અલાહબાદ લઈ જવામા આવ્યા હતા તેઓ પોતાના સ્નેહિ મિત્રમંડળ સાથે એક દિવસ પોતાના ઘરમા આનંદની વાતો કરી રહ્યા હતા, ત્યારે એક દાસી આવી નમન કરતા બોલી, કે "બેગમ સાહેબ આપને યાદ કરી રહ્યા છે" મિરઝા સલિમ તત્કાળ મહેલમા ગયા

થોડા વખત પછી તેઓ ચિંતાતુર બહાર આવ્યા મિરઝા સલિમનો ચહેરો ઉતરેલો જોઇ એક મિત્રે પુછ્યુ, "કેમ, ઠીક તો છે ને?! તમે ચિંતામા કેમ જણાઓ છો?" મિરઝાએ હસતા ઉત્તર વાળ્યો,—"નહીં રે! કંઇયે નથી

માતાજી કયારે કયારે અપ્રસન્ન થઈ જાય છે ગઈ કાલે સધ્યાકાળે અપવાસ ખોલવાના સમયે મિયા નત્થનખા કઈ ગાઈ મારૂ મન રિઝવી રહ્યા હતા, ત્યારે માતુશ્રી કુરઆને શરિફનુ વાચન કરતા હતા તેમને નત્થખાનનુ ગાવુ અપ્રિય લાગ્યુ, તેથી આજ્ઞા કરી છે કે રમઝાન માસમા ગાયનની બેઠકો ન કરવી પણ ભાઈ, મારૂ મનરજન કરતા એ ગાયકના ગાનને કેમ ત્યાગી શકુ ? તેમનુ માન રાખી આજ્ઞાનો સ્વિકાર તો કરી લીધો, પરતુ તે આજ્ઞા પાલનથી જીવ મુઝાશે તેથી એનીજ ચિતામા છુ કે, રમઝાનના બાકી રહેલા સોળ દિવસો કેવી રીતે વિતશે ?"

મુસાહબે હાથ બાધી નિવેદન કર્યું,—"હુઝુરેવાલા ! આ કઇ ચિતા કરવાની વાત નથી આવી ન્હાની ન્હાની વાતોની ચિતા કરવી તે આરોગ્યને નુકસાન કરતા છે માટે જો જીવ મુઝાય તો સાયકાળે રોઝા ખોલવા અગાઉ મસ્જીદમા પધારો, ત્યા કૈ અલાકિક બહાર આવે છે જૂદી જૂદી પ્રકૃતિના માણસો, જૂદી જૂદી નાતજાતના માણસો મસ્જીદમા આવી ઇશ્વરની એકતાનો સ્વિકાર કરે છે, આ અપવાસનો માસ તે ઇશ્વરનો છે, માટે એ ઇશ્વર માટેના દિવસોમા ઇશ્વરને ઘેર પધારો, અને ત્યાની પણ લીલા જુઓ, મન ખઝાતુ ખુશ થશે નવિનજ બહાર આવશે

## પ્રકરણ બીજુ.



મિરઝાએ મુસાહેબની વાતને પસદગી આપી અને બીજા દિને સ્નેહી મિત્રમડળને સાથે લઇ જુમા' મસ્જીદમા પ્હોચ્યા મસ્જીદમા તેઓએ અદ્દભૂત દશ્ય જોયુ ઠેકઠેકાણે લોકો ટોળેટોળા વળી આનદથી બેઠા છે, કયા કયા કુરાને શરિફનુ વાચન થઈ રહ્યુ છે, રાત્રે કુરાનના હાફિઝો એક બીજાનુ વાચન સાભળી રહ્યા છે, ક્યાક ક્યાક ધાર્મિક વિષયો ઉપર વાદવિવાદ થઈ રહ્યો છે, એક જગ્યાએ બે વિદ્વાનો કોઈ શાસ્ત્રીય વિષયની ચર્ચા કરી રહ્યા છે, અને સખ્યાબધ લોકો ટોળેટોળા બેસી અરસપરસ મીઠી વાતો કરી આનદ ભોગવી રહ્યા છે, સક્ષિપ્તમા એટલુજ કે મસ્જીદમા ચારે બાજુ ઈશ્વરભક્તોના ટોળેટોળા બેસી જ્ઞાનગોષ્ઠી અને ભક્તિ કરી રહ્યા હતા

મિરઝા સાહેબને એ દશ્ય બહુજ ગમ્યુ અને તેમનો સમય બહુજ આનદ સાથે વ્યતિત થયો થોડી વારમા રોજા ખોલવાનો સમય નિકટ આવ્યો સેકડો થાળો "અફતારી" (અપવાસ ખોલવા માટે ખાદ્ય પ્રદાર્થ)ના આવવા લાગ્યા લોકોમા 'અફતારી' ક્હેચવામા આવી ખાસ બાદશાહી મહેલથી બહુજ ઉચા ખાદ્ય પદાર્થોના સુસજ્જીત થાળો પ્રતિદિન જામા' મસ્જીદમા મોકલવામા આવતા હતા જેમાથી રોઝા (અપવાસ) રાખનારાઓ અફતાર લેતા હતા તે ઉપરાત કિલ્લાની બધી બેગમો તથા શહેરના અમીર ઉમરાવો ભાત-

ભાતના અફતારીના થાળો મસ્જીદમા મોકલતા હતા તેથી એ અફતારીના થાળોની સખ્યા સેકડો ઉપર થવા જતી. પ્રત્યેક અમીર એવા પ્રયત્ન કરતો કે તેની અફતારીનો થાળ બીજાઓ કરતા વિશેષ સારો થાય એ થાળ ઉપર ઢાકવાના રગબેરગી રેશમી કપડા અને તેની મનોહર ઝાલરો એક એકથી ચઢીયાતી બનાવવામા આવતી એ રગબેરગી થાળો મસ્જીદમા કઈ અલૌકિક બહાર આપતા

મિરઝાના હૃદય ઉપર ધર્મચર્ચા તેમજ એ ઐશ્વર્યની ઊડી અસર થઈ, અને પ્રભાવે એવોજ પડચો કે જેના પ્રતાપે તેઓ પ્રતિદિન મસ્જીદમા જવા લાગ્યા લગભગ દરેક ઘરમાથી 'સહરી' અથવા આખર રાત્રીનુ ભોજન ફકીરો તથા ગરીબો માટે મસ્જીદોમા મોકલવામા આવતુ રાત દિવસના પરિશ્રમ છતાયે દરેક ઘરમા આનદની પ્રતિતિ થતી એ બધી બિનાઓએ મિરઝા સલીમ ઉપર સારી અસર કરી



## પ્રકરણ ત્રીજુ



મિરઝા સલીમના ભાણેજ મિરઝા શાહજોર ન્હાની વયના હોવાથી પોતાના મામા સાથે વિના નડતરે મસ્જીદમા આવતા અને બધા સાથે વાતચિતમા ભેળાઈ આનદ ભોગવતા મિરઝા શાહજોરનુ કહેવુ છે કે, "આજે એ દિવસો સ્વપ્ન સમાન સ્મર્ણ થાય છે એ આનદના દિવસો પછી

એવા દિવસો આવ્યા જેમા દિલ્હી છીન્નભીન્ન થઈ ગઈ અમીર ઉમરાવો ફાસીને માચડે ચઢયા, તેમની મહેલાતો ઉજ્જડ થઇ, તેમની બેગમો દીન બની દાસીઓનુ કામ કરવા લાગી ઇસ્લામીઓનુ એ બધુ ઐશ્વર્ય ધૂળ ભેગુ થયુ

ઇસ્લામી જાહોજલાલીનો ભારતવર્ષમાથી નાશ થયા પછી એક દિને રમઝાન માસમા જામા' મસ્જીદમા જવાનો અવસર થયો ત્યા શુ જોઉ છુ ? ઠેકઠેકાણે ચુલ્હા બનાવવામા આવ્યા હતા, અને સિપાહો રોટલા ઘડી રહ્યા છે ઘોડાઓ માટે દાણો દળવામા આવે છે, ઘાસની થપીઓ લાગેલી છે શાહજહાનની એ અદ્વિતીય મસ્જીદ તબેલા રૂપે વપરાય છે એ મસ્જીદનો કબજો જ્યારે પુન મુસલમાનોના હાથમા સરકારે આપ્યો, ત્યારે ફરી એક વખત હુ મસ્જીદમા ગયો દિવસો એજ રમઝાન માસના હતા શુ જોઉ છુ ? કેટલાક મુસલમાનો મેલાગદા થીગડા લગાડેલા વસ્ત્રો પહેરી બેઠા છે, બે ચાર માણસો કુરાન વાચી રહ્યા છે, અને કેટલાકો સૂઈ રહ્યા છે અફતારીનો સમય આવ્યો પણ તે આગલી જાહોજલાલી કે ઉલ્લાસ ન્હોતો કેટલાકોએ અફતારી માટે દાળ, સેવ, ખજુરાદિ વ્હેચી આપ્યા, ત્યારે કેટલાકોએ ભાજી, તરકારી વ્હેચી આપી, આજે નથી તે દિવસો જેવી જાહોજલાલી કે નથી તે કિમતી થાળોમાના ઉચા પકવાનો એ દબદબો ગયો, ઐશ્વર્ય ગયુ આજે એ બધુ જોતા એમ લાગે છે કે કેટલાક માણસો દુ ખ અને અન્ન વિના મસ્જીદમા જાણે ભેગા થયા છે, બહાદુરશાહ

જફરની પડતી સાથે હિંદુઓથી હિંદવાનોની તે જાહોજલાલી નાશ પામી

આજે તે સમય દેખાય છે કે મુસલમાનો ચારે તરફથી દબાએલા છે અંગ્રેજી શિક્ષણ મેળવેલા મુસલમાનો તો મસ્જીદમા લગભગ દેખાતાજ નથી પડતીમા દબદબો અને જાહોજલાલી અને ધર્મપરાયણતા શુ ધૂળ દેખાવાની? તોએ એટલા ઉપર સતોષે છે કે મસ્જીદ આબાદ તો દેખાય છે જો મુસલમાનોની એવીજ નિર્માલ્ય સ્થિતિ ચાલુ રહેશે તો ઇશ્વર જાણે ભવિષ્યમા શુ થશે ?"

મિરઝા શહેઝોરની વાતોમા બહુજ દરદ અને પ્રભાવ હતો એક દિવસે મે તેમનાથી બળવાની વાતો અને વિનાશનો વૃતાત સાભળવાની ઇચ્છા બતાવી ત્યારે આખે અશ્રુ ભરી લાવ્યા, તેમના વર્ણન કરવામા વિવશતા પ્રગટ થવા લાગી પરતુ જ્યારે મે અધિક દબાણ કર્યું ત્યારે તેમણે પોતાની દુખભરી કર્મકહાણી સભળાવી –

———— ० ————

## પ્રકરણ ચેથુ.



"જ્યારે અંગ્રેજોની તોપોએ, બદુક અને સગીનોએ, રાજ્ય નૈતિક તરકટોએ અમારા હાથમાથી તલવાર ઝુટવી લીધી, માથા ઉપરથી મૂકટ ઉતારી લીધો, અને સિંહાસન ઉપર પોતાનો અધિકાર જમાવ્યો, અગ્નિના ગોળાઓનો વર્ષાદ વરસી

ચૂકયો, સાત પરદામા રહેનારી સુકુમાર મહીલાઓ જ્યારે પોતાના વાલી વારસોને જોવા પરદા વિના, નગ્ન પગે બહાર નિકળી પડી, ન્હાના ન્હાના અનાથ બાળકો અલ્લાહ અલ્લાહ પોકારતા અસહાય રઝડવા લાગ્યા અને અમો બધા બહાદુરશાહનો કિલ્લો છોડી બહાર નિકળી પડયા તે સમયે હું પણ મારી વૃદ્ધ માતા, ન્હાની ભગીની અને ગર્ભવતી પત્નિને સાથે લઇ બહાર નિકળી પડયો

અમો બે રથમા બેઠા, અને પાધરા ગાઝીયાબાગ તરફ ચાલ્યાં ત્યાર પછી અમને જણાયુ કે, માર્ગ વચ્ચે અગ્રેજી સિપાહોનો પડાવ પડેલો છે, તેથી પાછા વળી કુતુબ સાહેબ તરફ ચાલ્યા કુતુબ પહોચતા રાત્રે ત્યા વિશ્રામ કર્યું તે પછી પ્રાત કાળે આશા ભેર આગળ વધ્યા છતરપૂર પાસે ગુજરોએ અમારા ઉપર આક્રમણ કર્યું, અને બધો સરસામાન લુટી લીધો પરતુ તેઓએ એટલી કૃપા કરી કે અમને જીવતા જવા દીધા તે ભયાનક જગલમા અમો હતા સારી ચીજો ત્રણ સ્ત્રીઓ હતી, અને તે સ્ત્રીઓ પણ કેવી? એક વૃદ્ધાવસ્થાને લીધે અશકત ને લાચાર બે અતિ કોમળ જેમનુ પગે ચાલવુ દુર્લભ, એક રોગ ગ્રસિત તથા ગર્ભવતી જેને પણ કદિ પગે ચાલવાની ટેવ ન્હોતી વળી તેના ઉપર તેવા અવસર આવ્યોજ ન્હોતો ત્રિજી દશ વર્ષની અજ્ઞાન બાલિકા, તેઓ રડતા હતા, અને તેમના રડવાથી મારૂ કાળજુ કપતુ હતુ માતાજી કહેતા કે, “ઇશ્વર! અમો ક્યા જઇએ? કોનો આશરો શોધીએ?

અમારૂ તાજ તથા સિંહાસન લુટાઈ ગયુ, હવે એક તુટેલ ઝુંપડી અને શાતીનુ તો સ્થાન આપ આ બિમાર ગર્ભવતીને લઈ હું ક્યા જાઉં? આ ન્હાની બાળકીને કોને સોપુ?"

મ્હારી મુઝવણનો પાર ન્હોતો, જગલના વૃક્ષો પણ અમારા દુશ્મન! ક્યાયે છાયો જણાતો નહીં બ્હેનની એ દશા હતી કે તે બ્હીકને લીધે થરથરતી, અને ઉભી ઉભી અમારૂ મો જોયા કરતી એ નિર્દોષ બાળકીની દશા જોઇ મને દયા આવતી, પણ શુ કરૂ? અતે લાચાર થઇ મે તેઓને આગળ ચાલવાની હિમત આપી

બિચારી સ્ત્રીઓએ જેમ તેમ ચાલવાનુ આરભ કર્યું માતાજી ડગલે પગલે ઠોકરો ખાતા, અને માથુ પકડી બેસી જતા અને કહેતા,–"ભાગ્ય તેમનેજ ઠોકર મારે છે, જે બાદશાહોને ઠોકરે મારતા, ભાગ્ય તેમનેજ અસહાય કરી મૂકે છે, જે અસહાયોને સહાય આપતા અમો મોગલ વશના છીએ, જેમની તલવારના ચમકારાથી પૃથ્વી ધ્રુજી જતી અમો તૈમૂરી છીએ, જેઓ દેશના સ્વામી હતા અને બાદશાહોના બાદશાહ હતા અમો શાહજહાનના ઘરવાળા છીએ, જેણે એક કબ્ર ઉપર ઝવેરાતોની બહાર જમાવી દેખાડી અમો તેના વશજો છીએ જેમણે સસારમા એક અદ્વિતિય મસ્જીદ બધાવી અમો હિદુસ્થાનના મહારાજાઓના કુટુબીઓ છીએ, અમો માન મોભો ધરાવનાર અને ઐશ્વર્ય ભોગવનાર હતા, તો હવે પૃથ્વી અમને શા માટે

સ્થાન આપતી નથી? અમને શા માટે શાંતીની જગ્યા મળતી નથી? તે શાને અમારો વિરોધ કરે છે? આજે અમારા ઉપર આપત્તિ છે અરે! આકાશ અમારા દુખો જોઈને રડે છે" માતાના આવા પ્રકારના શબ્દો સાભળી મારા રોમાચ ઉભા થઇ જતા ને હૈયુ ભરાઇ આવતુ

સક્ષેપમા એજ કે એવી રીતે અમો ઢળતા પડતા ગામમા પ્હોચ્યા આ ગામ મુસલમાન મેવાતીયોનુ હતુ, તેઓએ અમારૂ અતિથ્ય કર્યું અને ચૌપાલમાં રહેવા માટે જગ્યા કરી આપી

થોડા દિવસો સુધી આ ગામડયાઓએ અમારા ખાધ-ખોરાકી સબધે લક્ષ આપ્યુ પરતુ ક્યા સુધી; તેઓ એવી રીતે અમારી આગતાસ્વાગતા કરી શકે? અતે તેઓ ઉકળી આવ્યા એક દિવસે મને કહ્યું,–"મિયાજી! ચૌપાલ ખાલી કરો, અત્રે એક લગ્ન થવાનુ છે તમે કોઇ બીજા છાપરામા ચાલ્યા જાઓ આખો દિવસ નવરા બેસી શુ કરો છો? કઈ કામકાજ કરતા નથી? મે કહ્યુ,—"ભાઈ! તમે કહેશો ત્યા અમો જઇ પડયા રહીશું અમને ચૌપાલમા રહેવાની ઈચ્છા નથી જ્યારે ભાગ્યે મોટા મોટા મહેલો અમારાથી છુટવી લીધા તો અમો આ કાચા માટીના ઘર માટે શુ હઠ કરવાના હતા? અને રહી કામ કરવાની વાત! ખરી રીતે તો મારૂ પોતાનુ મન નવરા બેસી રહેતા ગભરાય છે. મને કોઇ કામ બતાવશો તો તે કરીશ" તેમનો ચૌધરી બોલ્યો,—'હમને કઈ બેરા કે તુકે કામ કર શકે હય"

મે ઉત્તર આપ્યો,—"હુ સિપાહી બચ્ચો છુ તીર તલવાર ચલાવવા જાણુ છુ એજ મારો હુન્નર છે તે સિવાય બીજુ કંઈ કામ આવડતુ નથી"

ગામડીયો હસીને બોલ્યો,—"ના, બાબા! યહાં તો હલ ચલાના હોગા ઘાસ ખોદની પડેગી, હમને તલવાર કે હુન્નર કે કરને હય?"

ગામડયાના ઉત્તરથી મારી આખમા ઝલઝલીયા ભરાઈ આવ્યા મે કહ્યુ,—"ભાઈ! મને તો હળ ચલાવવાનુ અને ઘાસ ખોદવાનુ કામ આવડતુ નથી"

મને રડતો જોઇ તે ગામડયાને દયા આવી અને બોલ્યો,—"ઠીક! ત્યારે તું અમારા ખેતરોની રખેવાળી કર, અને તારી સ્ત્રી અમારા કપડાઓ સિવી આપે તો ચાલશે મોસમ આવતા અમો તમને બદલામા અનાજ આપીશુ જે તમને એક વર્ષ સુધી ચાલશે"

અતે થયુ પણ તેમજ હુ આખો દહાડો ખેતરે જઈ જનાવરોને હાકતો, અને પક્ષીઓને ઉડાવતો હતો ત્યારે મારા ઘરની સ્ત્રીઓ તે ખેડુતોના કપડા સિવી આપતી હતી એક સમય એવો આવ્યો કે ભાદરવા મહીનામા ગામના લોકોને જ્વર થઇ આવ્યો આખા ગામમા જ્વરે ત્રાસ વર્તાવી નાખ્યો, મારા ઘરની સ્ત્રીઓ પણ જ્વર પિડિત થઇ એ ગામડુ હતું, ત્યા વૈદ્ય કે હકીમનુ નામજ ક્યા? શોધ્યો હકીમ આખા ગામમા ના જડે! ગામડયાઓ રોગથી પિડાઈ પિડાઈને

સાજા થઇ જતા હતા પરતુ અમને તો દવાની ટેવ હતી ! તેથી દુ ખ પણ અમારા માટે વિશેષ હતુ જ્વર રોગે અમારી નસેનસને ઢીલી કરી નાખી મારી દશા જોઇને આકાશ જાણે રડતો હોય તેમ મને લાગ્યુ એવી સ્થિતિમા ગામમા પાણીની રેલ આવી, દરેક ઘરમા પાણીના તળાવો ભરાયા. પાણીની રેલથી અમો વધુ ત્રાસી ગયા અમારા દુ ખમા તેથી વૃદ્ધી થઇ, ગામડાના માણસો તો એવા દુ ખો સહન કરવાને ટેવાઇ ગયા હતા, ખરૂ પૂછો તો તેઓ એ દુ ખોને દુ ખજ સમજતા ન્હોતા પણ અમારી દશા એવા દુ ખો સહન કરવાની ન્હોતી અમારી સ્ત્રીઓના ખાટલા પાણીમા ડૂબી ગયા હતા અને તેઓ એ દુ ખોથી ક ટાળી ચીસ પાડી રડતી હતી એમના રડવાથી મારી આખમા પણ આસુ ભરાઇ આવતા, કાળજુ ચિરાઈ જતુ શુ કરવુ તે કઇ સુજતુ નહી બે ખાટલાઓને દરવાજા પાસે રાખી તે ઉપર સ્ત્રીઓને બેસાડી તેઓ પાણીમા તરબોળ થએલી હતી, ભીના વસ્ત્રોથી તેમને સરદી થઇ આવી હતી દરેક બનાવ અમારા વાની વેદનામા વધારો કરવા નિમક સમાન હતો એક કલાક પછી પાણી ઉતર્યું પણ એથી અમને શો લાભ ? અમો જો એ પાણીના પૂરમા તણાઈ મર્યા હોત તો વધારે સારૂ થાત જી દગીથી ક ટાળેલાઓ મરણને ભેટવા આતુર હોય છે, અમો પણ આતુર હતા, પણ અમારી એ આતુરતાને પાર પાડવા વિધાતાની ઇચ્છા ન્હોતી તે તો અમારા દુ ખોમા વધારો કરી અમારી કસોટી કરવા ચાહતી હતી પાણી ઉતરી

જવા પછી અમોએ શુ જોયુ ? ઘરમાનુ બધુ અનાજ પાણીથી ભીંજાઇ નાશ પામ્યુ હતુ ધોધમાર વર્ષાદ વરસી રહ્યો હતો ત્યા મારી સ્ત્રીને દર્દ થયુ, તે ગર્ભવતી હતી તેને ગરમી ખ્હોચાડવાની જરૂર હતી, પણ અગ્નિ કયાથી મળે ? બેસવા સૂકી જગ્યા ન્હોતી, ભેજવાળી હવા, પવનના સુસવાટા, ધોધમાર વર્ષાદ, ગર્ભવતી સ્ત્રી અને પેટનુ દર્દ અને તે પણ દર પળે વધતુ દર્દ એ બધાનુ વર્ણન કરવાની મારામા શક્તિ નથી એ દુ ખો જો પર્વત ઉપર પડે તો તે પણ ફાટી જાય, તેના પણ ટુકડેટુકડા થઇ જાય ! અમારો જીવ ઈશ્વર જાણે શાથી એટલો મજબુત હતો કે અમને યમદૂત ભેટી ન શકતો મારી ગર્ભવતી સ્ત્રીની એવી સ્થિતિ હતી કે તે હરપળે પેટની વેદનાથી ચિસ પાડતી, અને તે ચિસ અમારા કાળજા ધ્રુજાવી મૂકતી પછી કહુ, શુ થયુ ? ! તે બિચારી એજ દશામા તડફડતા તડફડતા મરણ પામી તેના અવસાનથી હુ અધમૂવા જેવો થયો તે મરી ગઈ, તેના પેટમા બાળક હતુ ! તે મરી ગઈ, બાળકને સાથે લેતી ગઇ હુ રડતો રહ્યો, માતા બેશુદ્ધ થઇ, બ્હેન બ્હીક અને ત્રાસને લીધે ફીકી પડી ગઈ, તે એક ખોળીયુ હતી, પણ તે ખોળીયામા જીવ જેવુ ન્હોતુ મારી પત્નિએ આખુ જીવન સુખમા વ્યતિત કર્યુ હતુ, તે ખૂબ ઐશ્વર્ય ભોગવી ચૂકી હતી, બળવાની આપત્તિઓ તેના પ્રાણ હરવા પૂરતી હતી, તોયે તે મરી નહીં, બળવા પછીની આપત્તિઓ એવી આવી કે જે તેને લઇનેજ ગઇ

સવાર તો થઇ, પણ તે સવાર મારા જીવનની સધ્યા હતી, તે સવારનો પ્રકાશ મારા માટે દુખની કાળી ઘટા હતો, હુ જ્યા સુધી જીવીશ ત્યા સુધી એ કાળી સવાર મારા સ્મરણમા રહેશે, એ કાળી સવાર કદિ ભૂલાશે નહીં, કારણ તે દિવસે મે શાહઝાદીને—મારી ધર્મપત્નિને એક માટીની કબ્રમા જતી જોઇ તેનુ અતિમ દર્શન મને સાલે છે મારૂ જીગર એ દુખી શાહઝાદીના દુખો સાભરી ચિરાય છે એ કાળી સવારે મે મારી સ્રીને કફન આપ્યુ અને બપોર પ્હેલા તેને હમેશની શાતી માટે કબ્રમા સુવાડી તે સૂતી છે, હુ જાગતો છુ, તે છતાએ સૂતેલા સમાન છુ

---

## પ્રકરણ પાંચમુ.

પાણીની રેલથી ઘરમાનુ અનાજ ભીંજાઇ નાશ પામ્યુ, આખા ગામડામા પણ અનાજની તગી થઈ, જાણે દુકાળ પડયો ભૂખ લાગી, પણ કોઈ પાસે માગવા શી રીતે જવુ? માગતા લજ્જા આવતી, અને માગવુ પણ કોની પાસે? બધાની સ્થિતિ અમારા જેવીજ હતી હુ એજ ચિતામા હતો, પણ એ ભલા ગામડયા ચૌધરીએ મને એ ચિતામાથી મૂક્ત કર્યો, તેણે કુતુબ સાહેબ ખાતેથી રૂપીઆ એકનો આટો મગાવી આપ્યો તે આટો અર્ધોજ ખાધો

હશે કે રમઝાન શરિફનો ચાંદ દેખાયો માતાજીનું હૃદય બહુજ કોમળ હતુ, તેઓ વારેઘડીયે જુની વાતોને યાદ કરી રડતા. માતાજીએ રમઝાનનો ચાદ જોયો અને એક ઉંડો દર્દભર્યો નિશ્વાસ નાખી મૌન્ય થઈ ગયા હું સમજી ગયો કે તેમને ભૂતકાળ યાદ આવે છે, આગળ વધ્યો, તેમને આશ્વાસન આપવા લાગ્યો, તેમને એથી સ્હેજ નિરાત અને શાતિ વળી.

ચાર પાચ દિવસ તો આરામથી વિતિ ગયા, પણ જ્યારે આટો ખલાસ થઈ ગયો, ત્યારે પુનઃ તેજ દુખ માથે આવી ઉભુ રહ્યુ કોઇ પાસે માગવા જવાને લજ્જા આવતી ત્યારે પાસે એક કોડી પણ ન્હોતી સાજ થઇ, રોઝા (અપવાસ) ખોલવાનો સમય આવ્યો, માત્ર પાણી પી રોઝો ખોલ્યો ભૂખને લીધે કાળજુ કડકડતુ અને મોઢે આવતુ

માતાજીનો સ્વભાવ ભૂતકાળને યાદ કરી રડવાનો હતો, પણ આજે તેઓ બહુજ શાત રહ્યા અને કંઇ બોલ્યાએ નહી તેમની શાતિ જોઈ મારા હૃદયમા પણ શાતિ વળી. હુ મારી ન્હાની બ્હેનને જોતો, તેના ચ્હેરા ઉપર ભૂખના ચિન્હો સ્પષ્ટ જણાતા, તેને આશ્વાસન આપ્યુ, અને એ આશ્વાસન સિવાય મારી પાસે કઈ હતુયે નહી તે નિર્દોષ બાળીકા મારી સમજાવટથી ચુપ થઇ અને ખાટલા ઉપર જઈ સૂતી પણ એ ભૂખ એવી હતી, જે નિદ્રાને ગળી ગઇ, અમે બધા ભૂખ્યા સૂઇ ગયા આખા દિવસમા ખાવાને

કંઈ મળ્યુ ન્હોતુ, ભૂખ્યા પેટે સૂતા ખરા પણ ખાટલા ઉપર ટળવળતા અર્ધ રાત્રી થઇ, માતાજી ઉઠયા, તહજ્જુદની નમાઝ પઢવા તૈયાર થયા (તહજ્જુદની નમાઝ રમઝાન માસમા ઇશ્વરભક્તો અર્ધ રાત્રી પછી પઢે છે) માતાજી નમાઝ પઢી રહ્યા, ત્યાર પછી ઇશ્વિર પ્રત્યે પ્રાર્થના કરી તેઓ પ્રાર્થના કરતા હતા, સાથે સાથે આખમાથી આસ્રૂ સારતા હતા, તેમના અવાજમા કરૂણા હતી, તેમની પ્રાર્થનાના પૂરા શબ્દો કહી શકાય તેમ નથી, થોડાજ વાકયો કહીશ –

"હે! ભગવાન! અમોએ એવો તે કયો અપરાધ કર્યો કે જેની આ કઠોર શિક્ષા મળી રહી છે? રમઝાન માસમા અમારા ઘરમાથી સેકડો ગરીબોને અન્ન મળતુ હતુ, અને આજે અમો પોતે એક એક દાણા માટે તલસીએ છીંએ, અને એવી દશામાયે અપવાસના વૃત્ત પાળીએ છીંએ હે! ભગવાન! જો અમારાથી કોઈ અપરાધ થયો હોય તો આ ન્હાની બાળકીએ શો અપરાધ કર્યો છે? એ નિર્દોષના મોમા ગઈ કાલથી અન્નનો એક દાણો પડયો નથી દયા કર દિનાનાથ દયા કર! તુ દયાળુ છે, તારાથી અમો દયા માંગીએ છીંએ! ક્ષમા કર! અમારા અપરાધોને, દયા કર!" એટલુ કહેતા માતાજી ખૂબ રડી પડયા હુ પડયો પડયો આખમાથી આસ્રૂ સારવા લાગ્યો બીજો દિવસ પણ એવીજ રીતે પસાર થયો નિરાહાર રહી અપવાસ ઉપર અપવાસ કર્યાં સાયકાલ પછી ચૌધરીનો માણસ થોડુંક દુધ અને મીઠા ચોખ્ખા લઈ આવ્યો તે

આપતા બોલ્યો,-" આજે અમારે ત્યા ન્યાઝ હતી, અને આ તેનુજ ખાણુ છે ચોધરી સાહેબે એ સાથે રૂપીઆ પાચ પણ મોકલાવ્યા છે, જે ઝકાતના છે (ઝકાત એટલે ઇસ્લામીઓ પોતાની વાર્ષિક કમાણીમાથી ચાલીસમો ભાગ કાઢી ઈશ્વરના નામે ગરીબોને આપે છે તે ) આ ખાણુ અને રૂપીઆ મને એક મોટી દવલત હાથમા આવ્યા બરોબર હતા, એ તો જાણે અમને ફરી રાજ્ય મળી ગયુ હોય તેમ લાગ્યુ, મે આનદ સાથે એનો સ્વીકાર કર્યો, અને તે માતા પાસે લઇ જઈ ઉત્સાહ સાથે તેની વિગત કહી મારા આનદ અને ઉત્સાહનો પાર ન્હોતો પરતુ મને એની ખબર ન્હોતી કે દુખ અને સમયનુ પરિવર્તન પુરૂષના વિચાર ઉપર પ્રભાવ નાખે છે, ત્યારે સ્ત્રીઓ પોતાની પ્રાચિન મર્યાદા ઉપર અડગ રહી શકે છે હુ દુખ અને ચિતા પિડિત હતો, તેથી હુ મારી પ્રાચિન મર્યાદાને વિસરી ગયો હતો, પણ મારી માતુશ્રીના વિચારો અને તેમની પ્રાચિન મર્યાદા ઉપર દુખ, સકટો અને સમયના પરિવર્તને કશીએ અસર કરી ન્હોતી મારી અજાયબી વચ્ચે માતાના ચહેરાનો રગ બદલાઇ ગયો, તેઓ નિરાહાર રહેવાથી અશકત થયા હતા, તે છતાએ તેમણે રોષપૂર્ણ સાદે કહ્યુ,—" ધિક્કાર છે તુજને ! તે તારી જનેતાની માન મર્યાદા ઉપર કુઠારાઘાત કર્યો છે બેશરમ પુત્ર ! તને શરમ ન આવી દાન લેતા તુ જાણે છે, તુ મારી સામે શુ લાવ્યો છે ? દાન, ભિક્ષા અને ઝકાત ! નાલાયક, તે છતાયે શરમાતો

નથી અરે! ભિક્ષા મેળવી પ્રસન્ન થાય છે!? બાપની પ્રતિષ્ઠા અને માનમર્યાદાને ધૂળમા રગદોડી આનદ માને છે, ધિક્કાર છે કપુત્ર, એ દાન સ્વીકારતા તારા હાથ કા' સુકાઈ ન ગયા? અરે એ સ્વીકારતા પહેલા તુ કા' મરી ન ગયો? તારા માટે તો મરણુજ સારૂ હતુ, અરે! અમારો સર્વનાશ થઇ ગયો છે, તે છતાયે અમારી ગરમી નથી ગઈ, અમો અમારી માનમર્યાદા ભૂલ્યા નથી નાલાયક અબ ઘડી દૂર થા તને આ કુકર્મ કર્યા પછી મારે જોવુ એ પાપ છે દૂર થા, સામેથી દૂર થા, તને જોતા મારા હાડે હાડ ધુજે છે તુ જાણે છે કે તુ કોણ છે? ભિક્ષુક નહીં શાહજાદો છે! શાહજાદો ભિક્ષા માગે કે? તારૂ કર્તવ્ય તલવાર વડે રોટલો મેળવવાનુ છે, માગવાનુ નથી તે ભિક્ષા આણી છે, તે દુ ખ મારા માટે અસહ્ય છે, તુ આપઘાત કરી મૂવો હોત, તોયે તેનુ મને આટલુ દુ ખ ન થાત ”

હુ વીર પુરૂષ છુ, મારી માતાના પ્રત્યેક શબ્દો મારા શરિરને થથરાવી મૂકતા હતા, મારી માતાની રોષપૂર્ણ વાતો સાભળી મને પરસેવો છુટયો, શરમને લીધે જીવ જતો હતો, માતાને થએલા દુ ખથી હુ પિડાતો હતો, તેમના ભાષણે મારા શરિરમાથી જીવ ખેચી લીધો તેમના શૌર્ય અને સ્વાભિમાન ભર્યા શબ્દોના હથોડા જાણે મારા માથામા વાગતા અને હુ પાતાળમા પેસતો હોઉ એમ મને લાગતુ હતું. મારી માતાએ મારા જીવનમા આ પ્રથમ વારજ એટલો

ક્રોધ દર્શાવ્યો હશે તે સમયની સ્થિતિ કહેવા કરતા વહેલી કલ્પી શકાય તેમ છે હુ તરતજ માતાજીના પગ ઉપર પડયો, પગ ચૂમ્યા, અને રડતા રડતા ક્ષમા યાચવા લાગ્યો, ભૂલનો સ્વીકાર કર્યો, પ્રશ્ચાતાપ કર્યો પણ માતા કઈ બોલ્યા નહીં હુ ઉઠયો અને વિચાર્યું કે મારી જનની આવી અડગ અને હુ એવો નિર્માલ્ય કેમ થયો? મે શાને એ ભિક્ષાનો સ્વિકાર કર્યો? સમયના પરિવર્તનનો પ્રભાવ મારા વિચારો ઉપર પડયો? એ બધા પ્રશ્નો મારા મનમા ઉપરાસાપરી ઉત્પન્ન થવા લાગ્યા માતા તો આજે એક ભિક્ષુક કરતાએ અધિક અવદશા ભોગવે છે, તે છતાએ તેમનામાથી અમિરી સ્વભાવ નથી ગયો 'રસ્સી તમામ જલ ગઈ, પર બલ નહીં ગયા' આ વિચારો કરી રહ્યો હતો, પણ રખે માતા વધુ ક્રોધે ભરાય એ બ્હીકે મે તે ખાણા અને પાચ રૂપીઆ ચૌધરીને પાછા આપવા વિચાર કર્યો અને તે લઈ ચાલ્યો ત્યા માતાએ મને પાછો બોલાવી કહ્યુ,—"ઇશ્વરનેજ આ પસદ છે, તો કોઈ શુ કરે? ચૌધરીએ મોકલાવેલા અન્નને હવે પાછુ ઠેલવુ એ સારૂ નથી વળી ચોધરીને તેથી માઠુ લાગશે" માતા એ શબ્દો બોલી રહ્યા કે ચૌધરી ત્યા આવી પ્હોચ્યો મારાથી રહેવાયુ નહીં, મે સઘળી બિના કહી ચૌધરી સમજુ હતો, તેણે મારી માતા પાસે ક્ષમા માગી કહ્યુ કે,—"મને ક્ષમા કરો, મે ભૂલ કરી તમોને એ વસ્તુઓ મારે મોકલવી જોઇતી ન્હોતી પણ મારી એ ભૂલ હતી હુ તેની ક્ષમા યાચુ છુ" ચૌધરીએ એટલુ કહેતા

બીજા રૂપીઆ દશ કાઢી આપ્યા, અને થોડો વખત બેસી ચાલ્યો ગયો

માતાએ અપવાસ ખોલ્યો, ઇશ્વરનો પાડ માન્યો બ્હેન પણ ઇશ્વરને ધન્યવાદ આપતી હતી પાચ રૂપીઆનો આટો મગાવ્યો, અને એ આટો રમઝાન માસ સુધી ચાલ્યો

છ માસ સુધી અમો એ ગામડામા રહ્યા તે પછી દિલ્હી આવ્યા માતાજી પરલોકવાસી થયા બ્હેનના લગ્ન કરાવી આપ્યા અને સરકારે મને માસિક રૂપીઆ પાચ પેન્શન તરીકે આપવાનુ શરૂ કર્યું તે ઉપર આજે જીવન-નિર્વાહ થાય છે

ભારતવાસીઓ! આ તે મહાન મુગલ બાદશાહના કુટુબીઓની અવદશાનુ વર્ણન છે, જે બાદશાહને લોકો પૂજતા હતા એ દિલ્હીશ્વરોને લોકો જગદિશ્વરો કહેતા હતા આજે સમયના પરિવર્તને શુ કર્યું છે? એ દિલ્હી-શ્વરો, જગદિશ્વરો થવા બદલ દીનેશ્વરો પણ થઈ શકતા નથી કારણ દુર્ભાગ્ય, સમયની બલીહારી, પરિવર્તનની લીલા એ દાન દેનારા દાનવીરોને આજે કોઈ દાન દેનારૂ યે નથી, એ મહેલાતોમા રહેનારાઓને કોઇ એક ઝુપડી આપનારૂ નથી એ જાહોજલાલી ભોગવનારાઓ અન્ન અને વસ્ત્ર વિના ટળવળી રહ્યા છે શાને, તે જાણો છો? સ સાર અસાર છે, માત્ર એ દેખાડવાને સ સારના સુખ ઉપર મોહી કાળાધોળા કરનારાઓને વિચારવા અને ચેતવા માટે



લાલ કિલ્લાના પ્રદર્શનમાં શાહી વસ્તુઓ ને લેખો.

( ચિત્ર પરિચયમાં નં ૨ જુઓ )

આ સઘળી ઘટનાઓ બને છે, એમાથી સાર ગ્રહણ કરવો એ તમારૂ કામ છે સમય હમેશ એક સરખો રહેતો નથી. સસાર પરિવર્તનશીલ છે, પરિવર્તનો થયા કરે છે, આજની અધમ દશા પણ ફેરવાશે અને એક દિવસ એવો આવશે જે દિવસે હિદવાનો પોતાની પુરાતન જાહોજલાલી ભોગવતા દેખાશે



## કથા પાંચમી

# ઉમરાવ સફદરજંગ.



દિલ્હીના અંતિમ તૈમૂરી મુગલ બાદશાહ બહાદુરશાહ 'ઝફર' સાધુ ચરિત્ર અને જગતની મોહમાયાથી અતિત રહેલા કવિ અને બાદશાહ હતા એમની સાધુવૃત્તિની સાક્ષી તેમની કવિતાઓ આપે છે, એ કવિતાઓમા નિસ્વાર્થપણાના ભાવો, હૃદયની શુદ્ધતા, અને મોહમાયા પ્રત્યેનો અભાવ સ્પષ્ટ જણાઈ આવે છે, એમની કવિતાઓ ઉપરાંત એમના જીવનના પ્રસંગો, એમની રહેણી કરણી વગેરે ઉપરથી પણ તેમના સાધુચરિત્રની પ્રતિતિ થાય છે જેવા રાજા તેવી પ્રજા એ સૂત્ર અનુસાર તેમના દરબારીઓ, અમીર ઉમરાવો પણ તેમના સંસર્ગને પરિણામે શુદ્ધ હૃદયના અને આદર્શ જીવન ગાળનારા બન્યા હતા બાદશાહના ચરિત્રનો પ્રભાવ દરબારીઓ ઉપર પડયો હતો

આજથી માત્ર ૬૦ વર્ષ ઉપર એટલે ૧૮૫૭ ના બળવા પૂર્વે હિંદના પાયતખ્ત દિલ્હી ખાતે લાલ કિલ્લામા બાદશાહ બહાદુરશાહે પોતાના દરબારીઓ, અમિર ઉમરાવો અને ઉચ્ચ ઓધ્ધેદાર અમલદારોને શુકવારના દિવસે ખાસ દરબારમા નોતર્યા હતા આજે શુક્રવારનો દિવસ છે, સવારના સાત

વાગ્યાનો સમય થવા આવ્યો છે દિલ્હીના લાલ કિલ્લામા બાદશાહી નોકર ચાકરોની દોડધામ થઈ રહી છે, લાલ કિલ્લામા આજે સર્વત્ર આનદ અને ઉલ્લાસ દેખાય છે મુગલ રાજવશીઓના અનેરા ઠાઠ સાથે ખાસ દરબાર શૃગારવામા આવ્યો છે ઉચા પ્રકારના કિમતી ગાલિચાઓ જોતા ચદ્રને તારાથી સુશોભિત આકાશ પથરાએલુ હોય એવો ભાસ થાય છે, એ સુદર ગાલિચાઓ આખને અલૌકિક પ્રકાશ આપે છે શાહી મહેલ મોગલ જાહોજલાલી ને વિલાસનુ ભાન કરાવતુ આજે પણ સ્વપ્ન સમુ આપણી નજરોમા ખડુ રહેતા આપણને હર્ષ થાય છે પણ સબુર, એ ગાલિચાઓની ભભક, એ શાહી ઠઠેરો અને એ જાહોજલાલી શુ કહી રહી છે તે સાભળ,—"મને જોનાર ધિરજ ધર, મને જોઈને ફુલા નહીં મારી એ આજી નાખનારી શક્તિઓ હવે લોપ થવાની છે, એ તેજ જવાનુ છે સૂર્યોદય થતા જગતમા પ્રકાશ વ્યાપી રહે છે, તેમ મારી શક્તિઓ વડે આ મહેલ ભભકી રહ્યો છે પણ સૂર્યાસ્તે જેમ અધકાર વ્યાપે છે, તેમ મારી પણ શક્તિઓ અસ્ત થશે તારુ મન મને જોઈ ભેરી રહ્યુ છે, મહેલની શોભા ગભીર રુપ ધારણ કરી તારા આનદ અને ઉલ્લાસને બહીક અને નિરાશાના સ્વરૂપમા ફેરવે છે, પણ તેથી તુ ઘભરા નહીં, ધિરજ ધર અને જો કે મારુ આ તેજ, મારી આ સુદરતા, મારો શાહી પ્રભાવ અને તને દેખાતી અલૌકિક જાહોજલાલી થોડાજ વખતમા નાશ પામશે માટે તુ સતેજ રહી ધીરજ સાથે જો સબળ

અને ભયકર બની આવનારી આપત્તિઓ સહન કરવા તત્પર થા, અને એ પણ યાદ રાખજે કે પુન એજ દિવસો મારા એક વારના નાશ પછી આવશે કે જે દિવસે તુ અને તારા લાખો હિદીવાન બધુઓ ઇશ્વરનો ન્યાય જોશે અને એ ન્યાય સર્વત્ર સુખ અને આનદ ફેલાવશે" બાદશાહી મહેલનો ઠઠેરો જોતા આજે હૃદયમા જાણે કોઇ એ બધુ બોલતુ હોય તેમ લાગે છે દિલ્હીના લાલ કિલ્લામા આજે આટલી બધી ધૂમધામ શાને થઇ રહી છે? વાચક તુ તે જાણવા ઉત્સુક હશે, તો સાભળ, જોતજોતામા સાડાનવનો અમલ થયો બાદશાહ બહાદુર પસાર થઇ પોતાના આસને બિરાજ્યા અને લાયકાત અનુસાર અમીર ઉમગવો વગેરે પોત-પોતાની જગ્યાએ ગોઠવાઈ ઉભા

બાદશાહ બહાદુરશાહ અને હાજર રહેલા સર્વ દરબારીઓના મુખ ઉપર આજે આનદ જણાતો હતો પણ બહાદુરશાહની વૃદ્ધાવસ્થા અને તેમની પ્રતિમા જોતા એમ જણાઈ આવતુ કે તેઓ ધર્મનિષ્ઠ, ઇશ્વરભક્ત, દયાળુ દિલના અને કલાકોવિદકારોના પૂજારી હતા તેમની સાદાઇ, નિર્મળતા અને પ્રેમવૃત્તી, તેમના મૂખ ઉપરથી સ્પષ્ઠ જણાઇ આવતી તોયે તેમની ગતિમા નિરાશા ક્યારે ક્યારે ચમકી જતી રાજ્યની જજાળોથી તેઓ કટાળેલા લાગતા, જો કે તેમના નામે અગ્રેજો રાજ્યકારોબાર ચલાવતા હતા, તોએ બહાદુરશાહને માથે રાજ્યની અનેક જજાળો તો હતીજ

વૃદ્ધ શાહે વઝીરને આજના મહોત્સવ સબધે હાજર રહેલાઓને જાણીતા કરવા ફરમાવ્યુ વઝીરે તરતજ નમન

કરી બાદશાહ બહાદુરની આજ્ઞા અનુસાર દરબારીઓ પ્રત્યે કહ્યુ,-"જહાપનાહની કૃપા અને તેમની અમિદ્રષ્ટિ આપણા રાજ્યના જાણીતા સોદાગર મિરઝા સફદરજગ ઉપર ઉતરી છે તમો એ તો જાણુતા હશો, કે રાજ્યની આર્થિક સ્થિતિ અને દેશના વેપાર ઉદ્યોગ સબધે એક બાહોશ સોદાગર તરીકે મિરઝા સફદરજગે આપણને અનેક કિમતી સલાહો આપી એક શહેરી તરીકેની રાજ્ય પ્રત્યેની તેમણે અમૂલ્ય સેવા બજાવી છે મિરઝા સફદરજગની સેવાઓની પીછાણુ જહાપનાહે કરી તેમને ઉમરાવની માનભરી પદ્વિ આપી છે મિરઝા સફદરજગના પુત્ર મિરઝા અનિસ બહાદુર કે જેઓ આપણા રાજ્યના સૈન્યના એક વડા અમલદાર તરિકેની પદ્વિ ભોગવે છે, અને જેમણે રાજ્યની પોતાના ઓદ્ધાની રૂએ અખડ સેવા બજાવી છે, તેમના શુભ લગ્ન થવા બદલ નામદાર જહાપનાહ અને આપ બધા ગૃહસ્થો તરફથી હુ મિરઝા સફદરજગ અને મિરઝા અનિસ બહાદુરને મુબારકબાદી આપતા તેમની દિર્ઘાયુષ અને ઉન્નતી ઇચ્છુ છુ" વઝીરે યોગ્ય શબ્દોમા ઉત્સવ સબધે વિવેચન કર્યા પછી નામદાર શાહે પિતા અને પુત્રને તેમના ઓદ્ધાને છાજે તેવો મુદ્દર અને કિંમતી પોષાક અને રત્નજડિત તલવાર અર્પણ કરી મિરઝા સફદરજગ અને તેમના પુત્ર મિરઝા અનિસ બહાદુરે તરતજ કુરનીશ બજાવી જહાપનાહનો આભાર માન્યો એ બધી ક્રિયાઓ થઇ રહ્યા પછી હાજર રહેલાઓએ અરસપરસ કેટલીક આનદદાયી વાતો કરી

બાદશાહ સલામતે હાજર રહેલાઓ સાથે વાતચિત કરવામા ખૂબ રસ લીધો ત્યાર પછી બધાએ બાદશાહ સલામત સાથે શાહી સુફરા ઉપર ખાણુ લીધુ ત્યાર પછી બધા નમાઝ માટે મસ્જીદ તરફ રવાના થયા

પ્રિય વાચક ! ૧૮૫૭ ના બળવા પૂર્વે દિલ્હીની શાહી જાહોજલાલીની યાદ એવા અનેક અનેરા પ્રસગો વડે કરાવી શકાય તેમ છે ઉમરાવ સફદરજગ સબધેની ક્રિયાઓ તે જોઇ, હવે ૧૮૫૭ ના બળવા સમયે મિરઝા સફદરજગ અને તેમના યુવાન પુત્ર મિરઝા અનિસ બહાદુરનુ શુ થયુ તે જો –

મિરઝા અનિસ બહાદુર સવારના બીછાનામાથી ઉઠયા, હમેશની શાતિ બદલ તેમના કાને લોકોના કોલાહલનો ઘોઘાટ સભળાયો અલ્પ સમયમા બધી સ્થિતિની માહિતી મળી મિરઝા અનિસ તુરત લશ્કરી પોષાક ધારણ કરી કમરે તલવાર બાધી બહાર આવ્યા ઉશ્કેરાએલા બળવાખોરો સાથે નિર્દોષ શહેરીઓની ન્હાસભાગ જોઇ પ્રથમ તો તેઓ દગજ થયા શાત દિલ્હીમા અશાતિના પવનથી લોકો વબ-રાઈ ગયા હતા ઠેકઠેકાણે લાશો અને ઝખમીઓ પડયા હતા, મરણ એ એક નજીવી બાબત થઇ પડી હતી કોઇ કોઇનુયે ભલુ બુરૂ સાભળવા થોભતુ નહીં દરેક પોતાને ફાવે તેમ એક દિવાના પઠે ન્હાસતા, લૂટતા મિરઝા અનિસ બહાદુર દિલ્હી શહેરમા એકાએક થએલુ પરિવર્તન જોઈ શુ કરવુ ? અને શુ નહીં કરવુ ? તેના વિચારમા ગુથાયા અતે લોકોને શાત થવા વિનવ્યા,

તેઓને ધિરજ આપી પણ કોઇયે તેમની વાત સાભળી નહીં મિરઝા અનિસ અને તેમના સાથીઓના પ્રયત્નો નિષ્ફળ નિવડયા શહેરની દુકાનોમાથી કેટલીક લૂટાઇ ગઇ હતી, ત્યારે કેટલીક બધ હતી ચોમેરથી લોકોના ઘોઘાટનો સાદ સભળાતો, ધૂળ ઉડતી, બદુક અને પિસ્તોલના ધડાકા સભળાતા લોકો કીડીયો જેમ જમીન ઉપર પડતા, પ્રાણ આપી પરલોક જતા આ દૃશ્ય મિરઝા અનિસ ગભરાટ સાથે જોઇ રહ્યા હતા, ત્યા સમાચાર મળ્યા કે અગ્રેજી લશ્કર દિલ્હીમા દાખલ થઈ ચુકયુ છે, અને બળવાખોરો સાથે તેમની ઝપાઝપી થઇ રહી છે આ સમાચાર મળતા ઇશ્વર જાણે શા વિચારે મિરઝા અનિસ બહાદુર પોતાના ઘર તરફ નિરાશ વદને પાછા વળ્યા

મિરઝા સફદરજગ બહુજ વૃદ્ધ થયા હતા વૃદ્ધાવસ્થાની નિર્બળતાએ તેઓ અશક્ત જેવા થઈ ગયા હતા એવી સ્થિતિમા તેમણે દિલ્હીમા ચાલી રહેલી અધાધુધિ જોઈ, તેથી તેમને ચિતા થવા લાગી પણ એ બધી ચિતા અને નિર્બળતા ઉપર વિજળી પડી, નિર્બળતા બળી' ભસ્મ થઇ નવી શક્તિ આવી, તે શાથી ? એ વિજળી હતી આ સમાચારની કે જ્યારે તેમણે સાભળ્યુ કે ગજકુટુબીઓ ઉપર હુમલા થઇ રહ્યા છે તેમનાથી રહેવાયુ નહીં તેઓ ઉઠયા, કમરે તલવાર બાધી અને ઘરની સ્ત્રીઓને તેયાર કરી પોતાની વહુને સબોધી કહ્યુ,–"બેટા ! જો, સમય ખરાબ આવ્યો છે અહિંયા હવે સલામતી માટે આશા રાખવી વ્યર્થ છે તુ અનિસ બહાદુર અને બ્હેન કુલસૂમને લઇ

અત્રેથી યોગ્ય લાગે તે સ્થળે ન્હાસી જા, મારી ચિંતા કરતી મા ”

“ આપ વૃદ્ધ છો, અને અમારા શિરછત્ર છો, આ જીવના જોખમ સમયે આપનુ પણ અત્રે રહેવુ ઉચિત નથી તેઓ (અનિસ બહાદુર–પતિ ) સવારથી આ તોફાનમા બહાર ગયા છે ખબર નથી કે તેમને શુ થયુ હશે અને કયા હશે ? માટે આપ અત્રે થોભો, હુ તેમને હમણાજ શોધી લાવીશ, પછી અહીંથી બીજે જવાનુ ઠીક થઈ પડશે જયા સુધી તેઓ આવે નહીં, ત્યા સુધી તેમની આજ્ઞા વિના મારાથી બહાર પગલુ ભરાય નહીં ” વહુએ પોતાના વૃદ્ધ સસરા સફદરજગને કહ્યુ

“ પણ હુ તો તેનો પિતા છુ, તેના તરફથી હુ તને અત્રેથી ન્હાસી છુટવા પરવાનગી આપુ છુ વખત બહુજ બારિક છે, બળવાખોરો ખુદા જાણે શુ શુ કરશે ! ”

“ આપનો હુકમ મારે માથે, આપની દરેક આજ્ઞાઓનું પાલન કરવા હુ દર પળે તયાર છુ, પણ ક્ષમા કરશો, તેમની આજ્ઞા વિના અત્રેથી જીવતી જવા મારૂ મન માનતુ નથી શહેરમા તોફાન છે, એવા તોફાનમા તેમને તજી જવુ એ મારે માટે યોગ્ય નથી ”

“જો, જેટલો વખત જાયછે, તેટલી વધુ આપદાઓ તારે ભોગવવી પડશે હુ તને કહુ છુ કે તુ આ તારી ન્હાની બ્હેન કુલ્સૂમને લઈ અત્રેથી ન્હાસી છુટ બેટા ! ઢીલ કરવામા સાર નથી ” હજી એ વૃદ્ધ ઉમરાવ પોતાની

વહુને ન્હાસી છૂટવા સમજાવતો હતો, ત્યા તેજ પળે દશેક સિખ સિપાહો સંગીનો સાથે હલ્લો કરતા ઘરમા દાખલ થયા સિખ સરદારે પોતાના સાથીઓને ઘર લૂટવાની અને મિરઝા સફ્દરજંગને કેદ પકડવાની આજ્ઞા કરી સિખ સિપાહો આજ્ઞા મળતા આગળ વધ્યા, ત્યા વૃદ્ધ સફ્દરજંગ ત્રાડ મારી ઉઠયો,–"ખબરદાર ! જો કોઈ આગળ વધ્યો છે તો–"

પણ એ સિપાહો સાભળેજ શાના ? વિજયના હર્ષમા તેઓ ઉન્મત બન્યા હતા નાની બ્હેન કુલ્સૂમ અને સફ્-દરજંગની વહુને બે સિપાહોએ પકડવાની ચેષ્ટા કરી કે, તરતજ સફ્દરજંગ મ્યાનથી તલવાર ખેચી ન્હયો, અને એકજ ફટકામા તે સિખ સિપાહનો હાથ જાદો કરી નાખ્યો તરતજ બીજા સિખ સિપાહો સફ્દરજંગ ઉપર તૂટયા સફ્દરજંગે શૌર્ય સાથે તેમના હુમલાનો ઉત્તર વાળ્યો ખૂબ ઝપાઝપી ચાલવા લાગી એ વૃદ્ધ સોદાગરની અમોલી વિરતા અને બહાદુરીનુ વર્ણન થઈ શકે તેમ નથી ગુસ્સાથી તેનુ મોઢુ લાલચોળ થઈ ગયુ હતુ તેના અંગેઅંગમા શૌર્ય હતુ ઝપાઝપી કરતા પાણી પાણી થઇ ગયો હતો તેણે પોતાનુ પાણી બતાવ્યુ તે સિખ સિપાહોએ સફ્દરજંગ ઉપર અનેક હુમલાઓ કર્યા અંતે એક સિખ સિપાહની સંગીને સફ્દરજંગનો હાથ તોડી નાખ્યો એ ઉમરાવ સફ્દરજંગ હજી જમીન ઉપર પડવા જાય છે કે ત્યા ઓચિંતો મિરઝા અનિસ બહાદુર જોશભેર પોતાના સંગાથીઓ સાથે સિંહ પેઠે દાખલ થયો પિતાની અવદશા અને સ્ત્રીઓને કેદીની

સ્થિતિમા જોઈ મિરઝા અનિસ અને તેના સગાથીઓને ગુસ્સો ઉપજ્યો, અને એ દેખાવથી તેમની શક્તિમા અનેરો વધારો થયો મિરઝા અનિસે ઢીલ કર્યા વિના સિખ સિપાહો ઉપર સબળ હલ્લો કર્યો અનિસ બહાદુરની તલવારે અનેક સિપાહોના જીવ લીધા ત્યારે અનિસના સગાથીઓ જેમ ફાવે તેમ હુમ્લો કર્યે જતા હતા આ અવસરનો લાભ લઈ અનિસ બહાદુરનો એક સાથી કુલ્સૂમ અને અનિસની ધર્મપત્નિને ઘર બહાર લઈ ગયો પણ બહાર થોભવુ જોખમભર્યું લાગવાથી તે ઉભય સ્ત્રી અને બાળકીને ગાડીમા બેસાડી કુતુબ મિનાર તરફ હકારી ગયો અત્રે મિરઝા અનિસ સિખ સિપાહોને મારી તથા હફાવી પોતાના સાથીઓ સાથે છૂટો થયો

* * * *

બળવાની અશાતિ શાતિના સ્વરૂપમા ફેરવાયાને આજે લગભગ ચાર વર્ષ વહી ગયા છે અસહ્ય દુખથી રિઢા થઇ ગએલા મિરઝા અનિસ પટના (બીહાર) મા એક નવાબની ગુલામગીરીમા દ્રષ્ટિએ પડે છે, એ ઉમરાવઝાદો અને વીર લડવૈયો મેલા અને ચિથરેહાલ કપડા પહરી નવાબના ઘોડાની લગામ પકડી જતો દેખાય છે વાચકો કલ્પી ગયા હશે કે એ ઉમરાવઝાદો કેવી કફોડી સ્થિતિમા મૂકાયો હશે નવાબ સાહેબે એક દિવસે મિરઝા અનિસને પુછયુ કે, તારા કોઇ સગા સ્નેહિ છે કે નહી? મિરઝાએ ઉત્તર આપ્યો કે, "હતા અને છે, નથી પણ—"

નવાબે પુછ્યુ,—"તુ શુ કહે છે તે સમજાતુ નથી?" મિરઝા અનિસે તે પછી બળવાની સર્વ આપવીતિઓ કહી સભળાવી અને પોતાની ધર્મપત્નિ તથા ન્હાની બ્હેન કુલ્સૂમ હાલ કયા છે, તેઓ જીવતા છે કે નહીં? તે સબધે પોતાની અજ્ઞાનતા દાખવી

થોડા દિવસો પછી નવાબની એક ડોસી ચાકરડી મારફતે સમાચાર મળ્યા કે કુલ્સૂમ અને મિરઝા અનિસની ધર્મપત્નિ રૂકૈય્યા મુબઇના કોઇ શેઠીયાની મદદ લઇ ઈરાક (મોસોપોટેમીયા) ખાતે ન્હાસી ગયા છે અને ત્યા તેઓ કોઇ વેપારીને ત્યા નોકરી કરે છે મિરઝા અનિસની કરૂણ કથાથી મજકુર નવાબ સાહેબનુ હૃદય પીગળ્યુ, અને તેમણે કુલ્સૂમ તથા રૂકૈય્યા વિષે તપાસ કરવા મહેનત કરી તેના પરિણામે ઈરાકના મજકુર વેપારી પાસથી તેમનો પત્તો મળ્યો અને તે અમીર દિલના વેપારીએ રૂકૈય્યાને એક સારી રકમ આપી કુલ્સૂમ સાથે હિંદુસ્થાન તરફ રવાના કર્યા બળવા પછી લગભગ છ વર્ષે એટલે સને ૧૮૬૨–૬૩ મા પતિ પત્નિનો મેળાપ થયો અને તે વૃદ્ધ ઉમરાવ સફદરજગ જેમનો હાથ સિખ સાથેની ઝપાઝપીમા તુટી ગયો હતા તેઓ અજમેર ખાતે કોઇ સાધુ ચરિત્ર ધર્મગુરૂને ત્યા રહ્યા હતા. અને લગભગ બે વર્ષ પછી સ્વર્ગવાસ પામ્યા જેની માહિતી લગભગ વિસ વર્ષે અજમેરના મેળામા જતા મિરઝા અનિસને મળી પણ પોતાના વ્હાલા પિતાની સમાધિ મિરઝા અનિસ શોધી શકયા નહી ઇરાક ખાતે હજીયે મિરઝા અનિસ અને

**સફદરજગના દુખોની કરૂણ કથા વૃદ્ધ સ્ત્રીઓ ફુરસદના સમયે કહી હિદની પૂરાતન જાહોજલાલીને યાદ કરી દુખના આસુ પાડે છે ***

---

*સને ૧૯૧૯ ની સાલમા હુ પ્રસગવશાત પટના ખાતે મર્હુમ નવાબ અલતાફહુસેનના જમાઇ નવાબ અબ્બાસઅલી સાહેબને ત્યા ગયો હતો કેટલાક દિવસો સુધી હુ પટનામા રહ્યો મહોરમના દિવસો હતા તેથી ઘણાય માણસોના સમાગમમા આવી શકયો ખલિલ નામના એક વૃદ્ધ વયના મુન્શીએ ઉપરાક્ત કથા મારી આગળ કહી હતી જે સ્હેજ ફેરફાર સાથે રજૂ કરી છે   **સાદિક**



કથા છઠ્ઠી

## દિલ્હીનો ભિક્ષુક રાજકુમાર.



સંસારના પરિવર્તનમા જેમણે દુઃખ નામે અનુભવ્યુ ન હોય, અને જેમણે અમિરી તથા જાહોજલાલી ભોગવી હોય તેમને દિલ્હીના શાહી કુટુંબની પાયમાલી જરૂર બોધપ્રદ નિવડશે અમિરીના મદમા મદાંધ થઇ દીનતાને તુચ્છ ગણનારા અને ગરિબીને પાપ માનનારા ગર્વીષ્ટોના ગર્વને તોડવા દિલ્હીના અંતિમ બાદશાહ બહાદુરશાહના કુટુંબનો કરૂણ ઇતિહાસ શિખામણ આપવા પુરતો છે જેમને ઐશ્વર્ય અને ધનસંપત્તિની સ્થિરતા ઉપર વિશ્વાસ હોય તેમને આ પરિવર્તનની કરૂણ કથાઓ બોધ લેવા યોગ્ય છે જેના મહેલમા ભભકદાર રોશની થતી તેના મહેલ પર આજે અંધકારના સિહા વાદળ આવી પડયા છે જે શાહ અને શાહી કુટુંબ પાછળ હાથ બાંધી હજારો સેવકો ફરતા, જે શાહી કુટુંબીના હુકમને ઝીલવા માટે દરેક ઉત્સુક રહેતા, જે શાહી ખાનદાનના નબીરાની સેવા કરવામા લોકો માન સમજતા, જે શાહને લોકો દુનિયાનો શાહ કહેતા, જે વ્યક્તિને લોકો દિલ્હીના સરતાજ માનતા, જે કવિને હિંદીઓ ભારતવર્ષના શહેનશાહ કહેતા, તે શાહ આજે નથી,

તેમ નથી તે શાહના કુટુબીઓ–પરિવારના મસ્યો છે, તો–કોઈ ખૂણે ખાચરે નામો નિશાન વિના પડ્યા હશે, આજે તેમને કોઈ પુછતુંયે નથી કે તમે કોણ છો? એ મહાન દિલ્હીશ્વરના કુટુબીમાથી આજે પણ જો કોઇ સજીવ હશે તો તે સરકાર પાસેથી રૂપીઆ પાચ કે દસનુ પેન્શન મેળવનારની સ્થિતિમા હશે છે કોઇ તેઓને રડનાર? પડયા હશે કોઈ ઝુપડીમા, અને કરતા હશે કોઇની ચાકરી * આ ઉપરથી ધનસપત્તિ અને એશ્વર્યની સ્થિરતા વિષે વિશ્વાસ રાખનાર સમજી શકશે કે આ અસાર સસારમા ધનસપત્તિ કે એશ્વર્ય, વિશ્વાસ રાખવાને યોગ્ય નથી ઉર્દૂ ભાષાના સુપ્રસિદ્ધ કવિ 'અયા' કહે છે —

ગઝલ

કહે રહા હય આસમા યહ સબ સમા કુછભી નહીં,
પીસ દુગા એક ગરદિશમેં જહા કુછભી નહીં
રોતી હાય શબનમ કે નૈરગે જહા કુછભી નહીં,
ચિખની હય બુલબુલે ગુલકા નિશા કુછભી નહીં
તખ્તવાલો કા પતા દેતે હય તખ્તે ગોર કે,
ખોજ મિલતા હય યહીં તક બાદ'આ કુછભી નહીં

---

* મારા સાભળવા પ્રમાણે દિલ્હીના અ તિમ મગલ સમ્રાટના કેટલાક કુટુબીઓ હજી હયાત છે, અને તેઓ નજીવા પેન્શન અથવા ચાકરી કરી જીવનનિર્વાહ કરે છે

જીન્કી નૌબતકી સદાસે ગુંજતેથે આસમા,
દમ બખૂદ હય મકબરોમે હુ ન હાં કુચ્છભી નહીં
જીન્કે મહલોમે હઝારો રંગકે ફાનુસ થે,
આડ ઉન્કી કબ્રપર હય ઓર નિશા કુછભી નહીં
બન્દ સારે બોલ ડાલે, બોલ કર બન્દે કફન,
કબ્રકી બગલીસે ચિત્ હય, મ્હલવા કુછભી નહીં
કૈસા અફસૂને તકલ્લુમ કૈસા અયજાઝે કલામ,
ગર નહો અલતાફે યઝદાની 'બયા' કુછભી નહીં

હવે આપણે આપણી વાત આગળ ચલાવીશુ

દિલ્હીના અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહની લાડ-કવાયી પુત્રી કુરેશિયા બેગમના પુત્રની કરૂણ કથા લખતા હાથ ધ્રુજે તેમ છે કારણ કે કુરેશિયા બેગમનો પુત્ર દિલ્હીમા રાજ્યપદ્ધિને દિપાવવા બદલ દિલ્હીના બજારોમા ભિક્ષા માગતો દેખાય છે, એ દશ્યજ ત્રાસજનક છે કુરેશિયા બેગમના પુત્રનુ નામ મિર્ઝા કમર સુલતાન હતુ તેમનુ પાલણપોષણ એક રાજવશીને શોભે તેવી રિતે કરવામા આવ્યુ હતુ, તેથી તેઓ સ્વભાવે આનદી અને નમ્ર, તથા મોજીલા હતા મિર્ઝા કમર સુલતાનને શાહી મહેલમા સારૂ માન હતુ, અને તેઓ 'આલમ પનાહ' ના નામથી સબોધાતા હતા સેકડો નોકર ચાકરો મિર્ઝા કમર સુલતાનને હમેશ આનદ આપવા અને તેમના સુખની સભાળ લેવા વિવેક સહિત પાછળ રહેતા તેમની સેવા કરવાને તેઓ હમેશ ઉત્સુક રહેતા

મિરઝા કમર સુલતાને બાદશાહી સુફરા ઉપર ખાણુ લીધુ હતુ, અને રાજવશી પોષાક પ્હેરી દરબારમા માન મેળવેલુ હતુ, તથા તેવીજ મોજ ભોગવેલી જ્યારે મિરઝા કમર સુલતાનની સવારી દિલ્હીના રસ્તાઓ ઉપરથી ખૂબ દબદબા સાથે નિકળતી ત્યારે પ્રજાજનો તેમને નમીનમીને પ્રણામ કરતા તેમના આદર સત્કાર માટે લોકોના ટોળેટોળા રસ્તા ઉપર જામતા તેમના દર્શન માટેનો ઉત્સાહ અવર્ણનીય છે હાથી, ઉટ અને ઘોડાનુ એક રમ્ય સરઘસ બનાવવામા આવતુ જે મિરઝા કમર સુલતાનની સવારીને લઈ જતુ હતુ આ પ્રભાવ અને પ્રતિભા સાથે આનદ અને સુખમા મિરઝા કમર સુલતાને પોતાના જીવનનો ન્હાનો સરખો ભાગ વ્યતિત કરેલો પણ હાય ! સસારના પરિવર્તન ચક્રે તેમની તે જાહોજલાલી અને ઐશ્વર્યને છીન્નભીન્ન કરી નાખ્યો તેઓ ગજવશી મટી ભિક્ષુક થયા દિલ્હી નરેશ થવાને યોગ્ય રાજકુમાર, પરિવર્તનના પ્રભાવે દિલ્હીના બઝારોમા રઝડતો ભિક્ષુક થયો એમા વાક કોઇનો નથી જે વિધાતાને મનુષ્ય ઉત્પન્ન કરવાનો અધિકાર છે, તે વિધાતા મનુષ્યને જોઇએ તેવી સ્થિતિમા રાખી શકે ધનસપત્તિના અધિકારીઓ જેમ પોતાની ઇચ્છામા આવે તેમ ખર્ચ કરે છે, તેમને કોણ છે પુછનાર ? પુછી શકાયજ કેમ ? ત્યારે મનુષ્ય માત્ર વિધાતાની સપત્તિ છે, તેનો ગમે તેવો ઉપયોગ કરવાનો તેને સપૂર્ણ અધિકાર છે તેની નિષ્ઠુરતામાયે દયાનો સચાર છે



મોગલ ન્યાયનો કિર્તિદ્વાર.

( ચિત્ર પરિચયમાં નં ૮ જુઓ )

૧૮૫૭ના બળવા અને તે પછી મિરઝા કમર સુલતાનની અધોગતી થઇ મહેલ અને ચાકરોએ તેમનો ત્યાગ કર્યો ઐશ્વર્યે પોતાનું મૂખ ફેરવ્યુ સસારે નિર્દયતા ગ્રહણ કરી, ધનસપત્તિએ દગો દીધો, 'આલમ પનાહ' મિરઝા કમર સુલતાન પનાહ (રક્ષા) માગતા થયા રે ! તેઓ દિલ્હીના બજારોમા નોકરીની શોધ કરવા નિકળ્યા પણ અફસોસ ! પરિવર્તનના પ્રબળ પજાએ મિરઝા કમર સુલતાનપર દયા કરવા બદલ તેને વધુ દબાવી નાખ્યો નોકરી મળી નહીં નોકરી ન મળવાથી એક સાધારણ માણસ પેઠે તેમને રઝળવુ પડયુ સરકારને જ્યારે આ શાહઝાદા ઉપર દયા આવી ત્યારે તેણે રૂપીઆ પાચનુ પેન્શન આપવા ઠરાવ્યુ આ પાચ રૂપીઆના પેન્શનમાથી ગરીબાઇને લીધે કરેલા કરજના બદલમા મોટો ભાગ વ્યતિત થતો. કરજ દેનારાઓ પેન્શનના રૂપીઆ મળ્યાની ખબર સાભળતાજ દોડી આવતા અને લેશ માત્ર પણ દયા કર્યા વિના તેઓ રૂપીઆ લઇ જતા

મિરઝા કમર સુલતાન જોઇએ તેવા ગરીબ થઈ ગયા હતા, તે છતાયે તેઓએ સમાજના શિષ્ટાચારનો ભગ કર્યો ન્હોતો, તેમણે ઈમાનદારી ત્યાગી ન્હોતી, તેમજ તેઓ કોઇનુ પણ કડુ વચન સાભળી સાખી જવા શિખ્યા ન્હોતા. તેથી તેઓ કોઈ પણ કરજદાર વધુ તડફડ કરે તે અગાઉ તેને રૂપીઆ આપી દેતા હતા આવી સ્થિતિ હોવાથી તેમને

ચાલૂ ખર્ચમા અડચણ આવતી જીવનનિર્વાહની મૂશ્કેલી-ઓએ તેમના પૂરાતન તત્વને નબળા પાડી નાખ્યા હતા. પેટની ક્ષુધા કહેતી તારો જીવ લઉ વિધાતા જીવાડવા ચાહતી, પેટની જ્વાળા કમર સુલતાનને બાળી ભસ્મ કરવા ભભૂકા મારતી, મિરઝા કમર સુલતાનના આસ્રઓ એ ભભૂકાને ઠારતા પેટ કહેતુ ખાડો પૂર, સ્વમાન પોકારી ઉઠતુ ખબરદાર! ભિક્ષા માગી શાહી પ્રતિષ્ઠા ઉપર પાણી ફેરવતા ના આખ સામે ઉભેલી દિલ્હીના લાલ કિલ્લાની ભીતો કહેતી કે ન તાઢે સૂકાઈ જાય કે તડકાના તાપથી બળી ભસ્મ થઈ જાય તોયે તને આશરો અપુ નહી આવા અસહ્ય દુખમા દિલ્હીનો રાજકુમાર અકળાઇ રહ્યા હતે તેના ઉપર તૂટી પડેલો દુખનો પહાડ તેને ચકદી નાખવા પૂરતો હતો, પણ તે પરિક્ષાની કસોટીમાથી પસાર થયો ન્હોતો, તેથી એ દુખના પહાડ તેને ચકદી શકતા નહીં પડે પત્થરપર જો એ દુખો તો તેનાયે ટકડે ટકડા થઈ જાય સસારના પરિવર્તનનો એ નિયમ છે કે તે કોઇનો અટકાવ્યો અટકતો નથી ખાવુ ન ખાવુ એવા પ્રકારે રાજકુમારે ઘણા દિવસો કાટી નાખ્યા પણ પેટની જવાળાએ આખના આસૂને સૂકવી નાખ્યા રડીને શાતિ પ્રાપ્ત કરવાનુયે ન રહ્યુ પૂવજોની પ્રતિષ્ટા અને તેમના સ્વમાન ઉપર પાણી ફર્યુ બહાદુ-શાહનો વશજ દિલ્હીના બજારમા ભિક્ષા માગવા નિકળ્યો

આ તેજ દિલ્હીનો માર્ગ છે, જે માર્ગથી મિરઝા કમર સુલતાનની સવારી સરઘસના સ્વરૂપમા નિકળતી, અને

હજારો લોકો નમીનમીને પ્રણામ કરતા, મિરઝા કમર સુલ-તાનનો આદરસત્કાર કરવા લોકોની ઠઠ જામતી એજ માર્ગ ઉપર મિર્ઝા કમર સુલતાન ભિક્ષા માગતા રઝડતા આજે તેમને કોઇયે ઓળખતુ નહીં, તેમ ઓળખવાની દરકાર કરતું નહીં મિર્ઝા કમર સુલસાન પણ કોઈને પોતાની ઓળખ આપતા નહીં તેઓ પોતાનુ મોઢુ બને ત્યા સુધી કોઈ ન જુએ તેવી રીતે સતાડી રાખતા માથુ નિચુ નમાવી દિલ્હીની બજારે બજારમા પોકારતા –

"ખુદાના નામપર કોઈ એક પૈસાનો આટો અપાવી દયો"

દિલ્હીનો રાજકુમાર અસહ્ય દુ ખ અને ત્રાસ સહન કરતો હવે આ અસાર સસારનો ત્યાગ કરી પરમાત્માના દરબારે ન્યાય મેળવવા સિધાવ્યો છે



કથા સાતમી

## શાહજાદી કુલ્સુમ ઝમાનીની કરૂણ કથા.



### પ્રકરણ પહેલુ



દિલ્હીના અંતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ બાદશાહ ઝફરની લાડકવાયી પુત્રી કુલ્સૂમ ઝમાની બેગમ ઉપર ૧૮૫૭ના બળવા પ્રસંગે કેવા દુઃખો પડયા તેની દુઃખદ કથા એ શાહજાદી પોતેજ પોતાની જુબાનીમા વર્ણવે છે –

"જે સમયે મારા પિતાશ્રી બહાદુરશાહનો શાસન કાળ સમાપ્ત થયો, તથા સિંહાસન અને છત્ર લૂંટાઈ જવાનો સમય નિકટ આવ્યો ત્યારે દિલ્હીના લાલ કિલ્લામાથી શાંતિ ન્હાસી છૂટી, અશાંતિએ કિલ્લા ઉપર જાણે પોતાનુ રાજ્ય જમાવ્યુ હતુ તે પ્રસંગે કિલ્લામાના આનંદ અને સુખના સ્વપ્ના નષ્ટ થતા દેખાયા, ભવ્ય દરવાજા અને સુંદર મહેલોમાથી નિરાશાના ચિન્હો દ્રષ્ટિગોચર થવા લાગ્યા

તૈમૂર વંશના અંતિમ દિપક જે રંગુનના કેદખાનામા પોતાના જીવનના છેલ્લા દિવસો વિતાડી વૃદ્ધાવસ્થામા એક કેદી તરીકે મરણ પામ્યા, તે દિલ્હીના શહેનશાહ બહાદુરશાહની હું પુત્રી છુ મારૂ નામ કુલ્સૂમ ઝમાની છે

બાદશાહ સલામતની હું અતિ લાડકી પુત્રી છુ મારા લગ્ન થયાને કંઈ લાંબો વખત થયો નથી, મને મારા પિતાનો સમય યાદ છે, તે જાહોજલાલી અને ઐશ્વર્ય મારી આખો સામે હજીએ તરે છે આ દુ ખદ સ્થિતિમા મારે તેનું સ્મરણ કરવુ ઉચિત લાગતુ નથી, કારણ કે જ્યારે તે આનદના દિવસો યાદ આવે છે, ત્યારે જુના સ્નેહિઓ અને ઉમગવોની બેગમોના સતસગની વાતો અને વૈભવના આનદો મારૂ હૃદય ચિરી નાખે છે ઈશ્વર! અમારા ઉપર જે દુ ખો પડયા તે કોઈ શત્રુ ઉપર પણ નાખજે નહીં ઉંચે ચઢી પડનાર કરતા ઉંચે રહેનાર નિચે પડે, તેમના દુ ખનો અતર ઉચા અને નિચા આકાશ અને પાતાળ જેટલો છે હવે હુ મારી વિપત્તિ કહી સભળાવુ છુ —

આજે ત્રણ દિવસ થયા કંઈ ખોરાક મળ્યો નથી ચિતાએ લોહી ચુસી લીધુ છે, તો દુધ કયાથી મળે? બાળકી ઝિનત દુધ માટે તલસે છે, અને મારૂ હૃદય તેના દુ ખમા કચવાય છે રાજકુટુબપર આવેલ આપત્તિ જોઈ દાઈ તો દગજ થઇ ગયેલી, તેની ગભરામણ અને ચિતા સૌ કરતા વધુ, એટલે એને દુધ કયાથી હોય ન્હાની બાળકી ઝિનત એક ઘુટડા દુધ માટે તલસે છે હું દિલ્હીની શાહજાદી છુ, અને દુધનો મારી પાસેજ દુષ્કાળ છે, એ ન્યાયમા ન્યુનતા નહીં તો બીજુ શું? જ્યારે દુ ખ આવે છે ત્યારે ચારે તરફથી એકસરખીજ રીતે આવે છે જો તેમ થયું ન હોય તોયે એક બાજુએથી આવેલુ દુ ખ

સર્વ અંગને દુખી બનાવી નાખે છે, તમજ તેમા નિરાશાનો ઉમેરો થતા માથે દુખનો પહાડ પડયો હોય તેમ ભાસવા લાગે છે, એજ સ્થિતિ મારી હતી, દુધ ન મળવાની નિરાશામા બેઠી હતી એટલામા બાદશાહ સલામતનો ખ્વાજેસરા (સેવક) આવી નમન કરી બોલ્યો,–"બાદશાહ સલામત આપને યાદ કરે છે" અર્ધ રાત્રીનો સમય હતો, આટલી મોડી રાત્રે બાદશાહ સલામતને મારૂ શુ જરૂર જણાઈ કે જેથી તેમણે હાજર થવા ફરમાવ્યુ? એ વિચાર કરતી હુ ઉઠી, મારી સાથે બીજાઓ પણ ઉઠયા, અને બાદશાહ સલામતની હુજુરમા હાજર થયા ઘોર અંધકાર, ચારે તરફ નિસ્તબ્ધતા ફેલાઈ હતી, તેમા મે જોયુ કે બાદશાહ સલામત હાથ ઉચા કરી પ્રાર્થના કરી રહ્યા છે, તેમના હાથમા એક માળા હતી, વૃદ્ધાવસ્થાએ તેમના મુખ ઉપર દયા અને દીનતાના ચિન્હો ઉત્પન્ન કર્યા હતા હુ જઈ પિતાશ્રીને ત્રણ વાર નમી બાદશાહ સલામતે અતિ પ્રેમ સાથે પાસે બોલાવી ચુંબન કર્યું, તેમનુ રડતુ હૃદય હુ જોઈ શકી, ઈશ્વર ભકતીએ બેઠેલા બાદશાહની આ સમયની સ્થિતિ અવર્ણનીય હતી, તેનુ વર્ણન કરી શકાય તેમ નથી, તેમને જોઈ મારૂ અને મને જોઈ તેમનુ હૃદય રડતુ હતુ બાદશાહ સલામત ગદગદિત કંઠે બોલ્યા,–"કુલસુમ, તુ તારા વૃદ્ધ પિતાને હમેશ માન આપતી આવી છે, તેના પડેલા બોલને ઉચકવા તુ હમેશ ઉત્સુક રહી છે, તેના હુકમનો તારાથી કદીએ અનાદર થયો નથી, બોલ હવે તુ તારા આ વૃદ્ધ પિતાની થોડી વાતો સાભળવા અને તે મુજબ વર્તવા વચન

આપે છે?" પિતાશ્રીની આજની બોલચાલમા અતિશય પરીવર્તન થયલુ મને દેખાયુ હિંદના શહેનશાહ અને આવી વાતો કરે? મારા પિતા મને આવી રીતે મનાવે? આશ્ચર્ય! હુ તો નિસ્તબ્ધ થઇ ગઇ, મારૂ હૃદય બેસતુ જણાયુ, તેથી હુ કંઇ બોલી શકીયે નહીં, થોડા વખત સુધી અપૂર્વ ગભિર શાતિ છવાઇ જો એક સોય પડે તો તેનોએ ધ્વની નિકળે એવી અખંડ શાતિ તે સમયે હુ અનુભવી રહી હતી વળી તે સાથેની ગભિરતાથી મને બ્હીક લાગતી શુ થશે? એ પ્રશ્ન સ્હેજે મોઢેથી નિકળી જતો થોડા વખત સુધી હુ મૌન્યજ રહી તે પછી હિંમત કરી અર્ધ શબ્દોમા અપૂર્ણ ઉચ્ચારે, તુટતા શ્વાસે બોલી,–" પુજ્ય નામવર! આપ દિલ્હીપતિ છો, આપના મૂખે આવા શબ્દો સાભળી મને દુખ થાય છે પિતાશ્રી આપનુ ફરમાન અને તે પણ આવી વૃદ્ધાવસ્થામા ન માનવા માટે કઈ લણ હરામ પુત્રી તૈયાર થશે? હવે આવુ બોલશો મા! આપના દરેક શબ્દોને માન આપવા અને તે મુજબ વર્તન કરવા હુ અને આપના દરેક સેવકો સરજાયલા છે, તો આપનો અનાદર કરવાની અમને બુદ્ધિએ ક્યાથી હોય? પિતાશ્રી ફરમાવો શી આજ્ઞા છે?"

"પ્યારી કુલ્સૂમ" બાદશાહ સલામત બોલ્યા,–"હુ તમોને ઇશ્વરને સપૂર્દ કરૂ છુ હવેથી તે જન્મદાતાજ તમારો રક્ષક છે ભાગ્યમા હશે તો પુન મળીશુ, પણ હમણા તો તું તારા પતિને લઇ અત્રેથી તત્કાળ ચાલી જા,–ક્યારે નિકળી જા હુ પણ જાઉં છુ, દિલ તો કહે છે કે,

આ અતિમ કાળમા બાળકોને આખોથી વિખૂટા પડવા ન દઉં પરતુ શુ કરૂ ? ! સાથે રાખવાથી આપત્તિ અને દુખો આવી પડવાનો સભવ છે દૂર રહેશે તો કદાચ ઇશ્વર તારી રક્ષા કરશે, મારૂ શુ થશે, એ વિચારવાનુ, ઓ ડાહી કુલ્સુમ, તું માડી વાળજે ! ઇશ્વર ઇચ્છા હશે તેજ થશે !"

મારા હાડેહાડ ધ્રુજી ઉઠયા, મારૂ હૃદય વિકલ થવા લાગ્યુ, જીગરમા જાણે ચિરા પડતા હોય અને માથે ચક્કર તથા આખે અધકાર આવતા હોય તેમ જણાવા લાગ્યુ, મારી અર્ધ શુદ્ધિ મે ખોહી અને જીભમાથી શબ્દે ન નિકળી શકે, એવી સ્થિતિમા હુ મૂકાઈ પછી શુ થયુ તેની મને ખબર નથી હા, પણ જયારે મને શુદ્ધિ આવી ત્યારે તેજ ગભિર અપૂર્વ શાતિ અને અખડ રાત્રી મને ચિરી ખાવા માગતી દેખાઇ તે સાથે મે બરોબર જોયુ તો બાદશાહ સલામતે પોતાના બને હાથો આકાશ ગમ ઉચા કરેલા હતા, આશાભરી દષ્ટિ આકાશ તરફ નિહાળતી હતી, તેમા પ્રેમ અને માધુર્ય સાથે દીનતાના ચિન્હો સ્પષ્ટ દેખાતા હતા, મે સાભળ્યુ કે, બાદશાહ સલામતના મૂખમાથી આ વાક્યો બહુજ ધીમે ધીમે નિકળતા હતા

"હે ઇશ્વર ! આ અનાથ બાળકો તને સોપુ છુ, આ મહેલાતોમા રહેનારાઓ જગલો તરફ જાય છે આ સુખના પુષ્પો દુખના કટકોમા હોમાય છે, ઇશ્વર હુ મારા ગુના-હોની ક્ષમા ચાહુ છુ, અને આ બાળકો માટે દયા ઇચ્છુ છુ, તુ એઓની રક્ષા કરજે, એમનુ માનભગ ન થાય, એ

સૌ તારા હાથમા છે સસારમા એમને હવે કોઇ સહાયક નથી, તૈમૂરના નામની ઇજ્જત અને આ સ્રી બચ્ચાઓના માનને બચાવજે ઇશ્વર, એટલુજ નહીં ! ભારતવર્ષના દરેક હિદુ મુસલમાન મારાજ સતાનો છે, આજે ચોમેર કષ્ટના કાટાઓ પથરાયલા છે પણ મારા દુષ્ટ કર્મોના કારણે એમની લજ્જાને હાની થાય એવુ થવા દેતો નહીં તુ ન્યાયનો કરનાર ન્યાયાધિશ છે, તુ ડુબેલાને તારનાર અને બાદશાહોનો બાદશાહ છે, અમો તારા બાળક છીએ અમને ક્ષમા કરજે હિદુ મુસલમાનોની લજ્જા તારાજ હાથમા છે, હે ઇશ્વર !”

—— ० ——

## નૂર મહેલનો દિપક.

### પ્રકરણ બીજુ

બહાદુરશાહે હૃદયદ્રાવક સાદે ધીમા સ્વરે ઇશ્વરની પ્રાર્થના કરી રહ્યા પછી મારા માથા ઉપર ધીમેથી હાથ મૂકયો, મારી પુત્રી ઝિનતને ચુબન કર્યું અને મારા પતિને કેટલાક હીરાઓ આપી નૂરમહેલ જે પણ જહાપનાહની બેગમ હતી, તેમને અમારી સાથે રવાના કર્યા

એકાએક રાતોરાત મહેલ તજી જગલમા જવાનો સમય આવી લાગ્યો, પાછલી રાત્રે અમો બધા કિલ્લામાથી નિકળી ગયા અમો કુલ્લે પાચ જણ હતા, બે પુરૂષો અને

ત્રણ સ્ત્રીઓ પુરૂષોમા એક મારા પોત ઝિયાઉદ્દીન અને બીજા બાદશાહના બનેવી મિરઝા ઉમર સુલતાન, સ્ત્રીઓમા હુ એક અને બીજી નૂરમહેલ અને ત્રીજી બાદશાહની એક નિકટની કુ બી હાફેઝા હતી જ સમયે અમા રથ ઉપર સવાર થવા લાગ્યા ત્યારે સવારનો સમય થવા આવ્યો હતા, તારાઓ અદ્રશ્ય થઈ ગયા હતા, કવળ પ્રાત કાળના દિપક ઝળહળી રહ્યા હતા અમા રથ ઉપર બેઠા, અન ઘર તથા બાદશાહી મહલ ઉપર એક અતિમ દ્રષ્ટિ નાખી, એ જાહોજલાલી જોઈ નિશ્વાસ ભર્યો, મહેલના વિયાગનુ ભાન થતા મન ભરાઈ આવ્યુ, તમૂર વ શના નાશના ચિન્હો જોઈ રડી પડાયુ બાદશાહ બહાદુરની બેગમ નૂ મહલની આખામા પાણી હતુ, અને પાષાણુ તના ભારથી ઝજતા હતા, પ્રાત કાળના સુવ ણ ઝળહળતુ નૂરમહેલની આખામા દખાતુ મે એક દુ ખ દ્રષ્ટિએ મહેલ તરફ જોયુ, અને ભાન થયુ,

'ખુશ રહો અહલ વતન, હમ તા સફર કરત હય,
દરો દીવારપ હસરતસ નઝર કરત હય"

અ લાલ કિલ્લાની ભવ્ય દિવાલાથી અમો હમેશ માટે વિખૂટા થઇ કુરાલી ગામમા જઇ પહોચ્યા, અન અમો અમારા રથવાળાન ત્યા ઉતર્યા, મહલના રહનારાઓને રથવાળાની ઝુપડી મળી, ઉચા પકવાના ખાનારાઓન છાશ અને સૂકો રાટલા મળી પણ આ સમયે ભૂખ કડકડતી હતી અટલ અમારા માટે અ તા ઉચા પકવાન સમાનજ નિવડયા મહાત્મા શેખ સા'દી કહ છે ક –

કાફ્તા દર સફરયે માગો મુબાશ,
કોફ્તા રા નાને–તીહી કોફ્તાસ્ત

ભાવાર્થ —મને કોફ્તા (એક જાતના ઉંચા પકવાન)ની આવશ્યકતા નથી, ભૂખ્યા મનુષ્ય માટે માત્ર રોટલીજ કોફ્તા છે

ભૂખના સમયે સૂકા રોટલા અમને ઉંચા પકવાનો કરતા વધુ સ્વાદિષ્ટ લાગ્યા, એક રાત્રિ તો શાતિ સાથે વ્યતિત થઈ પણ બીજાજ દિવસે જાટ, ગુજર ભેગા થઈ કુરાલી ગામ લૂટવા ચઢી આવ્યા સેકડો સ્ત્રીઓ પણ તેઓની સાથે હતી, જે ગીધ સમાન અમને ચોટી પડી બધા દાગીના અને કપડા અગ ઉપરથી તેઓએ ઉતારી લીધા જે સમયે આ સ્ત્રીઓ અમને લૂટતી હતી, ત્યારે એમના જડ પજા અને મલિન વસ્ત્રોમાથી નિકળતી દુર્ગંધથી અમારૂ માથુ ફરી ગયુ હતુ, તો પછી અમે અમારો બચાવજ કેવી રીતે કરી શકીએ? વળી કયા અમો રાજકુટુબની નાજુક સ્ત્રીઓ અને કયા આ લૂટનો ધધો કરતી વાઘરણો હજીયે જયારે એ લૂટનો ધધો કરતી જબરી જડ સ્ત્રીઓ સ્મરણે આવે છે, ત્યારે ધ્રુજારી સાથે શરિરમા કપારી છટે છે

## લૂંટાયા પછી ?

### પ્રકરણ ત્રીજુ

— o —

અમો લૂટાઇ રહ્યા પછી અમારી પાસે એટલુએ બચવા ન પામ્યુ કે જેથી એક સમય માટે ખોરાકી લઈ શકીએ હુ એજ ચિતામા હતી કે જોઇએ હવે શું થાય છે?

ઝિનત, મારી ન્હાની બાળકી પાણીની તરસને લીધે રડી રહી હતી, એટલામા સામેથી એક ઝમીનદાર આવતો જણાયો, મે તેને વિવશ થઇ હાક મારી,–"ભાઈ, આ બાળકીને જરા પાણી પાઇ દે" દિલ્હીની બેગમો અને ખાસ કરીને હુ શાહઝાદી કે જેનો સાદ અન્ય કોઇ સાભળીએ ન શકતુ, એવો સખ્ત પર્દો હતો, હુ તેજ શાહઝાદી આજે એક અજાણ્યા પુરૂષને પાણી માટે હાક મારી રહી છુ મજકુર ઝમીનદાર કુરાળીનો એક ખાતોપીતો માણસ હતો, તે ઝમીનદાર તત્કાળ એક માટીના વાસણમા થોડુ પાણી લઈ આવ્યો, અને બોલ્યો,–"આજથી તુ મારી બ્હેન અને હુ તારો ભાઇ છુ, જોઈતી મદદ માગ જે" આ ઝમીનદારનુ નામ બસતી હતુ, તેણે પોતાની બેલગાડી તૈયાર કરી અને અમને ઉપર બેસાડી પુછ્યુ,–'ફરમાવો, તમોને કયા પહોચાડી દઉ?" અમોએ કહ્યુ કે,–અબાડા જીલ્લો મેરઠમા શાહી હકીમ મિર ફેઝઅલીને ત્યા અમને પહોચાડી દયો" બસતી અમોને હકીમ મિર ફૅઝઅલીને ત્યા લઈ ગયો પણ અમારા કર્મમા દુ ખજ લખાયુ હતુ. જે હકીમ અમારી ખુશામદ કર્યા કરતો હતો, જે અમોને પોતાના સરતાજ ગણતો હતો, જે મીઠા શબ્દોએ વાત કરતો હતો, અને જે અમારૂ લુણ ખાઇ મોટો થયો હતો, તે આજે સમયના પરિવર્તન સાથે બદલાઇ ગયો અને અમોને જોતા બોલ્યો,–"હુ તો તમોને ઓળખતોજ નથી તમે કોણ છો? અહીં હુ તમોને રાખી શકુ નહીં તમારા માટે હુ મારા સ સારનો નાશ કરી શકુ નહીં" લુણહરામે પોતાની નિચતા દાખવી અમારો તિરસ્કાર

કર્યો આ સમયે અમો નિરાશ થઇ દુખી થયા પૃથ્વી અને આકાશમા ક્યાયે અમને સ્થાન મળતુ નહીં એક તો એવી બ્હીક કે અમારી પાછળ કયા અગ્રેજી લશકર આવતુ ન હોય, બીજુ એ કે પાસે એક પણ કુટી બદામે ન્હોતી પ્રત્યેક મનુષ્યની દૃષ્ટિ ફેરવાઈ ગઈ હતી, વિવેક જાણે વેચી આવ્યા હોય એવા જણાતા હતા આ તેજ મનુષ્યો છે કે જેઓ અમારા આખના ઈશારે ચાલતા હતા, અને પ્રત્યેક એવી ઇચ્છા ધરાવતા હતા કે એવો સમય અમને મળે કે જ્યારે અમો તેમની આજ્ઞાનુ પાલન કરવા ભાગ્યશાળી થઇએ આજે પણ એજ મનુષ્યો છે કે જેઓ અમને જોઇ ઘૃણા પ્રદર્શિત કરે છે, હે ઈશ્વર ! આ કેવુ વિચિત્ર પરિવર્તન ?



કથા આઠમી

# બેલગાડી હાંકતો શાહજાદો.

## પ્રકરણ પહેલુ.

સને ૧૯૧૧ ઈસ્વીના રોજે દિલ્હીમા પુન પરિવર્તન થવા લાગ્યુ, શાહી દિલ્હીની નવેસર રચના કરવાની યોજનાઓ ઘડાઈ દિલ્હીનું ભાગ્ય જૂની મહોજ્જવલતા તરફ વળતુ હોય તેમ ફર્યુ એ પરિવર્તનના ઇજારેદારો તે યુરોપીયન એન્જીનીયરો હતા, તેમની કલ્પનાબુદ્ધિ પોતાનુ કલાકૌશલ્ય દેખાડવા ચળવળી ઉઠી પુરાતન દિલ્હીની સસ્કારીતાનો નાશ કરવા કૃતિમતા આણનાર એન્જીનીયરો પોતાના સાધનો સાથે ઉપસ્થિત થયા ઇશ્વરની કૃપાથી હિદી કારીગરો અને મજુરોમા હજીયે ધપા રહેલા પુરાતન કલાના સસ્કાર છે ઠડા મૂલકના ગોરાગ દેવોની વિલક્ષણ કલામા કુદરતીપણુ આવવા કરતા વિશેષ કૃતિમતા દેખાઇ આવે છે દિલ્હીના પુરાતન હિદી કલાનો, દેખાવનો નાશ કરવા અને કૃતિમ દેખાવ સ્થિર કરવા લાખોના ખરચે ગૌરાગ સાહેબોની પધરામણી થઇ અવધના નવાબોના પૂર્વજ મનસુરઅલીખા સફદરજગની કબ્ર પાસે કુટિ બનાવવાની

ભઠ્ઠીઓ તૈયાર થઇ શાહી દિલ્હીના ગરીબ મજુરોને મજુરીના સાધનો ખુલ્લા થયા, તેમની આજીવિકાના નિર્વાહ માટે આ ઇટની ભઠ્ઠીઓ લાભદાયી નિવડી, જો કે તે સ્થાયી તો ન્હોતીજ હજારો ગરીબ મજુરો પાકેલી ઇટો બેલગાડીમા તેમજ રેલ્વેમા ભરી "ઇમ્પીરીયલ સિટિ"ના ભવનોમા નાખી આવતા

તા૦ ૧૧ મી મે ૧૯૧૭ ઇસ્વી એટલે આજથી ૭ વરસ ઉપરની આ વાત છે બગેબર બપોરનો સમય હતો દિલ્હીના સખત તડકામા આજીવિકા માટે તનતોડ મથતો એક બુઢ્ઢો બેલગાડીવાળો જાણીતા ખાનબહાદુર શેઠ મહમદ હારૂનની ભઠ્ઠીથી ઇટો લઇ દિલ્હી તરફ જઇ રહ્યો હતો માથા ઉપર સૂર્યના પ્રખર કિરણો શરીરના દરેક તારને બાળી રહ્યા હતા, તેના તેજસ્વી મૂખ ઉપરની શ્વેત દાઢી અને મુછ ઉપર માર્ગની ધૂળ તથા માથા ઉપર પરસેવો થયો હતો, જેના ઉપર માર્ગની લાલ ઇટની લાલ ધૂળ જામી ગઇ હતી, ધૂળ અને પરસેવાના વિચિત્ર મિશ્રણથી તે બુઢ્ઢા ગાડીવાળાની દાઢી મુછ અને માથા ઉપર જાણે કોઇએ જાણીજોઇને ગપ્પ ચોપડી હોય એમ લાગતુ સારાશ કે એ બુઢ્ઢો એવી સ્થિતિમા ઓળખી શકાય તેમ ન્હોતો

બેલગાડી હાકતો તે બુઢ્ઢો પુરૂષ અશક્ત શરીરે અને દુઃખના પહાડ તળે દબાઇને પાપી પેટની આપદાનુ નિવારણ કરવા જાણે ફરજ્યાત દિલ્હી તરફ ઘસડાઈ રહ્યો હતો એટલામા પાછલા ભાગમાથી એક મોટર જે કુતુબમિનારથી

દિલ્હી તરફ જતી હતી, તે આવી પ્હોચી મોટરડ્રાઇવરે મોટરનુ ભૂગળુ ખૂબ વગાડયુ, પરતુ બુઢા બેલગાડીવાળાએ તે ભૂગળાનો અવાજ સહેજ પણ સાભળ્યો નહીં અને તેના પરિણામે બેલગાડી સાથે મોટર અથડી પડી ડ્રાઈવર બહુજ સાવધાન હતો, તેમા ચપળતા અને હુશીયારી હતી, મોટર બેલગાડી સાથે અથડાતાજ તેણે મોટર ઝડપથી અટકાવી, તોએ મોટરને એ અથડામણથી થોડુક નુકશાન થયુ

આ મોટરમા એક પજાબી યુવાન વેપારી હતો, યુવાનીના મદમા આધળો અને દારૂના નશામા ચકચૂર હતો, તેની પાસે તેના પાશમા યુવાનીના મદથી મહેકતી એક વેશ્યા સ્રી બેઠી હતી જેની કમરમા પજાબીનો એક હાથ હતો તે પજાબી યુવાને પોતાનુ સમતોલપણુ ખોયુ, અને તે બુઢા અશક્ત ગાડીવાળાને જોઈ ક્રોધમા ઉઠયો વર્તમાન ફેશન અનુસાર તેની પાસે એક 'હટર' હતુ, તે હટર લઈ મોટરમાથી જુસ્સાભેર ઉતરી પડયો, અને તે બિચારા ગરિબ બુઢા બેલગાડીવાળાને હટર વતી ફટકાવવા લાગ્યો એક બાજુથી સખત તડકામા રિબાતો બીજી બાજુથી પરસેવા અને ધૂળની ઉપાધીથી કટાળેલો બુઢો હટરની માર ખાઇ રહ્યો હતા નિર્દય પજાબી યુવાન કઈ પણ વિચાર કર્યા વિના ક્રોધમા આધળો થઇ બુઢા ઉપર ફટકા ઉપર ફટકા જમાવ્યે જતો હતો નિર્દયતાની હદ થઈ, કઠોર હૃદયના પણ ટુકડા થઈ જાય એવી અસહ્ય નિર્દયતાનુ વર્ણન કરવાની શક્તિ આ લેખિનીમા નથી

બુઢો ને અશક્ત ગાડીવાન એકલો હતો, અને વળી તે ગરિબ નિર્ધન અને નિરસહાય હતો પરતુ ઇશ્વર જાણે તેના હૃદયમા કેટલી હિમત અને સાહસનો સચાર ભર્યો હશે તેણે પજાબી યુવાનના ચાર ફટકાઓ મુગે મોઢે સહન કર્યા, ત્યાર પછી તેના લોહીમા ઉછાળો થયો, બેલગાડી હાકવા માટે રાખેલો ચાબૂક તેણે ઉચકયો, અને તે યુવાનીના મદમા ઘેલા થએલા પજાબી ઉપર ખૂબ ફટકાઓ મારતો તૂટી પડયો ચાબૂકની લાકડીવડે માત્ર એકજ ફટકો એવો માર્યો જેથી તે પજાબી યુવાનનુ માથુ ફાટી ગયુ મોટર ડ્રાઇવરે ઇચ્છયુ કે તે બુઢા ઉપર હુમ્લો કરે, પરતુ ડ્રાઇવર એક પગલુ આગળ વધે તે અગાઉ અશકત બુઢાના સશકત હાથનો એક સબળ ફટકો પડયો, જેથી તેના મોઢા ઉપરથી લોહીની ધારા ઉડી રહી મોટરમા બેઠેલી વેશ્યાએ પોક મૂકી રડવાનુ અને બરાડા પાડવાનું શરૂ કર્યું તે રડતા રડતા બોલતી કે તમો મોટરમા પાછા ચાલ્યા આવો, નહીં તો આ ગાડો તમારો જીવ લેશે"

આ સાભળી પજાબી યુવાન અને મોટર ડ્રાઇવર મોટર ઉપર અનેક મુશ્કેલીઓ સાથે ચઢયા ડ્રાઇવર મોટર આગળ ચલાવતા ગાળો ભાડવા લાગ્યો બુઢો બેલગાડીવાળો હસ્તો હતો અને કહેતો હતો કે,-બસ! માત્ર એકજ ફટકો ખાઈ ન્હાસી ગયો? "તેમૂરી તમાચો ખાવો કઇ સહેલી વાત નથી"

બુઢો ગાડીવાળો બહેરો હતો તેથી ગાળો સાભળી શકયો નહીં તે પુન પોતાની બેલગાડી ઉપર આવી બેઠો મોટર દિલ્હી તરફ ચાલી ગઇ, બુઢો ઇટથી ભરેલી ગાડી લઇ "રાયસીના" તરફ હકારી ગયો



## હિદુસ્થાન મારી આજ્ઞા ઉપર ચાલતુ હતુ

### પ્રકરણ બીજુ.



રાયસીનાના થાણા ઉપર બીજે દિને બે ઝખ્મી આસામીઓ આવી પ્હોચ્યાથી ત્યા કેટલાક બેલગાડીવાળાઓ હાજર થયા હતા, તેઓમા આપણો બુઢો બેલગાડીવાળો પણ હતો પોલીસ સુપ્રીટેન્ડેન્ટે તેને પુછયુ,–"શુ તમે એઓને મારી ઝખ્મી કર્યા?"

બુઢો ચુપચુપ ઉભો રહ્યો, કઇપણ ઉત્તર ન આપતા મનમા વિચારી રહ્યો હતો, તેટલામા પુન સુપ્રીટેન્ડન્ટે ક્રોધમા આવી પુછયુ,–"કેમ જવાબ આપતો નથી?" અત્રે એક બીજા બેલગાડીવાળાએ સુપ્રીન્ટેન્ડેન્ટને જણાવ્યુ,–"સાહેબ, એ બહેરો છે" ત્યારે એક સિપાહીએ આજ્ઞા થતા બુઢાને કાનમા જોર સાથે સવાલ કર્યો ત્યારે બુઢાએ જવાબ આપ્યો, "હા મે એઓને માર્યા છે પ્રથમ એઓએ મારી ઉપર હુમલો કર્યો, અને હટર વતી મને ફટકાઓ માર્યા, ત્યારે મે પણ "તુરકી બ તુરકી" (સઠ પ્રત્યે સઠમ) ભર્યો ઉત્તર વાળ્યો

ધનવાનો ગરીબોને કંઇ વિસાતમાં ગણતા નથી, પ્રભુના રાજ્યમાં ગરિબાઇ એ કંઇ પાપ નથી ગરિબોને મનુષ્ય તરીકે સ્વિકારવાની ના પાડવી તેમાં પાપ છે ગરિબો પણ માણસોજ છે, એ ભૂલી જવું જોઇતું ન્હોતું આજથી ૬૦ વરસ ઉપર આ ઝખ્મીઓના માતપિતાઓ મારા પિતાના ગુલામ હતા, માત્ર એઓજ નહીં પણ આખું હિંદુસ્થાન અમારી આજ્ઞા ઉપર ચાલતું હતું"

પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ હસ્યો અને બોલ્યો,–"એ પાગલ થઈ ગએલો જણાય છે, કદાચ વૃદ્ધાવસ્થા તેમજ ગરિબાઇના કારણે તેનું ભેજું ચસ્કી ગયું હશે આવતી કાલે ન્યાયમંદિરમાં મૂકદ્દમો ચલાવવામાં આવશે અને એ પાગલને પાગલખાને મોકલવો પડશે"

## સિટિ મેજીસ્ટ્રેટની કોર્ટમાં શાહઝાદો.

### પ્રકરણ ત્રીજું.

બીજે દિને સિટિ મેજીસ્ટ્રેટની કોર્ટમાં બુઢો ગાડીવાળો એક બંદિવાન તરીકે પોલીસના પહેરામાં હાજર થયો, અને બીજા બે ઝખ્મી વાદીઓ પણ આવી પહોંચ્યા હતા કોર્ટમાં ઇન્સ્પેક્ટરે બધી ઘટનાઓ ન્યાયાધિશને કહી સંભળાવી ન્યાયાધિશે પ્રતિવાદીની જુબાની લેવા ઇચ્છા બતાવી પરંતુ જ્યારે એમ જણાયું કે પ્રતિવાદી બુઢો બહેરો

છે, ત્યારે એક ચપરાસી મારફતે જુબાની લેવામા આવી. ચપરાસી બરાડા પાડી પાડી પુછતો હતો, અને બુઢા તેના જવાબો આપતો હતો બુઢાની જુબાની નિચે મુજબ છે —

"મારૂ નામ ઝફર સુલતાન છે, હુ મિરઝાભાઈ, બહાદુરશાહ બાદશાહનો પુત્ર છુ મ્હારા દાદા હિંદુસ્થાનના બાદશાહ મોઈનુદ્દીન અકબરશાહ દ્વિતિય હતા બળવા પછી હુ અનેક આપત્તિઓ સહન કરી ગામોગામ ફરતો ફરતો દિલ્હીમા આવ્યો આજીવિકા માટે હુ બેલગાડી હાકવાનુ કાર્ય કરવા લાગ્યો આજની ૧૧ મી મે સને ૧૯૧૭ ઈસ્વી, જેમ ૧૧ મી મે સને ૧૮૫૭ ની તારીખના દિને એટલીજ રૂતુ ગરમ અને સખ્ત તાપ તડકાની હતી, તે દિવસની વાત છે હુ બહેરો છુ મે મોટરગાડીનો અવાજ સાભળ્યો નહો મોટરવાળાઓએ મારી વૃદ્ધાવસ્થા અને આ દશા ઉપર દયા આણી નહીં, અને મને ચાર હંટરના ફટકાઓ માર્યા, મારા શરિરમા જે રક્ત છે તેને કદી માર ખાવાની તેમજ અન્યાય સહન કરવાની ટેવ ન્હોતી, પણ હવે કદાચ ગરીબાઇના લીધે પડી ગઈ હશે જે જગ્યાએ ન્યાયાધિશની ખુરસી છે, તેજ જગ્યાએ બળવા પૂર્વે મારી આજ્ઞાનુસાર અનેક વેળાએ ઘણાએ બદમાશોને સજાઓ કરવામા આવી છે સંસારના પરિવર્તન ચક્રના ચક્રાવામા ઝપેટાતા મારી આખોએ હવે તેવા દશ્યો જોવાનુ માડી વાળ્યુ છે, તે છતા મારા હ્રદય અને મગજને તે સર્વ દેખાવોની યાદ છે હુ એવી દશામા હંટરના ચાર ફટકાઓ કેમ સહન કરી શકુ ? મારી ઉપર એવો અન્યાય

થયો હતો, મને પડેલા મારનો મેં નીસંદેહ બદલો લીધો અને આ બે યુવાનોના માથા ભાગી નાખ્યા જો આપ ખચ્ચિત ન્યાયજ આપવા બેઠા છો, તો હુ આપના નિર્ણય સામે માથુ ઝુકાવી ઉભો છુ ”

બુઢાની વકતૃતા સાંભળી ન્યાયમંદિરમા સંપૂર્ણ શાંતિ છવાઈ ગઈ ન્યાયાધિશ મેજીસ્ટ્રેટ જે યુરોપીયન હતો, તેણે કલમ મોમા રાખી બુઢા તરફ જોવા માડ્યું, અને તેનો એક મુસ્લીમ સ્નેહી જે ત્યા હાજર હતો, તેની આંખમા આંસૂ ભરાઈ આવ્યા અને વાદીઓ પણ તે બુઢાનો વૃતાંત સાંભળી હેબતાઈ ગયા

ન્યાયાધિશે હુકમ કર્યો,–તમને છોડી દેવામા આવે છે, અને વાદીઓને રૂપીઆ દસ દંડ તરીકે ભરવા હુકમ કરવામા આવે છે, કારણ કે તેમની જુબાનીથી જણાય છે કે તેઓ સ્વયં નશામા હતા, અને તેવી દશામા પ્રતિવાદી ઉપર હુમલો કર્યો હતો ”

ત્યાર પછી મેજીસ્ટ્રેટે ચપરાસીદ્વારા બુઢા શાહજાદાને પુછ્યુ,–“શુ સરકાર તમને પેન્શન આપે છે? જો સરકાર તમને પેન્શન આપતી હોય તો આ બેલગાડી હાંકવાનો નિચ ધંધો શા માટે કરો છો?”

“મને ખબર છે કે અંગ્રેજ સરકારે શાહી વંશજોને રૂપીઆ પાચનું પેન્શન નક્કી કરી આપ્યુ છે, પરંતુ હું વર્ષો સુધી દિલ્હીથી અનુપસ્થિત રહ્યો તે ઉપરાંત હાલ મારા હાથ પગ ચાલે છે, કમાવવાની મારામા શક્તિ છે, તો

પરિશ્રમ વિનાની જીવિકા મેળવવી તે હુ અધર્મ સમજુ છુ બુઢાએ ઉત્તર આપ્યો પુન બોલ્યો —

"સાહેબ, મને મારા ધધામા ત્રણ ચાર રૂપીયા રોજ મળી જાય છે, દૈનિક બે રૂપીયા બળદ ઈત્યાદીનો ખર્ચ છે, જેમાથી ઘરનુ ભાડુ પણ અપાય છે રૂપીયો બે રૂપીયા મારા માટે વધે છે, ત્યારે હુ માસિક પાચ રૂપીયા પેન્શન લઇને શુ કરૂ ? આજ કાલ હુ બહુજ સુખી અને પ્રસન્ન છુ મને દરેક પ્રકારની સ્વતત્રતા અને નિશ્ચિન્તતા છે, જે લોક તમારી કચેરીમા નોકરીઓ શોધતા ફરે છે, તથા બી એ, એમ એ ની ડીગ્રીઓ પ્રાપ્ત કરવામા આયુષનો નાશ કરે છે, તેઓથી હુ ગરીબ ગાડીવાળો હજાર દરજ્જે સારો છુ, એમ હુ ખાત્રીથી માનુ છુ બેલગાડી હાકવામા કઇ અપમાન જેવુ નથી, કારણ કે હુ બળદો ઉપર શાસન કરૂ છુ, પણ બળદ થઇને કોઇનો શાસિત થતો નથી"

## આકાશી ચક્રનો પ્રભાવ.

### પ્રકરણ ચોથુ.

બેલગાડીવાળો શાહઝાદો મસ્જીદમા બેસી નમાઝ પઢતો હતો તેની પાસેજ તેનુ ઘર હતુ જ્યારે તે નમાઝ પઢી ચુકયો, ત્યારે એક માણુસ તેની પાસે ગયો, અને નમ્રતાસહ બોલ્યો,—"હુ આજે કચેરીમા હાજર હતો, મેં આપનું

વર્ણન સાભળ્યુ છે માટે આપ પાસે હુ એક વિનતિ કરવા આવ્યો છુ, અને તે એ છે કે, શુ આપ મને બળવા સમયની કૈ વિગત કહી શકો છો? બળવા સમયે અને તે પછી આપની સ્થિતિ કેવી હતી? તે કહેશો તો ઉપકાર થશે ”

બેલગાડીવાળો હસી પડયો અને બોલ્યો,–“શુ આપ તે ઘટનાઓ સાભળવાને શક્તિવાન છો? શુ આપ મારી એ અસત્ય જેવી જણાતી બીનાને સાભળવા તૈયાર છો? મને વિશ્વાસ છે કે જ્યારે એક સમય આનદ અથવા દુખનો વિતિ જાય છે ત્યાર પછી તેનુ વર્ણન સાભળવુ અને સભળાવવુ ખોટુ છે ભૂતકાળ અને ભવિષ્યકાળ ઉપર વિચાર કરવામા અને તેની વાતો કરવામા સમય ખોહવા કરતા વર્તમાન સમયને સુધાર્વો અને તેનીજ ચિતા કરવી, એજ ઉચિત છે ”

પ્રશ્ન કરનારે કહ્યુ–“એ તો આપને આપના અનુભવોનુ ફળ છે આપના હૃદયને આપત્તિઓ અને આકસ્મિક દુર્ઘટનાઓએ ઘેરી લઈ તેને નિરાશ કર્યો છે હુ બળવાની વાતો શોધી તેને પ્રગટ કરવા માટે આપ પાસે વિગત માગુ છુ મે એવી અનેક ઘટનાઓની નોધ રાખી છે, તેમજ કેટલાક શાહજાદાઓની આપત્તિ પૂછી પૂછીને લખી છે” એટલુ સાભળી શાહજાદો જોરથી હસી પડયો અને બોલ્યો,– “કદાચ તમે વર્તમાનપત્રના પ્રતિનિધિ ( રિપોર્ટર ) છો, હું પેપરવાળાઓથી બહુજ અપ્રસન્ન છુ તેઓ અનેક વેળાએ ખોટુ પણ કહે છે ”

"કોઇ વર્તમાન પત્રનો માણુસ જો કદાચ અસત્ય વાતો કરતો હોય તો તેથી એમ સિદ્ધ થતુ નથી, કે પ્રત્યેક વર્તમાન પત્રકારો અસત્ય કહેવાનો ધધો લઈ બેઠા છે, કદાચ એક માણુસ અસત્ય કહેતો હોય, તો તેથી આપે મને અન્યાય કરવો જોઇતો નથી મને તમો તમારી વિગત લખાવો, હુ તે પેપરમા પ્રગટ કરાવીશ અને તેના પુસ્તકો પ્રગટ કરીશ" પ્રશ્ન કરનારે વધારે આગ્રહ ને આતુરતાથી કહ્યુ

"જો એમજ હોય તો પ્રથમ મારી સાથે ચાલો, હુ તમને જોઇતી વિગત આપીશ"

શાહજાદો પ્રશ્ન કરનારને પોતાના ઘરમા લઈ ગયો તેનું મકાન પાકી બાધણીનું હતુ અદરના વરડામા એક બાજટ પડયો હતો, તેના ઉપર એક શ્વેત ચાદર પાથરેલી હતી, જે ઉપરથી શાહજાદાની નિર્ધન હોવા છતાએ, તેની સ્વચ્છ પ્રિયતા ને સુઘડતા પ્રગટ કરતી હતી, પરિશ્રમ કરી આજીવિકા નભાવનાર બળવીર શાહજાદાના ઘરમા પ્રશ્ન કરનારને બેસાડવામા આવ્યો તે શાહજાદો જેની આજ્ઞા સામે હજારો માણુસો પોતાનું શીર ઝુકાવતા, તે પોતે પ્રશ્ન કરનાર માટે રસોઇગૃહથી રસોઈ લઇ આવ્યો અને બોલ્યો,–"આવો પ્રથમ જમી લ્યો, પછી વાતો કરીશુ," ખોરાકી જો કે એકજ માણુસ જેટલી હતી તો એ બે પ્રકારના શાક, દાલ, ચટની અને કઇક મિષ્ટાન, એ બીનાને પ્રગટ કરતા હતા કે શાહજાદો આવી દશામા

પણ પોતાની જીદગી સુખમય વ્યતિત કરે છે પ્રશ્ન કરનારે ઘણીએ આનાકાની કરી, પણ શાહઝાદાએ એકે વાત માની નહીં, અને ખોરાક લેવા આગ્રહ ધરી રાખ્યો અંતે વશ થઈને પ્રશ્ન કરનાર જમી રહ્યો ત્યારે શાહઝાદાએ પોતાના હાથે હુકકો ભરી પ્રશ્ન કરનાર સમક્ષ રજુ કર્યો. પ્રશ્ન કરનારે હુકકો પીવાથી ઈન્કાર કર્યો. ત્યારે શાહઝાદો એક બાજટ ઉપર બેસી હુકકો ગુડગુડાવતો પોતાની રામકથા કહેવા લાગ્યો

——— ૦ ———

## શાહઝાદાની રામકહાણી.



### પ્રકરણ પાંચમુ.



તે વૃદ્ધ શાહઝાદાએ પોતાની રામ કહાણી કહેવા માંડી, જે નિચે મૂજબ છે—

"હુ મિરઝા બાબરનો પુત્ર છુ મિરઝા બાબર બહાદુરશાહના ભાઈ થતા હતા બળવા પૂર્વે બહાદુરશાહનુ શાસન સારા હિંદુસ્થાનમા ન્હોતું તોએ પ્રત્યેક પ્રાંત, પ્રત્યેક શહેર તથા પ્રત્યે વસ્તીમા તેમના નામનું સનમાન શહેનશાહો સમાન કરવામા આવતું ! દિલ્હીમા તો પ્રત્યેક મનુષ્ય બહાદુરશાહ તથા તેમના વંશજનો એટલોજ આદર કરતો, જેટલો શાહજહા તેમજ આલમગીરના સમયમા કરવામાં આવતો હતો .

હુ મારા પિતાનો બહુજ લાડકવાયો પુત્ર હતો, જો કે તેમને બીજા સતાનો પણ હતા પરતુ હુ મારી માતુશ્રીનો એકનો એકજ પુત્ર હતો મારા પિતાશ્રીનો સ્વર્ગવાસ બળવા પૂર્વે થઈ ગયો હતો જ્યારે બળવો થયો, અને વિદ્રોહિઓની સેના વિજયપત્તાકા ફરકાવતી દિલ્હીમા ઘુસી અને તેણે જે જુલ્માટ સ્ત્રી પુરૂષ અને બાળકો સાથે નિર્દયતાપણે કર્યો, તેનું વર્ણન કરતા કાળજુ ધ્રુજે છે જ્યારે અગ્રેજો પજાબની સહાયતા લઈ દિલ્હીમા આવ્યા અને વિદ્રાહિ સિપાહોનો પરાજય કર્યો, ત્યારે બાદશાહ સાથે અમીર કુટુબ શહેર છોડી ન્હાસી ગયુ મારી માતુશ્રી અધ હતી તેમજ ચાલુ બિમારીના કારણે ઘણી અશકત હતી રથમા જઈ બેસવુ, એજ તેમના માટે દુર્લભ હતુ કીંતુ બે સ્ત્રીઓની સહાયતાથી મે તેમને રથમા બેસાડયા, અને સ્વય તે રથ ઉપર બેસી દિલ્હી છોડી ગયો બાદશાહ આદિ તો હુમાયૂના મકબેરા ( રોજા ) મા છુપાઈ ગયા હતા, પરતુ મે કરનાલનો રસ્તો લીધો, કારણ કે કરનાલમા મારો એક મિત્ર રહેતા હતા, જેની સાથે મને દિલ્હીમા અનેક વેળાએ ભેટો થતા તે કરનાલના જીલ્લામા સારો ઝમીનદાર ગણાતો હતો

અમારો રથ અજમેરીદ્વારથી બહાર નિકળ્યો (કરનાલ જવાનો માર્ગ તો લાહોરીદ્વાર તરફથી હતો, પણ ત્યા અગ્રેજી લશ્કરનો પડાવ હોવાથી અજમેરીદ્વારથી અમો દિલ્હી બહાર નિકળ્યા) જેવા દિલ્હી બહાર પહોચ્યા કે અમોને હજારો સ્ત્રી પુરૂષો પોતાને માથે સામાનના પોટલા બાધી

કઈક ગભરાયલા તો કઇક નિરાશ થએલા, તો કેટલાક ચિતામા ધીમા તેમજ ઉતાવળે ચાલ્યા જતા જણાયા, મારા રથવાળાએ કહ્યુ–"જો અત્રેથી સીધો કરનાલનો રસ્તો લઇશુ, તો અગ્રેજોના હાથમા સપડાઈ જવાનો ભય રહે છે માટે સારૂ તો એજ છે કે ગુડગાવા થઇને કરનાલ જવુ, જેથી અગ્રેજ લશ્કરના હાથથી આપણે બચી શકીશુ ગુડગાવા સુધી તો અમો શાતિપૂર્વક ગયા પરતુ ત્યાથી આગળ વધતા ગુજરોના એક ટોળાએ અમારા રથને ઘેરી લઈ લૂટ ચલાવવાનુ આરભ્યુ આ લૂટ ચાલી રહી હતી, એટલામા સામેથી અગ્રેજી લશ્કર પણ આવી પહોચ્યુ તેઓ બધા ગોરા હતા, ગુજરો તેમને જોઇ ન્હાસી ગયા, અને તે લશ્કરી ગોરાઓ ઘોડા દોડાવતા અમારા રથ પાસે આવી ઉભા તેઓ મશ્કરી કરવાની રીતે હસતા અને અગ્રેજી ભાષામા કૈ બોલતા, જે અમો સ્હેજ પણ સમજી શકયા નહીં મારૂ મોઢુ પૂર્વ દિશા તરફ હતુ પશ્ચિમ તરફથી એક અગ્રેજ અમલદારે રથનો પડદો ઉઠાવી જોયુ, મારી અધ અને અશક્ત વૃદ્ધ માતુશ્રીને જોઈ, તે જોરથી હસવા લાગ્યો તેણે પોતાના સાથવાળાઓને કૈ કહ્યુ, જેથી તેઓએ અમને વધુ પજવ્યા વીના આગળ ચાલવા માડયુ

જ્યારે તે લશ્કરીઓ ચાલ્યા ગયા, ત્યારે અમો આગળ વધ્યા ચાલતા ચાલતા સાજનો સમય થવા આવ્યો રાત્રે એક ગામ પાસે પડાવ નાખ્યો ત્યા અર્ધ રાત્રીએ ચોરો અમારા બળદો લઇ ગયા રથવાળો પણ કયા ચાલ્યો ગયો હતો, જેનો પતો લાગ્યો નહીં હુ બહુજ ચિતાતુર થયો,

અને ગામમા જઈ એક ભાડુતી ગાડી માગી, તે ગામવાળાઓ જાટ હતા, તેમાનો એક મારી સાથે આવ્યો, અને બોલ્યો, "ગાડી તો અમારા ગામમા નથી, તમે તમારી માને અમારા ઘરમા રાખો તેટલા અમો બીજા ગામથી ગાડી મ ગાવી આપીશુ" મે તે ચોધરીની વાત માન્ય રાખી, અને માતાને લઇ ચોધરીના ઘરમા ગયો અમારી પાસે એક નાની તેમજ એક મોટી પેટી હતી, આ બન્નેમા સોના મહોરો અને ઝવેરાત હતા

ચોધરીએ અમારો સામાન ઉતારી મને તથા મારી માતુશ્રીને પોતાના ઘરમા જગ્યા આપી, તેમજ એક માણસને બીજા ગામમાથી ગાડી લઈ આવવા આજ્ઞા કરી અલ્પ સમયમા ગામવાળાઓએ ધુમધામ કરવા માડી કે અંગ્રેજી લશ્કર ગામમા આવી પહોચ્યુ છે, થોડી વારે ચોધરી મારી પાસે આવીને કહેવા લાગ્યો કે તમો મારે ત્યાથી ન્હાસી જાઓ, નહીં તો તમારી સાથે અમો પણ માર્યા જઇશુ હુ બહુજ ગભરાયો અને ચોધરીને વિનવતા બોલ્યો,–" અધ માને લઇ કયા જાઉં ? શુ તમને મારી આ અવદશા ઉપર દયા આવતી નથી ?" એટલુ સાભળતાજ તે જાટે મારા મોઢા ઉપર જોરથી એક મૂકકો માર્યો, અને બોલ્યો,–" શુ અમો તારા માટે અમારી ગરદન કપાવી નાખીએ ?" મે પણ તે ચોધરીને એક તંમૂરી મૂકકો માર્યો, આ બનાવ જોતાજ સખ્યાબધ જાટો ભેગા થઇ ગયા, તેઓ બધાએ ભેગા થઇ મને ખૂબ માર્યો, અને હુ બેશુદ્ધ થઇને પડયો જ્યારે મને શુદ્ધિ આવી તો મે જોયુ કે હુ એક જગલમા પડયો

હતો વૃદ્ધ અંધ ને નિસ્હાય માતુશ્રી માથા પાસે બેસી રડી રહી છે

"તે જાટ લોક તમને અને મને એક ખાટલા ઉપર નાખી અહીં છોડી ગયા છે, મને લાગે છે કે અંગ્રેજી લશ્કર આવ્યુ ન્હોતું, પણ આપણો સરસામાન લૂટી લેવાની એ એક યુક્તિ જાટ લોકોએ રચી હતી" મારી માતાએ મને થોડા વખત પછી કહ્યુ

તે સમય બહુજ કઠિન હતો ઘોર જગલ, તડકાની પ્રખરતા, એક હુ અને બીજી મારી નેત્રહિન માતા વળી અંધરામા પુરૂ માર્ગની અજ્ઞાનતા, અને ઘાની ભયકર વેદના અત્રે જગલમા પડયા રહેવાથી કંઇ વળશે નહીં, એ વિચારી હુ ઉભો થયો, માથા અને હાથ ઉપર જખ્મ હતા, પગ ઉપર પણ ઇજા થઈ હતી, તોએ અધ માતુશ્રીનો હાથ પકડી ચાલવાનું આરભ્યુ કાટાવાળી જાળીઓ આખા મેદાનમા પથરાએલી હતી, જેથી શરિર ઉપરના કપડા ફાટી ગયા હતા, તેમજ પગમાથી લોહી નિકળતુ હતુ માતા ઠોકરો ખાઇ ખાઇને વારવાર પડી જતી હતી, તેમને હુ સભાળતો પરતુ જખ્મોને લીધે નિર્બળતા આવ્યાથી વધુ આગળ વધવાની મ્હારામા શક્તિ રહી ન્હોતી બે ટક થયા અમોએ ખાધુ ન્હોતું સક્ષેપમા એજ કે દુખ અને આપત્તિનો એ એવો સમય હતો જેનું વર્ણન કરી શકાય તેમ નથી

જ્યારે મધ્યાન્હનો સૂર્ય માથે ચઢયો, ત્યારે મારા માથાના ઘામા એવી અસહ્ય પીડા શરૂ થઇ, જેથી હુ લગભગ બેશુદ્ધ જેવો થઇ ગયો જ્યારે શુદ્ધિ આવી, ત્યારે હાલવા તથા ચાલવાની મારામા શક્તિ રહી ન્હોતી માતુશ્રીએ મારૂ માથુ પોતાને ખોળે રાખ્યુ, અને પ્રાર્થના કરતા ગદગદિત કંઠે બોલી —

"હે ઇશ્વર! દયા કર! મારા પાપોને ક્ષમા કર! અને મારા બચ્ચાનો જીવ બચાવ હે ઈશ્વર! આ શાહઝાદી તારી આગળ હાથ ફેલાવે છે, તુ તેને નિરાશ નહીં કર અમારો તારા અતિરીક્ત કોઇએ નથી આકાશ અને પૃથ્વીમા અમને હવે કયાયે સ્થાન નથી તારા સિવાય અમારો હવે કોઇ આધાર નથી ઓ! જગતને આધાર આપનારા અમો નિરાધાર થઈ ગયા છીએ તુ જેને ચાહે તેને માન અપાવે છે ચાહે તેનું અપમાન કરાવે છે કાલે અમો દેશ, હાથી, ઘોડા તથા દાસી-ગુલામોના સ્વામી હતા આજે અમારી પાસે તેમાનુ કશુએ નથી સસારવાસીઓ કયા આધારે આ અસાર સસાર ઉપર વિશ્વાસ રાખી જીવન વિતાડતા હશે, જો મે કૈંક પાપ કર્યો હોય તો હે! ઈશ્વર તુ મને ક્ષમા કર દયા, દયા, દયા!!"

માતુશ્રી પ્રાર્થના કરી રહ્યા હતા કે એક ગામડયો ત્યા આવી ચઢયો અને બોલ્યો,-"વૃદ્ધ! તારી પાસે જે કઇ હોય તે કાઢી આપ" માતા બોલી-"બેટા મારી પાસે તો આ જખ્મી પુત્ર સિવાય બીજુ કશુએ નથી"

એટલુ સાભળી તે ગામડચો ક્રોધે ભરાયો, અને એક કુઠારા ઘા મારી માતુશ્રીના માથે કર્યો, મારાથી રહેવાયુ નહીં, હુ જોશમા ઉઠચો, કિંતુ નબળાઇને લીધે પુન ચક્કર ખાઈ જમીન ઉપર શુદ્ધિહિન થઈ પડચો, જ્યારે મને શુદ્ધ આવી ત્યારે મે જોયુ તો મારી માતાનો જીવ જઈ રહ્યો હતો મે તેમને પુછયુ કે,–"કેમ માતાજી કેમ છે?" ત્યારે માતાએ બહુજ નિરાશા તથા ઉદાસિનતા સાથે કહ્યુ–"બેટા હુ હવે છેલ્લાજ શ્વાસો ભરી રહી છુ તને ઈશ્વરને સોપુ છુ આહ! કફન પણ ન મળ્યુ, અને નહીં મળવાની કેમ્ર હુ હિદુસ્થાનના બાદશાહની ભાભી છુ અલ્લાહ અલ્લાહ!" એટલુ કહ્યુ અને મરી ગઈ

મે શબની અતિમ ક્રિયાઓ કર્યા વિના ત્યાને ત્યાજ માતાને માટીમા છુપાવી અને સ્વચ્ચ ઘસડાતો ઘસડાતો થોડે દૂરના એક વૃક્ષની છાયા તળે જઇ રડતો પડચો, રડતા રડતા મને નિદ્રા આવી, હુ સૂઈ ગયો



## મુંબઇમાં શાહઝાદો–રેલ્વે ઉપર મજુરી.



### પ્રકરણ છઠ્ઠુ



હુ વૃક્ષ નિચે નિદ્રામા હતો, એટલામા એક લશ્કરી ઘોડેસ્વરે મારી સમિપ આવ્યો, અને તેણે મને સવાલો કરવા માડયા, મેં તેને બધો વૃત્તાત નિર્ભયપણે કહ્યો, તેને

મારી ઉપર દયા આવી ઘોડા ઉપરથી ઉતરી, તેણે મારા ઘા સાફ કરી, અને પાટા બાંધી આપ્યા પછી મને પોતાની પાછળ ઘોડા ઉપર બેસાડી પોતાની છાવણીમા લઇ ગયો આ સવાર ભલા સ્વભાવનો અને દયાળુ હતો, તે પતીયાલામા રહેતો હતો હુ તેની સાથે કેટલાક વખત સુધી રહ્યો, ત્યાર પછી જે શહેરો ઉપર અમારૂ શાસન હતુ તે બધા શહેરે શહેર, ગામેગામ, ને ગામડે ગામડા ભિક્ષા માગતો મુબઇમા આવ્યો મુબઇમા ગરિબ માણસોને મક્કા જવા માટેનો એક ઠેકાણેથી ખર્ચ મળતો હતો, બધા ગરિબ મુસાફરો સાથે મને પણ મક્કા ખાતે જવાનો લાભ મળ્યો મક્કામા લગભગ દસ વર્ષ વિતાડયા પછી મદીના ગયો, અને ત્યા પાચ વર્ષ સુધી રહ્યો તે પછી શામ–બેતુલ મુકદ્દસની યાત્રાઓ કરી હલબ થઇને બગદાદ ખાતે ગયો ત્યા બે વર્ષ રહ્યો બગદાદથી કરાચી આવ્યો, અને ત્યાથી સીધો દિલ્હી આવ્યો, કારણ કે દિલ્હીની જ્યારે ત્યારે મને યાદ આવતી અને તેથી મારૂ હૃદય વિકલ થઈ ઉઠતુ

દિલ્હીમા રેલ્વે ઉપર મે મજુરી કરવાનુ આરભ્યુ, જેના પરિણામે ખાધાપીધા પછી મને થોડીક બચત થતી બે વર્ષમા ત્રણસો રૂપીઆ ભેગા કર્યા તે ત્રણસો રૂપીઆ એક ગાડીવાળા સાથે ભાગમા રોકયા, જેમાથી આવક થતા આજે હુ સ્વતત્ર બેલગાડીવાળો થયો છુ એ બેલગાડીના પ્રતાપે મારૂ જીવનનિર્વાહ સુખથી થાય છે

દિલ્હીમા અમારી શાહી જાહોજલાલીની મને જ્યારે યાદ આવે છે, ત્યારે મારા અતરમા અનેક ભાવનાઓ

સ્ફુરવા માંડે છે, પણ આજે મારૂં ઝુંપડું તે મારા માટે શાહી મહેલ છે, મારી બેલગાડી મારા માટે શાહી વૈભવ અને શાહી સાધનો સમાન છે ઈશ્વરનો આભાર છે કે હું આજે મારી આજીવિકા માટે મજુરી કરી જીવી રહ્યો છું ”

પ્રશ્ન કરનારે પુછયું –બહેરા શાથી થયા ? એથી તો આપને કષ્ટ ભોગવવું પડતું હશે ?

સંતોષિ શાહઝાદાએ હસ્તા ઉત્તર આપ્યો–“ઇશ્વરનો આભાર કે મને એથી કૈં દુઃખ ભોગવવું પડતું નથી પણ સંસારના દોષો સાંભળવાથી કાનો બંધ છે, ગામડામાં જયારે જાટોએ મને માર્યો ત્યારે માથા ઉપર એવો ઘા લાગ્યો હતો કે, જેથી સાંભળવાની શકિત મંદ થઈ પણ જો ઘોંઘાટ ન હોય તો ડાબા કાનથી થોડુંઘણું સાંભળી શકું છું, જમણા કાનથી બીલકુલ સંભળાતું નથી ”

પ્રશ્ન કરનારે આ ઉપદેશપ્રદ વૃત્તાંત સાંભળી પુછયું કે,–“હું આપના એ વૃત્તાંતને મારા પુસ્તકમાં લખું ? ”

શાહઝાદાએ ઉત્તર આપ્યો –“ભલે લખજો પરંતુ એ પણ સાથે લખજો કે વિતી ગએલી પ્રત્યેક ઘટનાઓ, અને વિતનારી પ્રત્યેક ઘટનાઓ તેમજ પ્રત્યેક વિતી જનાર સુખદુઃખમય સમય નીસાર છે, તોએ તેમાં ઉપદેશ તો અવશ્ય છે ”

પ્રશ્ન કરનારે શાહઝાદાનો આભાર માની તેમની રજા લીધી



કથા નવમી

# ઉમર સુલતાન.

## આફતપર આફત

### પ્રકરણ પહેલું

શાહઝાદી કુલ્સૂમ ઝમાનીએ અનેક સંકટો સહન કર્યા કેળવાએલા તેમના હકીમે જ્યારે ખરાબ વખતમા તેમને રક્ષા ન આપી ત્યારે તેઓ બહુજ હતાશ થયા ગઈ સાતમી કથામા કુલ્સૂમ ઝમાનીએ પોતાની કથા કહી છે હવે તેમના પતિ ઉમર સુલતાનની કથા નિચે મૂજબ તેઓ વર્ણવે છે —

અમારૂ લુણ ખાઈ અમારી સાથે એક નફ્ટ તરીકે વર્તનાર કેળવાયલો હકીમ જ્યારે મને યાદ આવે છે, ત્યારે સ્વાર્થના ગુલામોની નિચતા પ્રત્યે મને દયા આવે છે પણ ધન્ય છે એ ગામડયા ઝમીનદાર બસ્તીને કે જેણે મને એક વાર 'બ્હેન' કહી તે છેવટ સુધી પોતાના એ શબ્દ ઉપર પ્રમાણીકપણે સ્થિર રહ્યો એણે પોતાનું ભાઈપણુ અનેક સંકટો સહન કરતા નિસ્વાર્થે

આચર્યુ અને પોતાનું કર્તવ્ય બજાવ્યુ એવા નિસ્વાર્થી સેવકો સૌને મળો અને એવા નિસ્વાર્થ સેવકો સૌ બનો એવી અંતઃકરણની હુ ઇચ્છા કરતી એ બસ્તીના ગાડામા બેઠી અને રક્ષા માટે કોઈ સ્થાન ન જડતાં અંતે વિવશ થઈ અજગડા હૈદ્રાબાદનો રસ્તો લીધો સ્ત્રીઓ બસ્તીની ગાડીમા બેઠી હતી અને પુરૂષો પગે ચાલતા હતા, એવી રીતે અમારી મુસાફરી શરૂ થઈ ત્રણ દિવસ પછી અમો એક નદીના તટે જઈ પહોચ્યા, જ્યા કોયલના નવાબની ફોજ છાવણી નાખી પડી હતી તેઓએ જ્યારે જાણ્યુ કે અમો રાજ્યવંશના માણસો છીએ, ત્યારે તેઓએ અમને અતિષય માન આપ્યુ, અને અમારી સેવા માટે પોતાની ઈચ્છા દાખવી પોતાના હાથી ઉપર અમોને બેસાડી નદીપાર ઉતાર્યા અમો હજી બીજા કીનારે ઉતરી રહ્યા હતા કે સામેથી અંગ્રેજી લશ્કર આવી પહોચ્યુ અને જોતજોતામા નવાબના લશ્કર સાથે તેમની લડાઈ થવા લાગી આ સ્થિતી જોતા અમારામા ઘબરાટ ફેલાયો અને મારા પતિ અને મિરઝા ઉમર સુલતાને નવાબના લશ્કર સાથે જોડાઇ લડવાની તૈયારી કરી, પરતુ રીસાલદારે કહ્યુ કે–"તમો સ્ત્રીઓને લઇને અત્રેથી તુરત ન્હાસી છૂટો, અમો આવેલા સમયને નભાવી લઇશુ" થોડેક દુર સામે એક ખેતર હતું, જેમા ખેતી તૈયાર થઇ ગઇ હતી અમો તેમા ઘુસી ગયા, અને થોડી વારમાજ છુપાઈ ગયા પણ ઈશ્વર જાણે ઝાલીમોએ અમને કેવી રીતે જોઈ લીધા, એકાએક ગોળીઓ ખેતરમા આવવા લાગી. આખા ખેતરમાં

આગ લાગી, અમો ન્હોઠા પરંતુ પડયા ઉપર પાટુ એ સુત્ર અનુસાર અમારાથી બરોબર ન્હસાયુ નહીં ઉતાવળે ઉતાવળે ચાલતા, અને ઠોકરો ખાઈ વારેઘડીએ પડી જતા જોઈએ તે હોય! અમે તો રાજવંશી, એટલે પગે ચાલવાની ટેવજ કયાથી હોય અને તે પણ ખેતરના કાંટા અને ખડબચડા માર્ગ ઉપર જીવનો જોખમ, ગભરામણ, ઠોકરો લાગવાનુ દુખ અને તે ઉપર પગમા લાગતા કાંટાઓએ અમારો અર્ધો જીવ લઈ લીધો ન્હાસભાગમા અમારા માથાની ચાદર ત્યાજ રહી નગ્ન માથે, શુદ્ધ-વિના અનેક કષ્ટ સહન કરતા ખેતર બહાર આવી પહોચ્યા મારા અને નૂરમહેલના પગ લોહીલોહાણ થઇ ગયા હતા, તરસને લીધે ગળુ સૂકાઈ ગયુ હતુ, જીભ શુષ્ક થઇ ગઈ હતી, ન્હાની બાળકી ઝીનત અચેતાવસ્થા ભોગવતી હતી, પુરૂષો અમન સભાળતા હતા, અને અમો સ્થિર રહી શકતા ન્હોતા

બહાદુરશાહની બેગમ સાહેબા નૂરમહેલ તો ખેતરથી બહાર આવતાજ ચક્કર ખાઈ જમીન ઉપર પડયા હુ ઝીનતને છાતીએ લગાડી પતિનુ મોઢુ જોઇ રહી હતી, અને મનમા કહેતી હતી કે,-"હે ઇશ્વર! અમો કયા જઇએ? અમારૂ શુ થશે? કયાએ આશરો દેખાતો નથી સમયના પરિવર્તને અમને બાદશાહીમાથી કાઢી ફકીરીમા મૂકયા હતા પણ ફકીરોને તો શાતિ હોય છે અમને તો તે શાતિયે મળવી દુર્લભ હતી

લશ્કર લડતા લડતા દુર નિકળી ગયુ અમારો સહાયક બસ્તી નદીમાથી પાણી લઈ આવ્યો અમોએ પાણી પીધુ, અને અચેત થએલી બેગમ નૂરમહેલના મોઢા ઉપર પાણી છાટયુ, નૂરમહેલ સચેત થવાની સાથે રડવા લાગી, અને કહેતી હતી કે,–"મે હમણાજ સ્વપ્નમા તમારા પિતા બાદશાહ સલામતને જોયા, તેઓ હાથકડી અને બેડીઓ પ્હેરીને ઉભા છે અને કહે છે કે, આજે અમારા માટે આ ધૂળ અને કાટાઓથી ભરાયલી પથારી મખમલનુ પાથરણુ છે નૂરમહેલ ગભગ નહીં, ધીરજ ધર અને સાહસથી કામ કર ભાગ્યમા લખ્યુ હતું કે વૃદ્ધાવસ્થામા આવા કષ્ટો સહન કરૂ કોઇ શુ કરે? પણ હવે જગ મને મારી વહાલી પુત્રી કુલસમને દેખાડી દે, બદીખાને જવા અગાઉ હુ તેને જોવા ઇચ્છુ છુ"

નૂરમહેલે સ્વપ્નમાં જોએલ એ બીના સાભળી મારા મૂખથી 'હાય' નિકળી ગઇ, નૂરમહેલે મને તરતજ પુછયુ કે 'કુલસુમ! શુ વાસ્તવમા કેદીઓ જેમ કેદ કરી બાદશાહ બહાદુરને જેલખાને લઈ ગયા?"

મિરઝા ઉમર સુલતાન બોલ્યા,–"માત્ર સ્વપ્નજ છે બાદશાહો બાદશાહ સાથે એ પ્રકારે વર્તતા નથી, તમો ગભરાઓ નહીં તેઓ સારી રિતે હશે"

બાદશાહની કુટુબી હાફિઝા સુલતાના બોલી,–"આ મુવા ફીરગીઓ બાદશાહોની કદર શુ જાણે? પોતેજ પોતાના શાહનુ માથુ કાપી સોળ આને વેચે એવા છે" પરતુ મારા

પતિએ તેમને આશ્વાસન આપ્યુ અને કહ્યુ,—"તમે ચિંતા નહીં કરો બાદશાહ સલામત જ્યા હશે ત્યા શાંતિમાજ હશે" એમ કહી હાફીઝા સુલતાનાને શાંતિ આપી

એટલામા બસ્તી નદીમાથી ગાડીને આ પાર લઈ આવ્યો, અમો તેમા બેસી આગળ ચાલ્યા થોડા સમય પછી અમારી ગાડી સાજ થતા એક ગામમા પહોચી, જેમા મુસલમાન રાજપૂતોની વસ્તી અન્યો કરતા વધુ હતી. ગામના નમ્બરદારે એક છાપરૂ અમને આપ્યુ જેમા સૂકાયલી ઘાસ અને ભુસાનુ પાથરણુ હતુ તેઓ આ પ્રકારના સૂકાયલા ઘાસ અને ભુસાવાલા ઘરમા રહેતા હતા એવા ઘરને "ખ્યાલ" કહેવામા આવે છે અમને પણ બહુ સભાળથી અને સેવાની ભાવના સાથે આ સુવાળી જગ્યાએ ઉતારો આપવામા આવ્યો તે ગામડયાઓના વિચારે 'પરાળ' તો નરમ મખમલનુ પાથરણુ હતુ, પણ, મારૂ મન આ 'કચરા'થી રૂધાવા લાગ્યુ, તોએ શુ કરી શકતી? તે અતિરીકત બીજુ શુ થઈ શકે એમ હતુ? વિવશ થઈ અંતે તે ઉપરજ સૂઇ રહી આ ઘાસ અને ભુસાના પાથરણા ઉપર શાહઝાદી આજ પહેલીવારજ નિદ્રા લે છે શયનગૃહોના સુવાળા બિસ્તરો બદલ કાળના પરિવર્તને કચરા ઉપર નિદ્રા માટે જગ્યા આપી એજ એની કૃપા! બીજુ શુ કહી શકાય? આખા દિવસના કષ્ટ અને થાક પછી શાંતિ તથા નિશ્ચિંતતા પ્રાપ્ત થઈ, નિદ્રા આવી પણ રાતના સમયે એકાએક અમો બધાની

આખ ઉઘડી, જોયુ તો ઘાસના તણખલા, કાટા, અમારા કોમળ શરિરને વિધી રહ્યા હતા, અને મચ્છર ચાચડ અમારૂ લોહી ચૂસી રહ્યા હતા તે ઉપરાત અન્ય જીવજતુઓના ડખથી અમને જાણે તીરોના ઘા લાગતા હતા તે સમયની વિકલતા અવર્ણનિય છે જતુઓના ડસોએ આખા શરિરમા અગ્નિ પ્રગટાવી હતી અમોને સુવાળા બિસ્તરોની ગુલામી હતી એટલે અત્રે નિદ્રા કયાથી આવી શકે ? પણ એ ગામના માણસો પણ માણસોજ હતા કે જેઓ એજ નરમ ઘાસના બિસ્તર ઉપર અચેત થઈ મીઠી નિદ્રાનો લ્હાવો લઈ નિશ્ચિતતા પૂર્વક પડયા હતા. અધકાર રાત્રીમા ચોમેરથી ગીધોના ગભિર અને ભયકર સાદો સભળાતા વનપશુઓની રાડો સાભળી કાળજુ થરથરતુ મારી બ્હીક અને વિકલતાનો પારજ ન રહ્યો ખરી વાત, ભાગ્ય પલટતા વાર લાગતી નથી કોણ કહી શકતુ હતુ કે ભારતવર્ષના સામ્રાટના બાળબચ્ચાઓ આવી રીતે જમીન ઉપર આળોટતા થશે ? તેમની આવી ગતી થશે, એની કલ્પનાયે કોણ કરી શકતુ હતુ ?

સક્ષેપમા એટલુજ કે અમારૂ જે કઈ હતુ, તેમાનુ હવે કશુયે ન રહ્યુ લલાટે વિધાતાએ જે લેખ લખ્યા છે, તે કોઈ પણ ભૂસી ન શકે અમો ત્યાથી હૈદ્રાબાદ તરફ ચાલ્યા. સિતારામ પીઠમા જઈ એક ઘર ભાડે લઈ તેમા રહ્યા જબલપુર ખાતે મારા પતિએ એક વીંટી જે જાટોએ ચલાવેલ લૂટમાથી બચી હતી, તે લઈ વેચી એનાજ પ્રતાપે

માર્ગમા ખર્ચ ચાલી શકયુ, અને કેટલાક દિવસો સુધી અત્રે પણ નભી શકાયુ અતે જે કઇ રહ્યુ સહ્યુ હતુ તેની પૂર્ણાહુતિ થઈ ત્યારે હવે ચિતા થવા લાગી કે પેટ ભરવા માટે શુ કરવુ જોઇએ? અમે તો રાજવશી એટલે ધધો કરવાની આવડત કયાથી હોય? અને પેટ ભરવાની રીતની ખાવાપીવા સિવાય અમને કયાથી ખબર હોય? પણ સદ ભાગ્યે મારા પતિ અચ્છા લેખક હતા, તેમણે 'દરૂદ શરીફ' લખ્યુ અને 'ચાર મિનાર' ઉપર તે વેચવા લઇ ગયા લોકો આ લેખ સુશોભિત અક્ષરોમા જોઈ ચકિત થઇ જતા હતા પહેલા દિને પાચ રૂપીયામા 'દરૂદ શરીફ' વેચાયુ તે પછી લગભગ જે કઇ તેઓ લખતા તે ઓછે વધતે ભાવે તત્કાળ વેચાઇ જતુ અમારો સરસામાન, દાગીના, ઝવેરાતાદિ જાટ લુટી ગયા, તેની વિગત તો હુ કહી ચૂકી પણ મારા પતિ પાસની એ વિદ્યા લુટારૂઓ લુટી ન શકયા ખરી વાત છે કે, "વિદ્યા એ જીવત ધન છે, તેને ચોર ચોરી ન શકે અને મનુષ્ય જો અભાગ્યો હોય તોયે એક સમયે વિદ્યા તેને લાભ આપ્યા વિના નજ રહે', એ બિના અમારા સબધે ખરી પડેલી અમને દેખાઇ એ લખાણના પ્રતાપે અમારો સમય સારી રીતે વ્યતિત થવા લાગ્યો પણ તે પછી નદીમા પૂર આવશે, અને તેથી અહીં વધુ રહેવુ સલામતીભર્યું ન લાગવાની બ્હીકે અમો શહેરમા દરોગા અહમદના ઘરમા રહેવા ગયા આ નિઝામનો ખાસ સેવક હતો, તેના અનેક ઘરો ભાડેથી અપાયલા હતા

# ભયંકર સમાચાર!

## પ્રકરણ બીજુ

અમો દરોગા અહેમદના ઘરે રહેતા હતા, ઘણા દિવસો શાંતિથી વિત્યા પછી એક દિને અમારી શાંતિનો નાશ થયો, આ ભયંકર સમાચારની વાતો આખા શહેરમા ફેલાવા લાગી અમારા હાડેહાડ આ સમાચારથી ધ્રુજી ઉઠયા અને તે સમાચાર એ હતા કે, "નવાબ લશ્કરજંગ, જેણે દિલ્હીના રાજકુમારોને આશરો આપ્યો હતો, તે અંગ્રેજોનો ભોગ થઈ પડયો, તેથી હવે કોઇપણ રાજકુમારોને આશરો આપવાની હિંમત કરી શકશે નહીં અને દિલ્હીના રાજકુમારોનો પત્તો લાગતા તેમને કેદખાને પૂરવામા આવશે" અમો આ સમાચાર સાભળી ગભરાઇ ગયા, મે મારા પતિને બહાર જતા અટકાવ્યા, જેથી કોઈ શત્રુ પકડાવી ન આપે એનુ પરિણામ એ આવ્યુ કે ઘેર બેઠા રહેવાથી નિરાહાર રહેવાનો સમય આવી લાગ્યો, અંતે મારા પતિએ વિવશ થઇ બાર રૂપીયામા એક નવાબને ત્યા તેના પુત્રને ભણાવવાની નોકરી સ્વિકારી, તેઓ પ્રત્યેક દિને નવાબના પુત્રને ગુપચુપ ભણાવવા જતા, પણ એ નવાબનો સ્વભાવ બહુજ ઉગ્ર હતો તે ચીઢીયો હોઈ નોકરો સાથે એક ગુલામ કરતા પણ વિશેષ ખરાબ રિતે વ્યવહાર કરતો. મારા પતિ જો કે તેના પુત્રના ગુરૂ હતા, તોએ એ નીચ

નવાબ મારા પતિ સાથે, એક સાધારણ નોકર સાથે વર્તાય તેવી રીતે વર્તતો આ અપમાન મારા પતિથી કદી સહન કરી શકાય તેમ ન્હોતુ પણ શુ કરી શકે? તેઓ ઘેર આવતા અને રડી રડી કહેતા કે, "હે ઇશ્વર! મારાથી હવે આવુ અપમાન સહન થઈ શકતુ નથી, આવી નીચ નોકરી કરતા મૃત્યુ આપ, એ અનેક દરજ્જે સારૂ છે તે અમને એટલા વિવશ કરી નાખ્યા છે કે ગઈ કાલે આ નવાબ જેવા સેકડો નવાબો અમારા સેવક હતા, અને આજે અમો તેના સેવક થયા છીએ અમો તો બધાની સાથે વિવેકસર વર્તતા હતા, બધાને પ્રેમથી બોલાવતા, અને આજે એ નવાબ અમારી સાથે આવી ક્રૂરતા દાખવે છે હવે તો અમે એટલા માટેજ જીવીએ છીએ કે અમો મરણ પામી શકતા નથી"

આ ભયકર સમાચારના દિવસોમાજ મિયા નિઝામુદ્દીન શાહને અમારા સમાચાર મળ્યા મિયાનુ હૈદ્રાબાદમા માન હતુ, તેઓ હઝરત કાલેમિયા સાહેબ ચિસ્તી નિઝામ ફખરી કે જેમને દિલ્હીના અતિમ સમ્રાટ તથા નિઝામી પોતાના ગુરૂ માનતા હતા, તેમના પુત્ર હતા મિયા રાતના સમયે અમારે ત્યા આવ્યા, અને અમને જોઇ ખુબ રડયા જ્યારે તેઓ કિલ્લામા આવ્યા કરતા હતા, ત્યારે તેમને માનસર સુસજ્જીત આસને બેસાડવામા આવતા બાદશાહ બેગમ સ્વય પોતાના હાથેવડે પખો કરતી આજે તેઓ અમારે ત્યા આવ્યા છે અને એકે

એવી વસ્તુ અમારી પાસે નથી કે જે ઉપર આસાએશ સાથે બેસાડી શકાય વિતેલો સમય પુન અમારી આખોમા ઘુમવા લાગ્યો અમારી જાહોજલાલી સાભરી આવી અને તે સાથે આખમા પાણી ભરાઇ આવ્યુ હૃદય વિકલ થઈ ઉઠયુ ઇશ્વરની અનેરી મહીમા! શુ હતું ને શું થઈ ગયુ ? મીયા અમારી સ્થિતિ પુછતા બેઠા અને થોડા સમય પછી ચાલ્યા ગયા

બીજાજ દિને પ્રાત કાલે સદેશો આવ્યો કે ખર્ચ સબધે તેમણે દરેક વ્યવસ્થા કરાવી છે અને જણાવ્યુ કે હવે તમે હજ કરવાનો વિચાર કરો આ સાભળી ચિત્ત આલ્હાદિત થઇ ગયુ. મકકા શરીફ જવાની આનદ સાથે તૈયારીઓ થવા લાગી

## મુંબઇમાં.

સારાશ એ કે અમો હૈદ્રાબાદથી નિકળી મુબઇ ખાતે આવી પહોચ્યા અને મુબઇમાજ અમોએ અમારા સાચા વફાદાર મિત્ર બસ્તીને ખર્ચ અને યોગ્ય પુરસ્કાર આપી પાછો ઘેર તરફ રવાના કર્યો તેનો વિયોગ પણ અમારા માટે દુખ સમાન છે એ અસસ્કારી ગણાતા ઝમીનદાર બસ્તીને હજારો ધન્ય છે અને તે સસ્કારી ગણાતો પણ અવિવેકી લુણ હરામ શાહી હકીમને હજારો ધિક્કાર છે, કે જેની આખમા જરાએ શરમ ન્હોતી અમારા સારા વખ્તે તે અમારે પગે પડતો, ખુશામદ કરતો અને હવે અમારા ખરાબ વખ્તે અમને ઠોકરે મારી પોતાની નિચતાનુ પ્રદર્શન ભરતો

અમો સ્ટીમરમા બેઠા, જે યાત્રીઓ આ સાભળતા કે અમો ભારતવર્ષના સમ્રાટના કુટુબીઓ છીએ, તેઓ અમને જોવાની ઉત્કઠા પ્રગટ કરતા પણ અમો બધા સાધુઓના રગાયલા વસ્ત્રોમા હતા એક હિદુ ફકીર કે જેની કદાચ સદર ખાતે દુકાન હતી તેણે પુછ્યુ કે,–"તમે કયા પથના ફકીર છો?" અમને તરતજ લાગ્યુ કે, એ અમારા વૃત્તાતથી અપરિચિત છે આ ફકીરના પ્રશ્ને અમારા હજી નહીં રૂઝાયલા ઘાઓને પુન તાજા કર્યા, હૃદયના ટાકાઓ તૂટી ગયા, હુ બોલી,–"મઝલુમ (અન્યાય પિડિત) શાહ ગુરૂના અમો ચેલાઓ છીએ તેજ અમારો પિતા અને તેજ અમારો ગુરૂ પાપીઓએ તેનુ ઘરબાર લૂટી લીધુ, અને અમને આ સ્થિતિમા જગલમા હડસેલી દીધા હવે તે અમારા દર્શન માટે તલસે છે, અને અમને તેના દર્શન વિના શાતિ નથી અમે એથી વધુ અમારી સ્થિતિનુ શુ વર્ણન કરીએ?" પણ એ હિદુ ફકીરે જ્યારે અમારૂ વાસ્તવિક વૃત્તાત સાભળ્યુ, ત્યારે તે રડવા લાગ્યો,–"બહાદુરશાહ હમ સબકા બાપ થા, અઓર ગુરૂ થા કયા કરે! રામકી યહી ઇચ્છા થી કે વહ નિરપરાધ નષ્ઠ હો જાય"



# દેશ તજી પરદેશ ગયા.



## પ્રકરણ ત્રીજુ.



ભારત વર્ષ એ અમારો દેશ છે, દિલ્હી અમારૂ સ્થાન છે, એ દેશ તજી અમો વિદેશ ગયા પણ એ વિદેશ તે ઇશ્વરનો દેશ, એટલે અમારોયે દેશ છે મક્કામા અમો પહોચ્યા, અત્રે ઇશ્વરે રહેવાનુ એક આશ્ચર્યજનક સ્થાન સ્થાપ્યુ છે અબદુલ કાદર નામનો એક અમારો દાસ હતો, તેને દાસત્વમાથી મૂક્ત કરી મે મકકે મોકલી આપ્યો હતો (અત્રે દાસનો અર્થ ખરીદાએલો ગુલામ થાય છે) મકકે આવી તેણે બહુજ ધન પ્રાપ્ત કર્યુ હતુ, અને 'ઝમઝમ'નો કારભારી નેમાયો હતો તેને જ્યારે અમારા આવવાના સમાચાર મળ્યા ત્યારે તે દોડતો આવ્યો, અને અમારા પગે પડી ખૂબ રડવા લાગ્યો તેનુ ઘર બહુજ સારૂ અને વ્યવસ્થિત હોઇ આસાએશ દેનારૂ હતુ અમો બધા તેને ત્યાજ જઇ રહ્યા

થોડા દિવસો પછી રૂમના સુલતાન કે જે મક્કામા રહેતા હતા, તેમને અમારા સમાચાર મળ્યા, તે પણ અમને મળવા આવ્યા કોઇએ તેમને કહ્યુ હતુ કે દિલ્હીના અતિમ મુગલ સમ્રાટની શાહઝાદી અત્રે આવી છે, જે કોઇની પણ લાજ રાખ્યા વિના-વિનાસકોચે વાતો કરે છે સુલતાનના

નાયબે અબદુલકાદર દ્વારા સદેશો મોકલ્યો કે તે અમને મળવા માગે છે, અમોએ તેનો સ્વિકાર કર્યો બીજા દિને તે અમારે ત્યા આવ્યો અને અતિ માનમર્યાદા સાથે તેણે અમારી સાથે વાતચીત કરી અને તેણે અમને કહ્યુ કે,– "તમારા આગમનના સમાચાર હુ સુલતાનને આપવા ચાહુ છુ" મે તેની આ ઇચ્છાનો ઉત્તર અતિ બેપરવાઇ સાથે આપ્યો કે, હવે અમો એક મોટા (ઇશ્વર) સુલતાનના દરબારમા આવી ગયા છીએ તેથી હવે અમોને અન્ય કોઇ સુલતાનને મળવાની આવશ્યકતા નથી નાયબે અમારા માટે યથેષ્ટ ધન, વ્યય માટે નક્કી કરી આપ્યુ અમો નવ વર્ષ સુધી ત્યા રહ્યા એક વર્ષ નજફ તથા (મેસોપોટેમીયા–ઇરાક) કરબલામા વ્યતિત કર્યું એટલા દિવસો પછી પુન શાહી દિલ્હી અમને યાદ આવવા લાગી, અને ત્યાથી અમો નિકળી ફરી એકવાર દિલ્હીમા આવ્યા અમોએ દિલ્હીમા શુ જોયુ? દિલ્હી છીન્નભીન્ન થઈ જવા પામી હતી, તેની જાહોજલાલી અને પૂરાતન મહોજ્જવલતાનો અત આવ્યો હતો, તેનુ તેજ જતુ રહ્યુ હતુ, તેના આનદ વિલાસો ધૂળ ભેગા થઇ ગયા હતા દિલ્હીની એ અવદશા જોઇ અમને કારી ઘા લાગ્યો હુ તો અનેક વેળા રડી ઉઠતી

## દશ રૂપીયાનું સરકારી પેન્શન

દિલ્હીમા અગ્રેજી સરકારે અમારા ઉપર બહુજ દયા આણીને માસિક રૂપીયા દશનુ પેન્શન બાધી આપ્યું હુ

દિલ્હીના સમ્રાટની શાહજાદી અરે! લાડલી પુત્રી અને રૂપીઆ દશનું પેન્શન! આ દસ રૂપીઆ પેન્શનની રકમ સાભળી પ્રથમ તો મને હસ્વુ આવ્યુ કે, મારા પિતાનો આટલો મોટો દેશ લઈ દસ રૂપીઆ પ્રતિકાર આપે છે પરતુ વિચાર કર્યો કે આ દેશ તો ઇશ્વરનો છે, કોઇના બાપનો નથી તે જોઇએ તેને આપી શકે છે, અને જોઇએ તેની પાસેથી ઝુટવી શકે છે અમારી પાસેથી પણ એણેજ દેશ ઝુટવ્યો હતો, અને તેણેજ અગ્રેજોને સપુર્દ અમારો દેશ કર્યો છે, તો પછી દુખ શાનુ? મનુષ્યને ઈશ્વર સામે ફર્યાદ કરવાની જરૂર ન હોય અતે અમો પણ મનુષ્યોજ છીએને?

"હે ઇશ્વર, તુ ચાહેસો કર"



કથા દસમી

## દિલ્હીમાં રાજખટપટ.

મિત્ર! હુ કોણ અને મારી યોગ્યતા શુ? મારી સ્થિતિ શુ એ હેયા ભર્યા હેતથી પૂછો? આ પરિવર્તનશિલ સસારમા બીજાઓ જેમ મે પણ અનેક અનુભવો મેળવ્યા છે જો કે સસારચક્રમા હુ અતિષય વિચિત્રપણે કચરાયો છુ પણ મારા આ કિકર અસ્તિત્વની દુખ કથા સાભળવાની તમને શુ જરૂર છે? મારી આપવિતિઓ સાભળવામા કદાચ તમને આનદ મળતો હશે પણ ભાઇ! આવી અનેક અટપટી ઘટનાઓ સસારના માનવીઓ સબધે બન્યાજ કરે છે, જે વિષે આપણે અજાણ હોઇએ છીએ એવીજ રીતે મારા સબધેની ઘટના જો તમો ન જાણો તો તમને કશુયે ખોહવાપણુ નથી પણ મિત્ર! હુ તમારા આગ્રહને શીરે ચઢાવી મારી કથા કહુ છુ સાભળો —

૧૮૫૭ ના બળવા પૂર્વે હુ પૈસા અને જુવાની તથા બાહુબળ ઉપર મદમસ્ત હતો ત્યારે અનેકવાર આશાભેર દિલ્હીના એક પીર સાહેબની દરગાહે જતો હતો, હુ પોતે પણ એક પીરનો પુત્ર છુ, અને સાથે સાથે આનદી અને સ્વચ્છદી હોવાથી કલ્પના સૃષ્ટિમા મસ્ત રહ્યા કરતો, મારા

પિતાશ્રી વીંટીના નગો ઘસવાનુ કાર્ય કરતા જો કે તેઓ પીર હતા, અને પીર તરીકેની તેમને આવક પણ સારી હતી, તોએ તેઓ મહેનત મજુરી કરી પોતાની આજીવિકા મેળવતા હતા, પણ મને મારા પિતાશ્રીની એ વર્તણુક સારી લાગતી ન્હોતી, કારણ કે અમારે ત્યા પુરતા પૈસા હતા, અને તે ઉપરાંત પીર તરીકેની સારી આવક હોવાથી નગીના ઘસવાનું કાર્ય કરવુ એ મને હિણુપદભર્યું લાગતુ એ ઉપરથી તમો મારા સ્વચ્છદી સ્વભાવ અને અભિમાની પ્રકૃતિની કલ્પના કરી શકશો પણ જવા દો મારી એ મોટાઈ, અમો ધનવાન હતા એમ સમજી જ્યારે હુ ગર્વ કરતો ત્યારે મારા ગર્વને તોડનાર મારા પિતાશ્રી મજુરી કરતા હતા

મ્હારા પિતા પીર હતા, એટલે તેમની પવિત્રાઇથી આકર્ષાઈ તેમની પાસે અનેક ધનવાનો અને ખાનદાન સ્રી પુરૂષોની આવજાવ રહેતી, પણ મને કઇ તેની કનવાર ન્હોતી સેવક તો જવાનીની મસ્તીમા મસ્ત રહેતો આ દિવસોની બહાર કઈ અનેરીજ હતી, તે દિવસોમા એક સમયે જહાપનાહ મહમદ બહાદુરશાહની ખાસ બેગમ નવાબ ઝીનતમહેલ મારા પિતાની સેવામા ઉપસ્થિત થઇ રિવાજ મુજબ મારા પિતા સામે તેમણે નજરાણામા એક સારી જેવી રકમ આપી, એ જહાપનાહની બેગમને નજરાણું આપનારાઓ ઘણાયે હતા મોટા લોકને નજરાણુ

અપાય છે તેમ એ મોટા લોકની મોટી બૈરીઓ નજરાણું સ્વિકારે એમા નવાઈ નથી, પણ મારા પિતાશ્રી તો એક પીર, એટલે જહાપનાહની બેગમ તેમના ચરણે નજરાણું ધરે એ તો તેની ફરજ સમાનજ લેખાતું પણ મારે એ નજરાણાની શુ જરૂર ? હુ એની વાતે કરવા ચાહતો નથી પણ એ બેગમ સાહેબ પોતાની સાથે એક બાદી લઇ આવેલા, એટલે સેવકનું દિલ સલામત રહ્યુ નહીં તે લટાઈ ગયુ અને તેમા જોતજોતામા અનેક કારી ઘા પડયા હુ તે અસહ્ય ઘાની વેદનામા બળી રહ્યો હતો, પણ તે બાદી બડી લુચ્ચી તેણીએ મને પોતાના સ્વરૂપની છટા લહરીએ મુગ્ધ કર્યો, તેની મોહિની વિદ્યાઓ મારા ઉપર વિજય મેળવ્યો તે નવાબઝાદી ઝીનતમહેલની દાસી હતી, તેનુ નામ દુરદાના હતુ નવાબઝાદી ઝીનતમહેલે પોતાની એ દાસીને વાત વાતમા બેત્રણ વખત દુરદાના કહી સબોધ્યુ, એટલે મને તેના નામની પુછપરછ કરવાનીચે ચિતા રહી નહીં

નવાબઝાદી ઝીનતમહેલની સાથે મારૂ દિલ ચોરીને એ બાદી દુરદાના તો અડપલુ કરતી ચાલી ગઈ, તે દિવસથી મ્હારૂ જીવન ફરી ગયુ પ્રેમમા પિડાતો હતો, તેથી મારી સ્થિતિમા થતુ પરિવર્તન મારા મિત્રો જોતા એક દિવસે સફદરમીયા જે રગે કાળા અને દાતે ઉજળા હતા, અને તેમની આખે બાર માસ પિળાશ રહેતી, તેઓ મને માર્ગમા મળ્યા અને બોલ્યા, 'કેમ ! મિત્ર ! તારી

આ દશા શાથી થઈ? ચહેરાનો રગ બદલાઈ ગયો છે, સુરખીને સ્થળે શ્યામતા છવાઇ છે અગે દુરબળતા દેખાય છે, એમ શાથી થયુ ? શુ બિમારીમાથી ઉઠયો છે ” આ મીયા સફદર સાહેબ મારા એક મિત્ર હતા, તેમના સાદમા દિલ-સોજી હતી, પણ તેમને એવી દુરઅંદેશી ન્હોતી કે જેથી કલ્પી જાય કે, હુ દુરદાનાના પ્રેમની જાળમા ફસાયો છુ પણ પ્રાકૃતિક એવો નિયમ છે કે, નિર્મળ અત કરણના માણસો પોતાને માથે આવી પડતા સકટો ને દુ ખકથાના ઉભરા કોઈ સ્હેજે છેડતી કરે કે કાઢી નાખે છે તેમ હુ મીયા સફદરના થોડે બોલ્યે બધુ બોલી ગયો, જેથી તે મારા અને દુરદાનાના પ્રેમની વાત જાણી શકયો, પણ એ મીયા સફદરજગ મારા એક મિત્ર થઈ જો મને એવા સમયે દિલાસો ન આપે તો પછી એ મિત્રજ શાનો? તેણે મને કહ્યુ,–“તારી દુરદાના જહાપનાહના મહેલમા ઝિનતમહેલની સેવામા રહે છે, અને એ મહેલમા આવજાવ કરનારી એક બાદી જે ઉમરદરાઝ ગલીમા રહે છે, તેને થોડીક જો લાચ આપવામા આવે તો તે તારો સદેશો દુરદાનાને પ્હોચાડશે, જેથી તારી ઇચ્છા પરિપૂર્ણ થઇ શકશે”

મારા મિત્રની વાત મારા ગળે ઉતરી, કારણ કે બીજો એકકે ઉપાય ન્હોતો, અધકારમા પ્રકાશનુ એકજ કિરણ મને વિજય અપાવવા પૂરતુ છે એમ મ્હને લાગ્યુ સફદર-જગે લાચ આપવાની વિજયકળા મને શીખવી તે સાધવાને હુ ઉમરદરાઝ ગલીમા બાદીને ત્યા ગયો, હિપ્નોટીઝમની

કળા હું ન્હોતો જાણતો કે જેના ચમત્કારથી એ બાદીને વશ કરી શકુ, અથવા તેને આજી શકુ. તેથી ખીસામાથી પારસમણિ કાઢી (રૂપીયાની થેલી) અને તે બાદીના હાથમા મૂકી હું બોલ્યો,–"મને દુરદાના જોઇએ '

"હા, તે અપાવુ, પણ તમે આટલી બધી તસ્દી શાને લ્યો છો? મારે પૈસાનુ કામ નથી, કોઇનું ભલુ થાય એજ મારે મન પૈસા છે"

હું તરતજ પામી ગયો કે એ શબ્દોની મિઠાશમા પણ વિજયકળાજ સમાયલી હતી, જો કે તેના મનમા ભાવતુ હતુ, અને મને પેસાની દરકાર નથી એમ તેનુ મો કહેતુ હતુ હું બોલ્યો,–"અરે! કઇ નહીં, એ તો સ્હેજ મિત્રાચારીની નિશાની છે" હું આટલુ બોલી ગયો, પછી મને એ વિચાર તો આવ્યો કે આ બાદીની મિત્રાચારી શી? ઠીક, કામ કઢાવવુ છેને! એટલે મિત્રાચારીના ઓઠા હેઠળ વિજયકળાનો ઉપ્યોગ કરવામા વાધો શુ હોઇ શકે?

બીજાજ દિને એ બાદી આવી મને કહી ગઇ કે એક તરકટ યોજશો તોજ કાર્ય પાર પાડી શકાશે, અને તે એ કે તમે પીરના પુત્ર છો, એટલે પીર અલીશાહની દરગાહ પાસે એક કોઠીમા બેસી "ચીલ્લો" કરો હું નવાબઝદી ઝીનત મહેલને તમારા સમાચાર આપીશ, તેઓ તમારે ત્યા આવજાવ કરવા લાગશે, જેથી તમને દુરદાનાને મળવાનો પ્રસગ મળશે પછી તમે તમારી ઇચ્છા પૂર્ણ કરી શકશો

હું તરતજ મારી માતુશ્રી પાસે ગયો, અને બહુજ નમ્રતાથી બોલ્યો,–"માતુશ્રી, તમે પ્રત્યેક દિવસે કહ્યા કરો

એ કે તું વિદ્યા પ્રાપ્ત કરવા પાછળ કૈં લક્ષ આપતો નથી, પિતા પાસેથી કઈ શીખતો નથી, માતુશ્રી હવે તો મારી એવી ઇચ્છા છે કે પિતાશ્રી પાસેથી વિદ્યા પ્રાપ્ત કરૂ, અને ધર્મ કર્મ સમજતો થાઉં માટે પિતાશ્રીને કહો કે તેઓ મને કઇ શિખવે, હુ હવેથી પીર અલીશાહની દરગાહ પાસે જઇ "ચીલ્લો" કરીશ"

હુ દૂર જંગલમા રહુ એ જોવા માતુશ્રી ઇચ્છતી ન હોવાથી તેમણે બહાર જવાની ના પાડી, પણ જ્યારે પિતાશ્રીને ખબર પડી કે હુ "ચીલ્લો' કરવા ઇચ્છુ છુ, ત્યારે તેઓ ખુબ પ્રસન્ન થયા, અને તેમણે મને પીર અલીશાહની દરગાહ ઉપર રહેવાની પરવાનગી આપી, પ્રત્યેક દિને વખતસર નોકર ભોગકી લાવતો, અને હુ આનંદ સાથે ત્યા રહેવા લાગ્યો, ચીલ્લો કરવાના નામે પ્રેમની પૂજા કરવાને આટલી વિશ્રાંતી મેળવી



## શાહઆલમના ગુપ્ત દસ્તાવેજો.



### પ્રકરણ બીજુ.

—※○※—

ચાર પાચ દિવસ એવી રીતે વિતી ગયા હુ એક દિને વજીફો ભણી રહ્યો હતો, એટલામા બે માણસો મારા ઓરડામા આવ્યા, તેમણે જૂના પૂરાણા વસ્ત્રો પહેર્યા હતા,

મે તેમને ઈશારાથી પુછયુ કે તમો કોણ છો? તેઓએ ઉત્તર આપ્યો કે અમો મુસાફર છીંએ મને તરતજ સદેહ થયો કે કદાચ એઓ ચોર હશે, તેથી વઝીફો અધુરો મૂકી હુ બોલ્યો, અત્રે આવવાનુ કારણ શુ છે? તેઓ બોલ્યા કે, તમારી પાસેથી તાવિજ લેવા આવ્યા છીંએ મે કહ્યુ, હુ લોકોને તાવિજ આપું છુ એમ તમો શા ઉપરથી કહો છો? હુ કઈ તાવિજબાવિજ જાણુતો નથી ત્યારે તેઓએ કહ્યુ અમને તો દુરદાના નામની સ્ત્રીએ મહેલમાથી તમારા વિષે ખબર આપી છે, તેથીજ અમો તમારી પાસે તાવિજ લેવા આવ્યા છીંએ મે પુછયુ કે, તમારી સાથે રાજમહેલને શુ લાગેવળગે? ત્યારે તેઓએ કહ્યુ, અમો બેગમસાહેબા પાસેથી અમારો પગાર લેવા ગયા હતા, ત્યા દુરદાના પણ હતી, તે બહુજ મલતાવડી સ્રી છે એ દુરદાનાએજ અમને તમારી ઓળખ આપી છે મે પુછયુ, તમો શા માટેનુ તાવિજ માગો છો? ત્યારે તેઓએ કહ્યુ, "વશીકરણ માટે" મે પુછયુ, કાણને વશ કરવા? તેઓ અટ્ટહાસ્ય કરતા બોલ્યા, "રાજકુમાર જવાબખ્ત માટે"

હવે મારા આશ્ચર્યની સીમા રહી નહીં રાજકુમાર જવાબખ્ત ઝીનતમહેલના લાડલા પુત્ર હતા, બાદશાહે મિરઝા દારાબખ્તના સ્વર્ગવાસ પછી મિરઝા ફખરૂને યુવરાજ બનાવ્યો હતો, ત્યારે ઝીનતમહેલ એવા પ્રયત્નો કરતી હતી કે જેથી સિંહાસન જવાબખ્તને મળે

મે પુછયુ,–"જવાબખ્ત કોને વશમા લેવા ઇચ્છે છે?"

એટલુ સાભળતાજ તે મુસાફરોએ ઝટ પીસ્તોલ કાઢી અને મારી સામે તાકી બોલ્યા,-"ખબરદાર! આ ભેદ કોઇને કહેશો નહીં અમો જવાબખ્તના જાસૂસ છીએ" મે કહ્યુ,-"તમે ભલે જાસૂસ હો, પણ મારાથી તમને શું કામ છે?" ત્યારે તેઓ ધીમેથી બોલ્યા,-"તમારા પિતા પાસે શાહઆલમના જે ગુપ્ત દસ્તાવેજો છે, અને જેમા ગુપ્ત શાહી ખજાનાની વિગત લખી છે, તે અમને લાવી આપો જો આ કાર્ય કરવા તમે તત્પર થશો તો ઠીક, નહીંતર તમારો જીવ જોખમમા સમજજો"

પીસ્તોલ જોતા કૈ ગભરાટ અને અસ્વસ્થ તો થયો, પરતુ મે મારી શુદ્ધ ખોહી નહીં મે તેઓ સમક્ષ એક શરત રજૂ કરી અને તે એ હતી કે, જો દુરદાના મને મળવાને વચન આપે તો તમારૂ કાર્ય હુ સપૂર્ણપણે કરી આપીશ મને લાગે છે કે એ શાહી દસ્તાવેજોની વાત તમને તેણેજ કરી હશે"

તેઓ બોલ્યા,-"એ વાત ખરી છે દુરદાના તમને મળશે અમને એવી ખબર મળી કે શાહઆલમ બાદશાહે તમારા વડિલ પિતાને વિશ્વાસપાત્ર ગણી તે દસ્તાવેજો સાચવવા આપ્યા હતા, અને એ પણ કહ્યુ હતું કે આવશ્યકતા અનુસાર તે દસ્તાવેજો મારા યોગ્ય વારસોને આપી દેજો"

મે પુછ્યુ,-"તો શુ દુરદાના રાત્રે પણ મહેલમાજ રહે છે?" તેઓ બોલ્યા,-"નહીં, તે અર્ધ રાત્રીએ કાશ્મીરીદ્વાર

આગળના ઘરમા જાય છે, અને અમે પણ ત્યાજ રહીએ છીએ" મે તેઓને તે ઘરનુ સપૂર્ણ સરનામુ પુછ્યુ અને બોલ્યો,–"મને દસ્તાવેજો લાવી આપવામા તો કઇ વાધો નથી પરતુ મને એની ખબર નથી કે મારા પિતાએ તે દસ્તાવેજો કયા મૂકયા છે તેમ મે તો કદી તે દસ્તાવેજો જોયા પણ નથી"

જાસૂસો બોલ્યા,—"જુઓ ખોટુ નહીં કહો જે દિવસે તમે દુરદાનાને જોઇ શકયા તેજ દિવસે દસ્તાવેજોની વાતચિત થઇ હતી"

હવે મને ચિતા થવા લાગી, અને મે તેઓને કહી નાખ્યુ કે,–"એ તો મારાથી બની શકે તેમ નથી"

એટલુ સાભળતાજ પુન તેઓએ પીસ્તોલ કાઢી અને મારી સામે તાકી મારા શરિરમા શક્તિ હતી, અને હુ સાવધાન થઈ ગયો હતો મે પ્રસગ જોતાજ એકજ ઝડપે તે પીસ્તોલ પકડી ઝટકો દઈ છીનવી લીધી, અને તેજ પીસ્તોલના હાથાવડે જોર સાથે તેઓના માથા ઉપર ફટકો માર્યો જેથી તેઓ તમ્મર ખાઈ જમીન ઉપર પડી ગયા આ બધું એક પળમાજ બની ગયુ હુ તરતજ તેઓના હાથો બાધી તેજ ઓરડામા તેઓને રાખી ઉપરથી તાળુ મારી ઝડપથી કાશમીરી દરવાજા પાસે મ્હોચી ગયો રાતના અગ્યાર વાગ્યાનો સમય થવા આવ્યો હશે, જાસૂસોએ બતાવેલા ઘર ઉપર જઇ હાંકલ કરતા દુરદાના આવી અને

પુછર્યું, કોણ છે? મે કહ્યુ, જરા અહીં આવો, મને જાસૂસોએ તમારી પાસે જરૂરી કામે મોકલ્યો છે તે બોલી, તેઓ ક્યા છે? મે કહ્યુ કે, તેઓ તકીયા પાસે શાહ સાહેબ રહે છે, ત્યાં તેમની પાસે બેઠા છે શાહ સાહેબ તેમની માગણી સ્વિકારવા તૈયાર થઇ ગયા છે, તેથી તેઓએ તમને ત્યા બોલાવ્યા છે જો તમે આવો તો દસ્તાવેજો હમણાજ તમારે સપૂર્દ કરવા છે

દુરદાનાએ કહ્યુ, ત્યારે 'ડોલી' મગાવી લ્યો, હુ હમણા આવી હુ તરતજ ડોલી લઈ આવ્યો, અને કહારોને સમજાવી કહ્યુ કે, અત્રેથી ખાસ બજારમા લઈ જવુ અને દુરદાનાને હુ મારા ઘરે લાવ્યો, અને તેની સ્વારી ઉતારી માતાજી તે સમયે નિદ્રામા હતા પિતાશ્રી ઉપલા ભાગમા હતા હુ માતાજી પાસે ગયો અને સઘળી વિગત તેમને કહી સંભળાવી માતાજી તો બ્હી ગયા, પણ મે નમ્રતા સાથે તેમને હિમત આપી તેથી તેઓ કઈ બોલ્યા નહીં, અને દુરદાનાને એક ઓરડામા લાવી મે દીવો કર્યો, દુરદાના આ બનાવ જોઇ છકજ થઇ ગઇ, અને બોલી મને અહીં ક્યા લાવ્યા?



# નકલી દસ્તાવેજ.



## પ્રકરણ ત્રીજુ



હુ હુરદાનાને લઈ આવ્યો, તેથી તે ઘબરાઈ ગઇ હતી, મે તેને ધીરજ આપતા ચોખવટ કરી કહ્યુ,–"જો, ઘબરા નહીં, આ તારૂજ ઘર છે, પણ જો જરાએ રાડ પાડી તો યાદ રાખજે કે તારો જીવજ જશે મે તારા મોકલાવેલા બંને જાસૂસોને કેદ કરી રાખ્યા છે. પણ મારૂ હૃદય તારી કેદમા છે હુ હવે બધી બાબતો જાણી ચૂકયો છુ, જો હવે તુ શાતિ સાથે અહીં રહેવા રાજી થાય તો આ ઘર તારૂજ છે, હુ તને મારી ધર્મપત્નિ બનાવી સુખથી રાખીશ જો રાજી ન થઈ તો યાદ રાખજે, તારો જીવ જોખમમા છે"

હુરદાનાને મારા પ્રત્યે અને મને હુરદાના પ્રત્યે પ્રેમ હતો, અને હજીએ છે, પણ સ્ત્રી જાત! અને તેને એકાએક એવી રીતે ફોસલાવી લાવવી તે તેના માટે ગભરાટનુ કારણ ગણાય તેની ઇચ્છાજ હતી કે તે મારી પાસે રહે, પણ કોઇયે પ્રસગ વિના મારી સાથે તે વાતચિત કરી શકી ન્હોતી આજે બોલચાલ થઇ, તે સાથે અમારા વિયોગની પૂર્ણાહુતિએ થઈ હુરદાનાને એ ગમ્યુ તે રસાત્મક સાદે બોલી,–"મને તમારે ત્યા રહેવામા કોઇ પણ પ્રકારનો વાંધો

નથી હુ સ્વય એમજ ઇચ્છતી હતી, અને તેમજ થયું છે, જે જોઈ મને તો આનદ થાય છે પરતુ તે જાસૂસોને છોડી ઘો ! નહીં તો યાદ રાખજો કે સારૂ નહીં થાય એ જાસૂસોને જો સહેજપણ ઇજા થઈ તો આપણી સલામતી ભયમા આવી પડશે

"પણ જો તેઓને હુ છોડી દઉં તો મારી ઉપર આપત્તિ આવી પડશે, તેનુ કેમ ?" હુ બોલ્યો

"કોઇએ આપત્તિ આવવાની નથી તમે ત્યા જાઓ અને તેઓને કહો કે, મને અસલ દસ્તાવેજ તો મળતા નથી, પણ તે દસ્તાવેજની એક નકલ લાવી આપી શકુ છુ, અને તે પણ એવી રીતે કે દુરદાના સબધે મૌન રહેવામા આવે, અને તેની વાત ઉપર પરદો નાખવામા આવે" દુરદાના ચચળ અને બુદ્ધિમાન હતી, તેણીએ તુરતજ મને માર્ગ સૂચવ્યો. મે તેને કહ્યુ,—"મારાથી એવી લૂણહરામી ન થઈ શકે અમારા ઉપર વિશ્વાસ મૂકનાર બાદશાહનો ભેદ હુ બીજાને તો નજ આપી શકુ"

"અરે ! એ કઇ વાત છે ? તે દસ્તાવેજમા કલ્પીત વાતો લખી નાખો, તેઓએ મૂળ દસ્તાવેજો વળી જોયાજ ક્યા છે કે જેથી તેઓ અસલ અને નકલ પારખી શકે ? ! કિલ્લામા ખજાનાઓ દાટેલા છે, તેઓ માત્ર તેના દસ્તાવેજો ચાહે છે, જેનો તેઓ ભવિષ્યે જરૂર જણાતા ઉપયોગ કરશે વળી હાલ એ જમીનો તેઓ ખોદી શકે તેમ પણ નથીજ તો !"

મે દુરદાનાની એ સલાહ સ્વિકારી તે સમય રાતના એક વાગ્યાનો હતો હું પુન તકીયા ઉપર ગયો ઓરડામાથી જાસૂસોને બહાર કાઢી બધી વિગત કહી સભળાવી, તેથી તેઓ ખૂબ પ્રસન્ન થયા અને બોલ્યા,–"જો તમે દસ્તાવેજની નકલ આપશો તો અમો દુરદાના સબધેની દરેક વાત ઉપર પરદો નાખીશુ"

મે તેઓને તત્તજ મારી કેદમાથી મૂકત કર્યા, જાસૂસો પોતાને ઘેર ગયા અને હુ દુરદાનાને ભેટવા માટે ઘેર ગયો મે તેઓને કહ્યુ હતુ કે, આવતી કાલે બપોરે દસ્તાવેજની નકલ મારી પાસેથી લઈ જજો બીજે દિને પ્રાત કાળે મે નકલ લખવી શરૂ કરી દુરદાના પોતાની બુદ્ધિકલ્પનાએ સ્થાનો કહેતી હતી, અને હુ તે લખતો હતો અમોએ નકલી દસ્તાવેજ બનાવવાનુ કાર્ય સપાટાબધ કરવા માડયુ, એટલામા મારા પિતાશ્રી એકાએક આવી પહોચ્યા, હુ તેમની અપ્રસન્નતાની બ્હીકે માતુશ્રી પાસે ચાલ્યો ગયો દુરદાનાએ નમિને મારા પિતાશ્રીને સલામ કર્યા પિતાજી ત્યાથી માતુશ્રી પાસે આવ્યા, ત્યારે હુ ત્યાથી ચાલતો થયો માતાજીએ બધી બીના કહી સભળાવી પિતાશ્રી, એ બધી વિચિત્ર બીનાઓ સાભળી દિગમુઢ થઇ ગયા અને જોરથી બોલ્યા, એ વળી નવી આપત્તિ શુ લાવવા નિકળ્યો છે? તે તો ચીલ્લો કરવા ગયો હતો ને આ મેના સાથે ક્યાથી ફસાવી લાવ્યો? જરા સબુર, હુ હમણાજ એ બનેનુ કામજ તમામ કરી નાખી તેઓને જહન્નમમા

મોકલી દઈશ આ સાભળી મારી માતુશ્રી હાથ જોડી મારા પિતાને પગે પડયા અને ખૂબ રડતા વિનતી કરવા લાગ્યા. પતાનો ક્રોધ કઇક થડો થયો પિતાશ્રી મારી પાસે આવ્યા અને ફુરદાનાએ બતાવેલો કલ્પીત દસ્તાવેજ જોઇ હસી પડયા અને બોલ્યા,–"આ ઠીક થાપ આપી રહ્યો છે"

પિતાશ્રી બહાર ગયા અને હુ પરબારો જાસૂસોને ઘેર ગયો, અને તેમને તે નકલી દસ્તાવેજ દઈ શાતિ આપી તેઓ બહુજ પ્રસન્ન થઈ બોલ્યા,–"જવાબખ્તને રાજ મળતા તે તમોને નિહાલજ કરી નાખશે" મે કહ્યુ, "તેમની મોટી મહેરબાની, હુ તે માટે આતુરજ રહીશ.

ત્યાર બાદ મારા અને ફુરદાનાના લગ્ન થયા અમો આનદ સાથે રહેવા લાગ્યા

---

## બળવો!

### પ્રકરણ ચોથુ.

ફુરદાના સાથે લગ્ન કર્યા પછી અમે થોડા વખત સુધી સુખ અને આનદમા રહ્યા તેટલામા બળવો થયો મારા પિતાશ્રી બળવા પહેલા અમ્બાલે પોતાના એક મિત્રને ત્યા રહેવા ચાલ્યા ગયા હતા ત્યારે હુ અને ફુરદાના પણ તેમની સાથે હતા •

બળવો સમાપ્ત થતા મારા પિતાશ્રીનો સ્વર્ગવાસ અમ્બાલામાજ થયો હતો, તેથી હુ ફરી દિલ્હી ખાતે આવ્યો. દિલ્હીમા જોયુ તો ખાસ બજારનો નાશ થયો હતો, માત્ર સપાટ જમીન દેખાતી હતી અલકાપૂરી સમી દિલ્હીની મહોજ્જવલતા રહી ન્હોતી, વિવશ થઈ મે અતે એક ઘર ભાડેથી લીધુ અને તેમા તૂટેલા જીગરે રહેવા લાગ્યો

હવે મારા પિતાશ્રીના જેટલા મિત્રો હતા, તેમાથી કેટલાકને દેશનીકાલની તો કેટલાકને ફાસીની સજા થવાથી છીન્નભીન્ન થઇ ગયા હતા મારા પિતાશ્રીના જેટલા મિત્રો તેમને થયેલી કઠોર સજામાથી મૂક્ત થયા ત્યારે તેઓની આર્થિક સ્થિતિ નબળી ને અતિ કફોડી થઈ પડી હતી જેથી મને તેઓથી કોઈ પણ પ્રકારની સહાયતા મળવી દુર્લભ જણાઇ હુ પોતે કોઈ હુન્નર તેમજ કાર્ય કરવા જાણતો ન્હોતો કે, જેથી સુખપૂર્ણ જીવન નિર્વાહ કરી શકુ કેટલાક દિવસો સુધી તો પિતાશ્રીના વખતનો બચેલો માલ વેચી ખર્ચો ચલાવ્યો ત્યાર પછી તગી થવા લાગી, અને છેવટે કેટલાક સમયે તો નિરાહાર રહેવાના પણ સજોગો ઉભા થયા આ વિકટ સ્થિતિમા મને બે બચ્ચાઓ પણ હતા, અને મારી સ્ત્રી દુરદાના છુટે હાથે વ્યર્થ ખર્ચાઓ કરતી હતી અતે મે દુરદાનાની સમતિથી પુન ચીલ્લો કરવાનો વિચાર કર્યો, અને તેજ જુની કોઠીમા જઇ આસન નાખ્યુ કેટલાક દિવસો પછી હિદુ સ્ત્રીઓ તાવિજ તત્રમત્ર આદિ માટે આવવા લાગી પાચ પૈસામા હુ તાવિજ આપતો એ મારો સાધારણ નિયમ હતો

થોડા દિવસો પછી હુ એક દિને બપોરના સમયે સૂતો હતો, ત્યારે મને સ્વપ્નમા મારા પિતાશ્રી અને દીનઅલીશાહ કલદર આવ્યા. તેઓ અરસપરસ વાતો કરી રહ્યા હતા કે, "જુઓ મે મારી આખી જીદગી નગીના ઘસી મજુરી કરવાની સાથે પૂરી કરી, ત્યારે મારો પુત્ર તાવિજની કમાઈ ઉપર નિર્લજતા સાથે જીવન વ્યતિત કરી રહ્યો છે

હુ સ્વપ્નમાથી જાગૃત થયો, ત્યારે આવી શરમભરી જીદગી માટે મને રડવુ આવ્યુ અને તાવિજની કમાઈ ઉપર નભવા માટે પ્રાયશ્ચિત કર્યો ત્યાથી પરભારો દુરદાના પાસે ગયો દુરદાનાને મે બધો વૃત્તાત કહી સભળાવ્યો, તે બોલી,—"એ તો સ્વપ્ન છે તમે કઇ કામ કરી શકતા નથી, ત્યારે એ સિવાય બીજુ શુ કરી શકો તેમ છો ?"

"નોકરી કરીશ" મે ઉત્તર આપ્યો અને તે મૂજબ નિશ્ચય કરી હુ નોકરી શોધવા લાગ્યો થોડા દિવસો પછી એક શાળામા મુલ્લાની રૂપીયા દસની નોકરી મળી

હજી સ્હેજે વિશ્રાતી મેળવી ન્હોતી કે, ન્હોતું સ્હેજે જોયુ સુખ, ત્યા દુરદાના સખ્ત બિમાર પડી તેની ઘણીએ સારવાર કરી, પણ તે સાજી ન થઈ તેના પરલોકવાસથી મારા માથે બચ્ચાઓની રખેવાળીનો ભાર આવી પડયો નોકરી ઉપર જતો ત્યારે બચ્ચાઓને પણ સાથે લઇ જતો, અને જમવા માટે એક ભઠીયારખાનામા વ્યવસ્થા કરી હતી એવી કફોડી દશામા એક વરસ તો કાઢયુ

# રસોયણુ અથવા ભઠીયારી.

## પ્રકરણ પાચમુ.

શાળામા મારી નોકરી હતી, અને હુ મ્હેનતુ હતો, તેથી મને ક્રમે ક્રમે પગાર વધારે મળવા લાગ્યો, હાલ મને રૂપીયા વીસનો પગાર મળે છે, અને બે વિદ્યાર્થીઓ સધ્યાકાળે મારી પાસે ભણુવા આવે છે, તેથી મને ત્રીસ રૂપીયાની આવક થાય છે ત્રીસ રૂપીયા મારે માટે બહુજ ગણાય તેથી મે એક દિવસે વિચાર કર્યો કે મારે એક રાધનારી સ્ત્રી નોકરીએ રાખવી તે વિના આ આપદા ટળે એમ નથી

હુ એની શોધમાજ હતો કે થોડા દિવસોમા એક ગરિબ સ્ત્રી બુરખો (પરદો) પહેરી મારી પાસે ભિક્ષા માગવા આવી હુ એક બુરખેદાર સ્ત્રીને ભિક્ષા માગતી જોઇ સાખી ન શકયો, મને તે સ્ત્રીની ગરિબાઈ ઉપર દયા આવી અને ભીક્ષા માગતી ફરે તે માટે ક્રોધ ઉપજયો મે તેને કહ્યુ–"શા માટે ભિક્ષા માગી ભવ બગાડે છે ? કોઈ સારી જગ્યાએ નોકરી મેળવી લે, ભિક્ષા માગવી એ પાપ છે"

તે સ્ત્રી રડમસ થઇ બોલી,–"મીયા ! કયા નોકરીએ રહુ ? તમેજ નોકરીએ રાખી લ્યો હુ નોકરી કરવાની



બહાદુરશાહ ઝફર દિલ્હીની દરગાહમાં

( ચિત્ર પરિચયમાં નં ૯ જુઓ )

આશાએ જાઉં છુ ત્યા લોકો મારી પાસે જામીનગીરી માગે છે હુ જામીનગીરી કયાથી આપુ ?" મે તે સ્ત્રીને પુછયુ, "તમે કોણ છો ? તમારો કોઇ સબધી છે કે ?"

તે વિવશ બની ડુસકે ડુસકે રડી પડી અને બોલી,–"ઇશ્વર અતિરિકત, બીજો કોઈ મારો સબધી નથી અધિક પુછશો મા મારામા એ દુખો વર્ણન કરવાની શકિત નથી"

"જો એમજ હોય તો મારે ત્યા નોકરી રહેવા ખુશી છે ?" મે કહ્યુ

તે સ્ત્રીએ મારી માગણીનો સ્વિકાર તરતજ કર્યો અને રોટલા ઘડવા આવવા લાગી પરતુ તે હમેશ પરદો રાખતી અને પરદા માટે તેણીને બહુ કાળજી હતી તે મારી પાસે કદીએ આવતી નહીં, પરતુ સયોગવશ એક દિને મારી દ્રષ્ટિ તેના ઉપર પડી મે જોયુ તો તે એક યુવતી અને સુદરી હતી તેથી મે એક દિવસે પ્રસગ જોઇ કહ્યુ,–"તમારા પરદાથી મારો જીવ મુઝાય છે, માટે એ મુશ્કેલી ટાળવા તમે મારાથી લગ્ન કરી લ્યો, જેથી આ પરદો ઉઠી જાય"

કેટલીક આનાકાની પછી તેણીએ મારી માગણીનો સ્વિકાર કર્યો, અને મે તેની સાથે લગ્ન કર્યા લગ્ન પછી

મે તેને બરોબર જોઈ તો જણાયુ, ભાન થયુ કે મે આ સ્રીને કયાયે જોઈ હતી, પરતુ પ્રથમ મે એને કયા જોઈ હતી તેની મને યાદ આવી નહીં મે તેને ખુલાસો કરવા અનેક વેળા વિનવ્યુ, પણ તે કઇ ખુલાસો કરવા તત્પર થઈ નહીં અતે એક દિને તે સ્વય બોલી, "તમને યાદ હશે કે હુ મારી માતુશ્રી સાથે આવારનવાર તમારે ત્યા આવતી હતી"

મે કહ્યુ,–"તમારી ઓળખ આપો"

"હુ દિલ્હીના સમ્રાટ બહાદુરશાહ બાદશાહની નવાસી છુ મારૂ નામ ગૌહર બેગમ છે"

ગૌહર બેગમ નામ સાભળી હુ આશ્ચર્ય પામ્યો, મારા રૂવેરૂવા ઉભા થઈ ગયા, મારી લાગણીઓ કોઈ અજાણ્યા પ્રદેશમા ભમતી હોય તેમ લાગ્યુ મને રડવુ આવી ગયુ હુ તુટેલા હૃદયે ચોધાર અશ્રુએ રડી પડયો ઇશ્વરનો મહિમા ન્યારો છે જયારે આ રાજકુમારીની સવારી જાહોજલાલી અને પૂરા રોબદાબ સાથે દિલ્હીના મોટા મોટા ઉમરાવોના મહેલોમા જતી ત્યારે એક નવિન પ્રકાશનો ઉદય થએલો જણાતો ગૌહર બેગમની અમારે ત્યા થતી પધરામણી વેળાએ આગળ પાછળ નોકરો રહેતા તે રાજકુમારી આજે ભિક્ષા માગતી મારે ત્યા રસોયણ તરીકે નોકર રહી અને મારા જેવા એક દીન માણુસ સાથે લગ્ન કર્યાં, એ શુ ઓછા આશ્ચર્યની વાત ?

બહાદુરશાહની રાજકુંવરી, આજે મારા જેવા ગરીબ માણસની પત્નિ!!! ગૌહર બેગમને મે પુછયુ,–"બળવા સમયે તમારૂ શુ થયુ અને તમે શુ જોયુ તથા અનુભવ્યુ તે મને કહો"

ગૌહર બેગમ બોલી,–"બળવા સમયે મારી વય તેર વરસની હતી બળવા સમયે જ્યારે જહાપનાહ બહાદુરશાહ દિલ્હીથી ન્હાસી ગયા, ત્યારે મારી દાઈ મને અગ્રેજ જનરલ પાસે લઈ ગઈ, અને બધી વિગત કહી સભળાવી તે અગ્રેજ જનરલે મને બહુજ પ્રેમ સાથે પોતાની પાસે રાખી અને બીજા દિને એક પજાબી ઓફીસરના હાથમા મને સોપી તે પજાબી ઓફીસર મને લઈ લખનવ ખાતે ગયો, તે દિવસોમા લખનવ ખાતે લડાઇ થઇ રહી હતી તે લડાઈમા ઓફીસર માર્યો ગયો, ત્યારે હુ લખનવથી ન્હાસીને ઉન્નાવ ખાતે ગઇ ઉન્નાવમા એક હિદુએ મને પોતાને ઘેર આશરો આપ્યો પરતુ તેની વૃત્તી સારી ન્હોતી તેની અનિષ્ટ ઇચ્છા જોઇ હુ ત્યાથી પણ ન્હાસી છૂટી માર્ગમા મને એક ગામડયો જમીનદાર મળ્યો તે મને પોતાને ઘેર લઈ ગયો અને થોડા દિવસો પછી તેણે પોતાના એક પુત્ર સાથે મારા લગ્ન કરાવી આપ્યા, પરતુ મને એ ગામડયા ગમારો સાથે રહેવુ ઠીક લાગ્યુ નહીં તેમની રીતભાત મને રૂચી નહીં ઇશ્વરની લિલા ન્યારી છે ગામડયા જમીનદારોના ખેતરોમા લડાઇ થઇ તેમા મારા

પતિ અને શ્વસૂર માર્યા ગયા ત્યારે હુ ત્યાથી નિકળી કાનપુર ગઈ અત્રે એક વેપારીને ત્યા આયા (મામા) તરીકે નોકરીએ રહી, પરતુ મારા ભાગ્યે એ વેપારીની ચાલચલણુ સારી ન્હોતી તે મને જો કે કઈ કહેતો નહીં, પરતુ રાત દિવસ તેને ત્યા ખરાબ ચાલચલણુની સ્ત્રીઓ હમેશ આવજાવ કરતી, તેથી મને તેનાથી ઘૃણા ઉપજી મે અતે વિચાર કર્યો કે હવે દિલ્હી જાઉ તો સારૂ અતે એક દિને સ્ટેશન ઉપર ગઇ અને માસ્તરને આજીજી કરી કે મને દિલ્હી પહોચાડી દયો, તે માસ્તરે મને માલ ગાડીમા ગાર્ડને સ્વાધીન કરી દીલ્હી ખાતે મોકલાવી આપી

દિલ્હીમા આવી, બહુજ હેરાન થઈ, કોને ત્યા જવુ? કયા રહેવુ? એ બધા વિચારોએ મને બહુજ ગુચવાડામા નાખી કાનપુરથી ન્હાસતી વેળાએ એવા વિચારો કર્યાજ ન્હોતા, અતે બહુજ વિચાર કર્યા પછી કુચે ચેલાનમા જ્યા મારો એક ભૂતપૂર્વ 'કહાર' રહેતો હતો તેને ત્યા ગઈ તેનુ નામ અન્નુ હતુ પણુ તે મરણુ પામ્યો હતો, મે તેની સ્ત્રીને બધુ વૃત્તાત કહી સભળાવ્યુ, તણીએ દયા આણી મને પોતાની પાસે રાખી તેના પુત્રો માછલીઓ પકડવાનુ કાર્ય કરતા હતા, 'ડોલી' નુ કામકાજ છોડી દીધુ હતુ હુ તેમના ઘરમા રાધવાનુ કામ કરવા લાગી

એક દિને કહારના પુત્રે મને સબોધી કહ્યુ,–"આ અમીર લોકો તો બહુજ સુખ અને આનદમા છે, અમો

તડકામા માછલીઓ પકડીએ અને એઓ આનદ સાથે ઘેર બેઠા ખાય છે"

મે કહ્યુ,–"અમીરો મફત માછલી લેતા નથી, પણ તેની કિમત આપે છે પૈસા મેળવવામા તેઓને તમારા કરતા વિશેષ શ્રમ લેવો પડે છે"

એટલુ સાભળી તે ગમાર પુત્ર બહુજ ક્રોધિત થયો અને બોલ્યો,–"ચાલ જા તુ અમારા વચ્ચે બોલનારી કોણ?" એટલુ કહેતા તેણે મારા માથા ઉપર બાણુનો એક સબળ ફટકો માર્યો મારૂ માથુ ફાટી ગયુ અને હુ બેશુદ્ધ થઇ પડી

જ્યારે શુદ્ધી આવી ત્યારે મે જોયુ કે હુ રેતી ઉપર પડેલી હતી, મારી આસપાસ કોઇએ ન્હોતુ હાલવા ચાલવાની શરિરમા શક્તિ ન્હોતી હિદુ સ્ત્રીઓ જમના નદીએ સ્નાન કરવા જઈ રહી હતી મે તેમને હાથ જોડી વિનતી કરી કે મને દવાખાને મોકલાવી આપો મને માર પડયો છે તેઓને દયા આવી અને મને દવાખાને મોકલી આપવાની વ્યવસ્થા કરી હુ તદુરસ્ત થઈ સદર બજારમા પ્હોચી, ત્યા એક પજાબીને ત્યા રોટલા પકાવવા નોકરીએ રહી

પણ મારા દુર્ભાગ્યે તે પજાબી પણ બહુજ ખરાબ ચાલનો માણસ હતો, તેની ખરાબ દ્રષ્ટિ જોઈ ત્યાથી ન્હાસી ગઇ અને ભિક્ષા માગવા લાગી ભિક્ષા માગવાનુ કારણ એ કે મને કોઈ નોકરીએ હવે રાખતુ નહીં અને જામીનગીરી

સિવાય કોઈ પણ નોકરીએ રાખવાની ના પાડે છે એવી દશામા નિરાધાર અને નિરાહાર રહેવા લાગી ત્યારે ફરજ્યાત ભિક્ષા માગવી પડી

એક દિને હુ ભિક્ષા માગી રહી હતી, કે એટલામા એક બાળકે આવી મને રોટલી આપી, તે બાળકને જોઈ મને તેના પ્રત્યે પ્રેમ ઉદ્દભવ્યો મે તેને પુછ્યુ તુ કોણ છે? તે બોલ્યો, મારી મા રોટલા ઘડે છે મે પુછ્યુ તેનુ નામ? તે બોલ્યો 'રૂકૈયા' રૂકૈયા નામ સાભળી મને સદેહ થયો કે તે કદાચ મારી ફુઈ થતી ન હોય! હુ તેના ઘરમા ગઇ જોયુ તો વાસ્તવમા તે મારી ફુઇજ હતી. ફુઇએ મને ઓળખી, અમો એક બીજાને ભેટી ખૂબ રડયા, અને તેમણે મને પોતાને ત્યા રહેવાની સગવડ કરી આપી

થોડા દિવસો હુ તેમની સાથે રહી, પરતુ એક દિને તેમને ત્યા કોઇ ચીજની ચોરી થઈ ઘર ધણીએ પોલીસને બોલાવી કહ્યુ–આ સ્રી અમારે ત્યા કેટલાક દિવસોથી આવી છે એણેજ ચોરી કરી હોય એમ મને લાગે છે

પોલીસવાળા મને કોટવાળી ઉપર લઈ ગયા અને ધમકાવવા લાગ્યા એકે મારા વાળ પકડયા, તે સમયે મે આકાશ તરફ માથુ ઉંચુ કરી જોયુ કે હુ એક રાજકુમારી છુ, દિલ્હીના અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ બાદશાહની નવાસી છુ, હુ ચોર નથી, મને શા માટે પજવે છે? ભગવાન! સસારમા મારો કોઈ સહાયક નથી, હુ કેવી રીતે

સિદ્ધ કરી શકુ કે હુ નિરપરાધી છુ એ વિચારી રહી હતી કે એક સિપાહીએ મને જોડા મારવાનું આરભ્યુ આ અપમાન અસહ્ય થઇ પડ્યુ, હુ અચેત થઈ જમીન ઉપર જોરથી પડી અતે થાણેદારે મારી દયા ખાઇને મને છોડી મેલી અને હુ પુન ભિક્ષા માગતી માગતી તમારી પાસે આવી

---

## પીર સાહેબનો પુત્ર.

### પ્રકરણ છઠ્ઠુ.

આ કરૂણ વૃત્તાત સાભળી હું બહુજ આશ્ચર્ય પામ્યો અને દુખી થયો "સસારમા એવા પરિવર્તનો થયા કરે છે, ખરેખર, જેમ સારા સમયનો કઈ ભરોસો નથી તેમ ખરાબ સમયનોએ ભરોસો નથી હમેશ એકસરખુ કોઇને રહેતુ નથી મનુષ્યને હર્ષ સમયે મગરૂર થવુ ન ઘટે તેમજ આપત્તિ સમયે ગભરાવુ ન જોઇએ

કેટલાક દિવસો સુધી અમો આનદ સાથે રહ્યા, પરતુ ત્યાર પછી મારી નોકરી છુટી ગઇ માત્ર સહેજ અપરાધને લીધે મને રજા મળી જે વિદ્યાર્થીઓ મારી પાસે શિક્ષણ લેવ આવતા હતા તેમણે મારે ત્યા આવવાનું મૂકી દીધુ.

હવે પુન આજીવિકા મેળવવા અર્થે મુશ્કેલી આવી ઉભી અનેક જગ્યાએ નોકરી શોધવા ગયો પણ નોકરી મળી નહીં. આવી દશામા હુ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અઉલીયાની દરગાહે દર્શન માટે ગયો પાછા વળતા સમયે માર્ગમા મે જોયુ કે એક ઘસીયારો ઘોડા ઉપર ઘાસ રાખી જઇ રહ્યો હતો હુ માર્ગમા તેની સાથે વર્તાલાપ કરતો ચાલ્યો

"ભાઈ, આ ઘાસ કેટલામા વેચાઇ જશે?" મે પુછ્યુ

"ત્રણ સાડાત્રણ રૂપીયામા" તેણે ઉત્તર આપ્યો

"અહો! આમા તો બહુજ લાભ છે!" મે આશ્ચર્ય સાથે કહ્યુ

ઘસીયારાએ કહ્યુ,–"પરિશ્રમ પણ થાય છેને? પ્રાત કાળે ચાર વાગે ગયો હતો ત્યારે એટલી ભેગી કરી શકયો"

"ઘાસ જગલમાથી મફ્ત લાવો છો કે કઇ આપવુ પડે છે?" મે પુછ્યુ

"ચાલીસ રૂપીયાના કત્રાકટે એક જગલ મે લીધુ છે ત્યાથીજ ઘાસ લાવુ છુ એક જગલ છ માસ માટે પુરતુ થાય છે દરરોજ એક બાજુથી ઘાસ ખોદી લઉં છુ, ત્યારે આઠ દસ દિવસમા તે જગ્યાએ નવુ ઘાસ ઉત્પન્ન થાય છે આઠ આના રોજ ઘોડાનો ખર્ચો છે, ત્રણ રૂપીયાનું ઘર છે, હુ અને મારી સ્ત્રી, અમો બેજ છીયે જો બચ્ચાઓ હોત તો આટલો પરિશ્રમ કરવો ન પડત બપોર અગાઉ એક ઘોડાના બોજા જેટલુ ઘાસ સહેલાઈથી કાઢી શકાત"

હુ ઘેર આવ્યો અને મે મારી સ્ત્રીને બધો વૃત્તાત કહી સભળાવ્યો તે બોલી કે, ઘાસ ખોદવામા માનહાની જેવુ કશુએ નથી ઘણા મોટા મોટા માણસોએ ઘાસ કાપવાનું કામ કર્યું છે મે તેની સલાહ માન્ય રાખી સ્ત્રીના આભુષણો વેચી મે એક ટટ્ટુ વેચાતો લીધો અને એક જગલ કત્રાકટે લીધુ થોડા દિવસો સુધી કેટલીક મુશ્કેલી નડી, પણ હાલ અમો બપોર સુધી ત્રણ રૂપીયાનુ ઘાસ ખોદી વેચી આવીએ છીએ બપોર પછીના સમયે હુ નિયમીત મસ્જીદમા જાઉ છુ ત્યા ઇશ્વરની યાદ અને ભક્તિ કરૂ છુ મારી પાસે જે માણસો તાવિજ લેવા આવે છે તેમને હુ મફત આપુ છુ જે લોકો એ જાણે છે કે હુ ઘાસ ખોદવાનુ કામ કરૂ છુ, તેઓ મને ઉંચા પ્રકારનો સાધુ ગણી માન આપે છે આજે મારી કમાઇ અભાગ્યા બી એ. થએલાઓ કરતા વધારે સારી છે અમો સુખ અને આનદમા છીએ



<u>કથા અગ્યારમી</u>

## બહાદુરશાહની પૌત્રીની જુબાની.



. દિલ્હીના અતિમ મુગલ સમ્રાટની પૌત્રીએ પોતાની જુબાની નિચે મુજબ નોધાવી છે—

"બળવા સમયે મારી વય માત્ર સાત વરસની હતી મારી માતુશ્રી મને ત્રણ વરસની ન્હાની વયે તજી મરણ પામી હતી કુમારાવસ્થામા પિતા સાથે રહેતી હતી ચૌદ વરસની વયનો મારો એક ભાઈ હતો, જેનુ નામ જમશેદબખ્ત હતુ તે કદાવર અને બળવાન ઉંચા બાધાનો હોવાથી વીસ વરસનો લાગતો હતો મારા પિતાશ્રી અધ થયા હતા તેથી તેઓ સદૈવ મહેલમા બેસી રહેતા, અમારે ત્યા ચાર નોકરો અને એક મત્રી અને ત્રણ દાસીઓ તેમજ એક મુગલાની, એમ કુલ્લે નવ માણુસો ચાકરીએ હતા અમારા નિર્વાહ માટે માસિક લવાજમ શાહી ખજાનામાથી મળતુ હતુ જહાંપનાહ બહાદુરશાહ બાદશાહ મારા દાદા થાય છે, અમારે ત્યા એક બકરી પાળેલી હતી, મે એક દિવસે રમત રમતા ગમ્મતને ખાતર તેના બચ્ચાને પજવવાનુ આરભ્યુ તેથી બકરીનો મીજાજ ગયો, બકરીએ ગુસ્સામા

મને એક ટક્કર મારી, તેથી હુ ઉશ્કેરાઈ ગયો, ને મારા ક્રાધનો પાર ન રહ્યો બદલામા વૈર લેવા મે લોખડનો સળીયો અગ્નિમા તપાવી તે બકરીના બચ્ચાની આખમા ખોસ્યો. તે બકરીનુ બચ્ચુ તરફડીયા ખાતુ મરણ પામ્યુ, એ દુરકાર્ય કર્યાથી મને પ્રશ્ચાતાપ અને દુ ખ થયુ

થોડા દિવસો પછી બળવો થયો બાદશાહ જ્યારે કિલ્લો છોડી જવા તૈયાર થયા, ત્યારે અમોએ પણ સલામતી માટે શહેર છોડી જવાની તૈયારી કરી બહાર નિકળ્યા અમો એક પાલખીમા બેઠા, અને ભાઇ જમશેદ એક ઘોડા ઉપર બેસી અમારી સાથે ચાલ્યો દિલ્હી દરવાજાથી અમો જેવા બહાર નિકળ્યા કે અમારી પાલખી લશ્કરના સિપાહોએ પકડી મારા ભાઇને કેદ કરવા તેઓ તૈયાર થયા મારા ભાઇએ તરત કમરમાથી તલવાર કાઢી અને તેઓ સામે થઈ લડવા લાગ્યો જેથી એક સિપાહી સખ્ત રીતે ઘવાયો. તેથી બીજા સિપાહો ખૂબ ઉશ્કેરાયા અને તેમણે એક સાથે મારા ભાઈ ઉપર હલ્લો કર્યો મારા ભાઈને એક ઘા લાગ્યો જેના પરિણામે તે ઘોડા ઉપરથી જમીન ઉપર પડી ગયો જમીન ઉપર પડતા તેની આખ ઉપર એક અણીદાર પત્થર લાગ્યો જેની અસહ્ય વેદનાથી ત્રાસી મારા ભાઇએ ત્યાજ પ્રાણ છોડયા, મારા પિતાશ્રીએ જ્યારે ભાઈ જમશેદ-બખ્તની કારમી વેદના સાથેની ચીસ સાભળી ત્યારે તેમનાથી રહેવાયુ નહીં, તેઓ તરતજ પાલખીમાથી નિચે

ઉતરી પડયા અંધ હોવાથી તેમને કશુંયે દેખાતુ ન્હોતુ તેમણે પોતાના હાથના આધારે ભાઇની લાશ શોધી અને ત્યા પડેલા એક પત્થર ઉપર શોકાવસ્થામા નિરાશ થઇને જોરથી માથુ આફાળ્યુ, જેથી તેમનું માથુ ફાટી ગયુ, અને થોડીવારમા તેમણે પણ ભાઈ જમશેદની લાશ ઉપર પોતાના પ્રાણ તજ્યા

ત્યાર પછી લશ્કરી સિપાહોએ અમારો બધો સામાન જપ્ત કર્યો અને મને પણ કેદ કરી જ્યારે તે લશ્કરીઓ મને લઇ જવા લાગ્યા ત્યારે હુ પિતા અને ભાઇની લાશ ઉપર ઢળી પડી, અને ખૂબ રડવા લાગી, પણ લશ્કરીઓ-એ મને ત્યા વધુવાર ગ્હેવા દેવાની ના પાડી અને મને ખેચતા તેઓ લઈ ચાલ્યા હુ બે પગલા આગળ વધી ત્યારે મને ભાન થયુ કે ભાઈ અને પિતાની લાશ કફન અને દફનની ક્રિયા વિના આકાશ નિચે એમજ ખુલ્લી પડી છે તેની રક્ષા કોણ કરશે ? પણ શુ કરૂ ? લશ્કરીઓના બળ સામે હુ સ્ત્રી શુ કરી શકુ ? પરવશ થઈ અને હુ તેઓ સાથે ગઈ

એક દેશી સિપાહીએ ઓફીસરને અરજી કરીને મારી માગણી કરી ઓફીસરે તેની માગણી સ્વિકારી અને તે સિપાહી પોતાને ઘેર લઈ ગયો આ સિપાહી પતિઆલાના રાજ્યમા રહેતો હતો તેને એક સ્ત્રી હતી પણ તે સ્ત્રીનો સ્વભાવ બહુજ ખરાબ હતો, તે કર્કશા હતી મારાથી

વાસણો માજર્વાનુ, મસાલો પિસવાનુ, દળવાનુ, ઝાડુ કાઢવાનુ કાર્ય કરાવતી, એટલાથી ન ધરાતા રાત્રે મને પોતાના પગો દબાવવાની ફરજ પાડતી

આરભમા એક દિવસે અને રાતના પરિશ્રમને લીધે હુ થાકી ગઈ હતી, તેથી પગ દબાવતા મને સ્હેજ ઉઘ આવવા લાગી, ત્યારે તે પિશાચણીએ લોખડી ચિપ્યો ગરમ કરી મારી આખો ઉપર દાબ્યો, જેથી પોપચા બળી ગયા અને ભવામાથી ચરબી પિગળી–પિગળીને બહાર આવવા લાગી આવા અસહ્ય દુખમા મારા પિતાને હુ યાદ કરી તેમને પોકારવા લાગી, મને એની સમજ ન્હોતી કે કોઈ મરી જાય છે, તો પાછો આવી શકતો નથી જ્યારે પિતાએ કઈ ઉત્તર ન આપ્યો ત્યારે હુ તે વિકાળ સ્ત્રીના ભયે ચુપ થઇ ગઈ રડવા અને પોકારવાનુ તેની ધાસ્તીને લીધે માડી વાળ્યુ, તોએ તે પિશાચણીને મારા ઉપર દયા ન આવી તે બોલી, ચાલ પગ દબાવ મને થએલી ઈજાને લીધે મને નિદ્રા ન્હોતી આવતી, તેમજ દાઝી જવાથી થતી બળત્રાને લીધે અને દુખને કારણે મારાથી તના પગો દબાવી શકાતા ન્હોતા, તોએ મે એ દુખભરી દશામા તેના પગો દબાવ્યા

પ્રાતકાળે મસાલો પિસતા મારી દાઝેલી આખો ઉપર મરચાનો હાથ ભૂલથી લાગી ગયો ઓહ! આ સમયે મને બીલકુલ શુધ્ધે ન રહી, અને પાણીમાથી કાઢેલ માછલી સમાન

હુ જમીન ઉપર તડફડવા લાગી પરતુ તે વિક્રાળ અને ક્રોધાધ સ્રીને કઇયે વિચાર ન આવ્યો, તે પડતા પર પાટ મારી કહેવા લાગી,–"ચાલ લુચ્ચી, કામ નહીં કરવા અર્થેનો આ ઢોગ છોડી દે" એટલુ કહેતા તેણીએ પિસેલા લિલા મરચા મારી આખમા ચોપડયા બળેલી આખ ઉપર ઔષધ બદલ લિલા મરચાની મલમપટી લાગી, તે સમયની વેદનાઓ ખમતા હુ અચેત થઇ ગઇ, જો મને કોઈ સાધન હાથ લાગતે તો હુ તરતજ એવા જીવવા કરતા આપઘાત કરી મરણ પામવાનુ વધુ પસદ કરતે પરતુ ભાવિમા લખાએલા દુ ખ સહન કર્યા વિના છુટકો ન્હોતો જ્યારે મારી આખ ખુલી તો મે જોયુ કે બિચારો સિપાહી મારૂ માથુ પોતાના ખોળામા રાખી આખ ઉપરના જખમને ધોઈ રહ્યો હતો

'કર તેવુ ભર' એ નિયમાનુસાર સિપાહીની તે પત્નિ માત્ર થોડાજ દિવસોમા મરણ પામી સિપાહીએ નવા લગ્ન કર્યા નવી પત્નિએ મારા ઉપર બહુજ દયા દર્શાવી તે મને પ્રેમથી બોલાવતી, કોઇ પણ પ્રકારે તે મને દુ ખ દેતી નહીં, તેથી હુ તેની પાસે સુખમા રહી શકી તેનાજ ઘરમા હુ યુવાન થઈ, અને તેણેજ મારા લગ્ન એક ગરીબ માણસ સાથે કરાવી આપ્યા મારો પતિ બે વર્ષ સુધી જીવિત રહ્યો તે પછી તે મરણ પામ્યો વિધવા થઈ હુ દિલ્હીમા આવી, કારણ કે તે સિપાહી પણ મરણ પામ્યો હતો, અને તેની વિધવાએ બીજા લગ્ન કર્યા હતા

દિલ્હીમા આવી મે પણ બીજા લગ્ન કર્યા તે લગ્નથી મને આજે એક પુત્રી છે

મારા પતિને અંગ્રેજ સરકાર તરફથી રૂપીયા પાચ પેન્શનમા મળતા, પરતુ તે પેન્શનના રૂપીઆ કરજમા ચાલ્યા જતા, અને હવે અમો બહુજ તગીમા જીવન વિતાડીએ છીએ



## કથા બારમી

# શાહઝાદી ગુલબાનુ.



પુષ્પની કોમળતા ને દેહની સુકુમારતા બને ગુલબાનુમા હતી, ઇશ્વર તેને સલામત રાખે, પદરમા વર્ષમા આજે તેણે પગ મૂકયો છે પદરમા વરસે યોવને પોતાની મસ્તી દેખાડવી શરૂ કરી એક તો શાહઝાદી એટલે સ્વાભાવિકપણે કોમળ, વળી સ્ત્રી એટલે તેની હઠ માટે પુછવુજ શુ ? પદરમા વર્ષમા પ્રવેશ એટલે પુષ્પ સમી સુગધ ને મુલાયમતા ભર્યું સૌદર્ય ગુલબાનુમા શાને ન હોય ?

બહાદુરશાહના ભૂતપૂર્વ યુવરાજ દારાબખ્તની એ લાડકવાઈ પુત્રી ગુલબાનુ હતી પિતાએ અતિશય સભાળ પૂર્વક હસ્તા રમાડતા તેનુ પોષણ કર્યું છે, જે દિવસે યુવરાજ દારાબખ્ત પરલોકવાસ પામ્યા, તે દિવસથી ગુલબાનુ પ્રત્યે બધાનો પ્રેમ વધ્યો તેની સભાળ લેવામા અને તેની પ્રત્યેક આજ્ઞાઓનુ પાલન કરવામા કાઇએ મણા રાખવામા ન્હોતી આવતી તેની માતા કહેતી કે,–બિચારીના નાનકડા દિલને ઘણુજ દુખ પહોચ્યુ છે એને એવી રીતે રાખો કે જેથી તે પિતાના વિયોગની દુખ વેદના અને પિતા માયાને વિસરી જાય ”

ગુલબાનુના દાદા અર્થાત બહાદુરશાહ બાદશાહ પણ ગુલબાનુના જતન માટે કોઈ પણ વાતની ઉણપ આવવા દેતા નહીં, એટલુજ નહીં પણ ગુલબાનુ હમેશ રાજી અને આનંદિત રહે તે માટે બનતા દરેક પ્રયાસો કરતા ને તેને રીઝવતા

નવાબ ઝીનતમહેલ બહાદુરશાહની વ્હાલી ધર્મ પત્નિ છે જવાબખ્ત એમનાજ ગર્ભે જન્મેલો રાજકુમાર છે જો કે મિરઝા દારાબખ્તના અવસાનને કારણે યુવરાજનુ પદ મિરઝા ફખરૂને મળવા પામ્યુ છે, તોએ જવાબખ્ત સામે યુવરાજ ફખરૂને કોઈ ગણકારતુ નથી વળી ઝીનતમહેલ અંદર ને અંદર અંગ્રેજ સાથે પ્રપંચો ચલાવી જવાબખ્તને રાજગાદીએ બેસાડવા માટે પ્રયત્ન કરી રહી છે જવાબ-ખ્તના લગ્ન એવા ધુમધડાકા સાથે થયા જેનુ ઉદાહરણ મુગલ બાદશાહોના અંતિમ ઇતિહાસમાથી મળવુ મુશ્કેલી ભર્યું છે દિલ્હીના મહાન કવિઓ ગાલિબ અને ઝઔક સહેર લખતા

જવાબખ્તની એ જાહોજલાલી હતી, અને આખા મહેલમા તેને સારૂ માન હતુ એની સામે કોઈનુયે ચાલતુ નહીં તોયે ગુલબાનુની વાત સૌથી ન્યારીજ હતી બહાદુરશાહ બાદશાહને ગુલબાનું સાથે જે સબંધ હતો અને જેવી અંતરની હેત ભરી માયા તેઓ આ અનાથ રાજકુમારી સાથે દાખવતા, તે જવાબખ્ત અને ઝીનતમહેલને ભાગ્યે ન્હોતી

સારાશ એ કે ગુલબાનુ ઐશ્વર્ય તથા લાડપ્રેમમા જીવન વ્યતિત કરતી હતી જો કે મિરઝા દારાબખ્તને બીજાએ સતાનો હતા, પણ બાદશાહ સલામતને તો માત્ર ગુલબાનુ અને તેની માતા ઉપર અધિક પ્રેમ હતો જ્યારે મિરઝા સાહેબ સ્વર્ગવાસ પામ્યા ત્યારે ગુલબાનુની વય માત્ર બાર વર્ષની હતી મિરઝા સાહેબને નસિરૂદ્દીન ચિરાગની દરગાહ જે દિલ્હીથી છ માઇલ છેટે જૂની દિલ્હીના ખડીએરોમા છે, ત્યા ભૂમિદાહ કરવામા આવ્યા છે ગુલબાનુ મહિનાઓ સુધી પિતાની કબ્રના દર્શનાર્થે માતા સાથે જતી ગુલબાનુ જ્યારે પિતાની કબ્ર ઉપર જતી ત્યારે વિયોગ ને માયાહિણી ગુલબાનુ તેને વળગીને કહેતી —

"પિતા! મને પણ તમારી પાસે સૂવા જગા આપો તમારા વિના મારૂ મન મુઝાય છે"

ગુલબાનુએ જ્યારે પદરમા વરસમા પ્રવેશ કર્યો, ત્યારે યોવને બાળવયની હઠ તથા ચચળતાને વિદાય આપી બાળહઠ જતા હૃદય લૂટવાની ખૂબી ગુલબાનુમા સ્વભાવિકપણે વધી સુવર્ણિય પલગ ઉપર સાજ થતાજ પોઢી જનારી ગુલબાનુ વિશે મહેલમા કહેવાતુ કે, "દીવા થયા અને નિદ્રા આવી" ગુલબાનુની માતુશ્રી કહેતા,—"બેટા! આટલી નિદ્રા?" ત્યારે ગુલબાનુ પલગ ઉપરના આછા રેશમી ગદેલા ઉપર આળસ મરડી માથાના કાળા ભમર જેવા વાળોને સરખા કરતા કહેતી,— "મા, તમે તો આમ ને આમ મને પજવો છો" ત્યારે

માતુશ્રી કહેતા કે,—"બેટા! હુ તને પજવવા કહેતી નથી, તેમ મને તારી અદેખાઈ પણ થતી નથી ઇશ્વર કરેને તુ સુખે નિદ્રા લે પણ મારૂ કહેવુ છે કે અધિક નિદ્રા લેવાથી મનુષ્ય રોગી થઈ જાય છે તુ સાજના સૂએ છે તો સવારના સ્હેજ વેળાસર ઉઠવુ જોઇએ, પણ તારી તો એવી સ્થિતિ છે કે સવારના પ્હોર પ્હોર દિવસ ચઢી જાય છે, આખા ઘરમા તડકો છવાઈ રહે છે, અને દાસીઓ બ્હીકને લીધે વાત પણ કરી શકતી નથી, કે જેથી તારી નિદ્રા ઉડી જશે એવી નિદ્રા હોય કે? સવારના વેળાસર ઉઠવુ જોઇએ ઈશ્વર ચિરંજીવ કરે, તુ જુવાન થઈ છે, પારકે ઘર જવાનુ છે, જો એવી સ્થિતિ ચાલુ રહેશે તો ત્યા કેવી રીતે ચાલશે?"

ગુલબાનુ, માતાની આ વાત સાંભળી ચિરડાઇને ગુસ્સે થઇ બોલી,—"તમે એવી વાતો કરવા વિના બીજુ કશુયે જાણુતાજ નથી! એમ ચોખ્ખેચોખ્ખુ કહી દો કે હુ તમને હવે આપદારૂપ અથવા ભારે પડી ગઇ છુ હુ દાદાજી (બહાદુરશાહ) પાસે જઇને રહીશ"

## પ્રેમ મંદિરે.

તેજ દિવસોનુ વર્ણન છે રાજકુમાર ખીઝર સુલતાનનો પુત્ર મિરઝા દાવર શિકોહ ગુલબાનુ પાસે આવજાવ કરવા લાગ્યો કિલ્લામા અરસપરસ પરદાનો રિવાજ ન્હોતો અર્થાત રાજવંશીઓમા અરસપરસ પરદો રાખવામા આવતો

ન્હોતો એ કારણે મિરઝા દાવર શિકોહના આવજાવમા નડતર થતી નહીં

પ્રથમ તો ગુલબાનુ તેની બ્હેન અને તે તેનો ભાઈ થતો પણ પાછળથી પ્રેમે એક-બીજો સબધ ઉત્પન્ન કર્યો નિયમ છે કે એક પુરૂષ જેને પોતાની સબધીની સ્ત્રીઓ સાથે ઓળખ હોય અથવા મિત્રાચારી હોય, ત્યા સુધી પુરૂષથી વયમા વડિલ સ્ત્રી માતા સમાન અને સરખી તથા ન્હાની વયની સ્ત્રી બ્હેન સમાન ગણાય છે, પણ જ્યારે અરસપરસ પ્રેમ બધાય છે ત્યારે એ સબધ તૂટી બીજો એક લાગણીભર્યો સબધ સ્થપાય છે તેથીજ ગુલબાનુ પ્રથમ મિરઝા દાવર શિકોહની બ્હેન થતી હતી, અને હવે પ્રેમ સબધ થતા બ્હેન મટી પ્રિયતમા થઇ હતી

એક દિને પ્રાતકાળના સમયે મિરઝા ગુલબાનુ પાસે આવ્યા તો જોયુ કે બાનુ હજુ કાળો દુપટ્ટો ઓઢી સુવર્ણિય પલગ ઉપર શ્વેત પુષ્પોની સેજમા પગ ફેલાવી અચેતાવસ્થામા પડી નિદ્રા લઇ રહી હતી ચદ્ર સમાન મૂખ ઉઘાડુ હતુ, પોતાનાજ હસ્ત ઉપર માથુ હતુ, ઓશીકુ જૂદુ પડયુ હતુ બે દાસીઓ પખો લઈ ઉભી હતી

દાવર શિકોહ પોતાની કાકી પાસે બેસી વાતો કરવા લાગ્યો કીતુ ત્રાસી આખે ગુલબાનુની એ અચેતાવસ્થા જોતો હતો તેનુ યુવાનીના મદથી મસ્ત થએલુ હૃદય ખળભળી ઉઠયુ જયારે તેનાથી ન રહેવાયુ ત્યારે તે બોલ્યો,

"કેમ કાકીજી, બાનુ હજી સુધી સૂઈજ રહ્યા છે? પલગ સુધી તડકો આવી ગયો છે, હવે તો તેમને ઉઠાડવા જોઇએ" કાકીએ કહ્યુ,–"બેટા બાનુના સ્વભાવને જાણો છોને! કોની કમ્બખ્તી આવી છે કે જે તેને જગાડવા જાય?"

કાકીના આ શબ્દોનો લાભ ન લે, એવો દાવર શિકોહ ન્હોતો, તે તરતજ બોલી ઉઠયો,–"હુ બાનુને જાગૃત કરૂ છુ જોઇએ તે શુ કરશે?" કાકીએ હાસ્ય કરતા કહ્યુ,–જાગૃત કરી દ્યો તમને વળી શુ કરવાની હતી?"

દાવર શિકોહ આગળ વધ્યો અને સુવર્ણિય પલગ પાસે પહોચ્યો બાનુના પગ આગળ જઈ ઉભો પછી ધીમેથી ગુલબાનુના પગ તળીયે સ્હેજ આગળી ફેરવી ગલગલ્યા કર્યા, બાનુએ તરતજ પગ ખેચી લીધા પુન ગલગલ્યા કર્યા બાનુ ગુસ્સામા લાલચોળ થઈ, આળસ મરડતી, આખો ચોળતી તીવ્ર દષ્ટિએ પોતાના પગ તરફ ઉભેલ વ્યક્તિને કોઇ દાસી સમજી બોલી,–"કેમ રે લુચ્ચી! માર ખાવી છે કે? નફ્ટ!!!"

એટલુ કહેતા બાનુ સચેત થઇ પગ તરફ જુએ છે તો પોતે જેને ચાહે છે, જેના પ્રત્યે પોતાનો પ્રેમ છે, તે દાવર શિકોહ ઉભો છે તરતજ બાનુએ દુપટ્ટો સભાળ્યો, ઉઠી બેઠી થઇ લજ્જાને લીધે તેનુ હૃદય રૂધાઇ ગયુ આ સર્વ દશ્યો હૃદય થામી દાવર શિકોહ જોઈ રહ્યો હતો તે તરતજ બોલી ઉઠયો,–"કાકી જુઓ બાનુ જાગૃત થયા"

•

"કોણે જાગૃત કરી?"

"મે જ"

"ત્યારે લુચ્ચી નફટ એમ બાનુ કોને બોલ્યા?"

"દાસી સમજી મનેજ"

"કેમ બાનુ ? આપણા મહેમાન માટે આવા શબ્દો!"

"એ તો મે દાસી પ્રત્યે કહેલા"

"અને હુ દાસ છુ, એમ ધારી મે સહન કર્યા" દાવર શિકોહ વચ્ચેજ બોલી ઉઠયો ગુલબાનુ લજ્જા પામી પણ તેનુ અતર પ્રેમના પ્રહારોથી ધ્રુજી રહ્યુ હતુ પ્રેમે સારી ઉન્નતિ કરી હવે પ્રેમ મ દિરની ભકિત,–મિલન અને વિયોગના પાઠોનો અભ્યાસ થવા લાગ્યો ત્યારે ગુલબાનુની માતાને સદેહ થયો, અને તેમણે દાવર શિકોહનુ આવવુ જવુ બ ધ કર્યું

## બળવા પછી નવ મહિને–

ચીરાગ દિલ્હીની દરગાહના એક ખુણામા એક સુ દર રમણી ફાટેલ કામળી ઓઢી રાત્રીના સમયે ક પતી હાય હાય કરી રહી હતી શરદ રૂતુની વર્ષા ધોધમાર વર્ષી રહી હતી પવન સુસવાટા–કરી વર્ષાના ઝપાટાઓ તે રમણી તરફ મારતો તે રમણીનું બિસ્તર પાણીથી ભીંજાઈ તરબોળ થઈ ગયુ હતુ

આ સ્રી બહુજ બિમાર દેખાતી હતી પાસળીમા અસહ્ય દર્દ, તાવનું જોર, આવી દુ ખ દશામા તે એકલી અ ધ-

કારમા પડી રિબાઈ રહી હતી તાવની બેશુદ્ધ સ્થિતિમાં તેના મૂખેથી આ શબ્દો નિકળી પડયા,—"ગુલબદન? ઓ! ગુલબદન!! મડદાલ કયા મરી ગઈ? જલદી આવ અને મને કઇ ઓઢાવી દે જો—જો—વરસાદ અદર આવે છે પરદાનો ત્યાગ કર! ઓ ગુલબદન તુ કયા ગઈ ઠીક, રોશનબાનુ તુજ આવને! ગુલબદન તો કયા મરી ગઈ! મારી પાસે કોલસાની સગડી લાવ મારી પાસળીઓ ઉપર તેલ લગાવ અરે? દર્દથી મારૂ મન મુઝાય છે અરે! જીવ જાય છે હે! ભગવાન!"

જ્યારે આ અવાજ સાભળી કોઇ તેની સહાયે નહીં ગયુ, ત્યારે તેણીએ મોઢા ઉપરથી કામળી દૂર કરી, અને ચોમેર જોવા લાગી તે અધકારમા માટીના બિસ્તર ઉપર એકલી રિબાતી પડી હતી ચોમેર ઘોર અધકાર વ્યાપી રહ્યો હતો, અને વર્ષાદના જળથી બધા કપડા ભીંજાઈ ગયા હતા વિજળીના ચમકારા થતા, તેના પ્રકાશમા માત્ર એક કબ્ર દેખાતી, જે રિબાતી સ્રીના પિતાની હતી

તે સ્રીએ એક ઉંડો નિશ્વાસ નાખ્યો અને કરૂણ અવાજે વિનવતા કહેવા લાગી,—"પિતાજી! હુ તમારી ગુલબાનુ, જુઓ હુ એકલી છુ ઉઠો, ઉઠો, મને તાવ ચઢયો છે, મને તાઢ લાગે છે ઓહ! મારી પાસે આ ફાટેલ કામળી સિવાય બીજુ કશુ નથી મારી માતા મારાથી જૂદી થઇ તમારી પાસે ગઈ મને મહેલથી કાઢી મૂકવામા

આવી એ મહેલો લૂટાઈ ગયા મારૂ સર્વસ્વ ગયુ તમે હવે તો દયા કરી મને બોલાવી લો, અને થોડી જગા મારે માટે આ માટીની કબ્રમા કરી આપો પિતાજી તમારા વિયોગ પછી મે સુખ જોયુ નથી એક વેળા હુ રાજકુમારી કહેવાતી હતી, અને આજે મને કોઇ પૂછનાર નથી ઓ પિતા મને તો સભાળો—અરે ! મને બ્હીક લાગે છે જુઓ અધકારમાથી કોઈ સિપાહી તલવાર લઈ આવે છે અરે ! હવે તો કફનમાથી મો બહાર કાઢો ને મને જુઓ મે ગઇ પરમ દિવસથી કઇ ખાધુ નથી, મારા શરિરમા આ ભિની ભૂમિના કાકરા વાગે છે હુ ઇટ ઉપર માથુ રાખી પડી છુ મારો સુવર્ણિય પલગ કયા ગયો ? મારી ઓઢણી કયા ગઇ ? પિતાજી ઉઠો રે ! ઉઠો કયા સુધી આમને આમ સૂતા રહેશો ? ઓહ દર્દ અરેરે !! શ્વાવાસ લેવા તો ઓ નથી" એટલુ કહેતા તે બેશુદ્ધ થઈ ગઇ પછી તેને જણાયુ કે કબ્રમાથી પિતાજી ઉઠયા છે, અને મને કબ્રમા ધીમે ધીમે ઉતારી રહ્યા છે ધોધમાર વરસાદ અને અધકારમા વિજળીની ચમક જેમની તેમ થયાજ કરે છે, પિતા રડતા રડતા કહે છે —

"આ એનું માટીનુ બિસ્તર ! આ એનો સુવર્ણિય પલગ"

આખ ઉઘડી ગઈ, અને બિચારી બાનુ એડીયો રગડવા લાગી પ્રાણુ પખેરૂ ઉડી જતુ હોય એવી વેદના શરૂ થઇ અને તે કહેવા લાગી,

"લો, હવે હું તો મરી રહી છું કોણ મારા મોઢે પાણી નાખશે? કોણ મને કુરાનમાંથી પવિત્ર યાસિન કહી સંભળાવશે? ઓ ઇશ! તારા સિવાય અન્ય કોઈ મારો આધાર નથી, તું એક છે મારા ઉપર દયા કર, અને આ દુઃખ દર્દભર્યા સંસારથી મને હવે મુક્તિ અપાવ"

રાજકુમારી મરણ પામી અને તે કેવી દશામાં! વાચક તે તો તું જાણે છેને? બીજે દિને તેની ભૂમિદાહની ક્રિયા કરવામાં આવી જ્યાં તે પ્રલયકાળ સુધી નિદ્રા લેશે એજ તેનો સુવર્ણિય પલંગ!"



કથા તેરમી.

# શૂરવીર બશીર અહમદ.

## ભોંયરાથી ખાડીમાં

### પ્રકરણ પહેલું

ઘોર અંધકાર રાત્રીમા વરસાદ પણ ધોધમાર વર્ષી રહ્યો હતો જગતના ભયંકર-મૌન્ય અને ગંભિર ઘોઘાટથી જાણે બ્હી જઈને ચળકતા તારાઓ લોપ થઇ ગયા હતા. બંદુક અને તોપોની ગર્જના સિવાય કંઇ પણ સંભળાતુ નહીં તો કયારે કયારે "ઓહ! મરા" એવો અવાજ આવતો અને થોડી વારે લોપ થઇ જતો ચંદ્રમાએ આવા પ્રસંગે જાહેરમા દર્શન આપ્યા નહીં, તે પણ વાદળાઓમા લોપ થઇ ગયો આથા આજે પ્રાકૃતિક કોપમા હતું વિજળીના કો'ક કો'ક વેળા થતા ચમકારાને લીધે કયારે કયારે મોટા મોટા વૃક્ષોની ઘટા દેખાતી એ અંધકાર રાત્રીના શત્રુદળો કઈ તરફ છે, તે પણ સમજાતુ નહીં કઈ બાજુએ આગળ વધવુ તે પણ સુઝતું નહીં હું મારી જગાએથી બે પગલા

આગળ વધ્યો હોઈશ કે એટલામા ફરી તેજ ભયકર તોપની ગર્જના મારા કાને અથડાઈ હુ થોભ્યો, અને પાછો વળ્યો એટલામા બહુકો ફુટવાના નાદે મારી મતિ મદ કરી હું ત્યાજ થોભ્યો

મારી વય ૩૩ વરસની છે એ મારી વયના ૩૩ વરસમા મે આવી ભયકરતા કદિ અનુભવી ન્હોતી શાહી મહેલમા રહેનાર અને ઉમરાવોના સતસગમા દિવસો પસાર કરનાર ઉપર આવી મુશ્કેલી જ્યારે આવી પડે, ત્યારે માથે પહાડ પડયો હોય એમ લાગેજ દુખ ખમવાને ટેવાયલો માણુસ તે આવા મુશ્કેલીના સાગરને તરી જઈ શકે, પણ મારા સબધે તેમ ન્હોતુ મે આજ સુધી સસારમા સ્હેજ પણ અગવડ ભોગવી ન્હોતી, દુખની કલ્પનાએ કરી ન્હોતી સુખનો લ્હાવો લેતા હુ ઉછર્યો હતો દિલ્હીના લાલ કિલ્લામા પશ્ચિમ દિશાએ આવેલ મહેલના એક ભાગમા હુ બાહાદુરશાહ બાદશાહની સેવામા રહેતો હતો બહાદુરશાહ બળવા સમયે લાલ કિલ્લો છોડી ન્હાસી ગયા, તેમની આગળ અને પાછળ મહેલની બીબીઓએ પણ મહેલનો ત્યાગ કર્યો હતો મહેલમા રહેનારાઓ જેને જેમ ફાવે તેમ તે ન્હાસતો કોઈ કોઇની પૂછાયે કરતો નહીં ત્યારે મારાથી તેમ થાય એમ ન્હોતુજ તેથી હુ મહેલના એક છુપા ભોયરામ સતાઈ ગયો બહાદુરશાહ મહેલ છોડી ન્હાસી ગયા, તેન

ચ્યાર દિવસ પછી હુ એ ભોયરામાથી નિકળ્યો ખાધખોરાકીની અગવડ ખમવી પડી નહીં ભોયરામાથી બહાર નિકળ્યો ત્યારે એ શાહી મહેલની પ્રાકૃતિક શોભા મહેલના રહેવાસીઓના ન્હાસી જવાથી નાશ પામેલી જણાઈ મે વિચાર્યું કે જ્યારે અત્રે આપણો કોઇ ઓળખીતો નથી, અને અત્રે શત્રુઓ ચઢી આવશે, ત્યારે ચાહની ચોકમા બાધેલા ફ્રાસીના માચડા ઉપર લટકવાનુ થશે એ વિચારે મે પણ ન્હાસી જવાનો નિશ્ચય કર્યો

ન્હાસી જવાનો વિચાર આવતાજ હુ કિલ્લાના પાછલા ભાગ તરફ ગયો કિલ્લાના દરવાજા ઉપર લશ્કરી પહેરો હશે એની કલ્પના હુ કરી શકયો હતો, તેથી તે બાજુએ જઈ ભૂખ્યા વરૂના મોમા પડવાનુ મે સાહસ કર્યું નહીં જો કે મારી કમરમા તલવાર અને પીસ્તોલ હતી, તોયે હુ એકલો, તેથી શત્રુઓના દળમા જઈ સપડાવાની બુદ્ધિ મને ન સૂજી કિલ્લાના પાછલા ભાગ ઉપર આવી મહામુશ્કેલીએ હુ બહારની બાજુએ નીચે ઉતર્યો કિલ્લાની ભિત ઉતરી રહેતા, ત્યાથી જમીન ઉપર ચાલવાનો માર્ગ ન હોવાથી હુ મુશ્કેલીમા આવી પડયો કિલ્લાની ભિતને પકડી પકડી સ્હેજ પગ મૂકવા સરખી જગ્યાને ટેકો આપતો આપતો જતો હતો, એટલામા મારા પગને સ્હેજ ઠોકર લાગતા મારા હાથ છૂટી ગયા, અને પગ પણ સ્થિર રહી ન શકયા એટલે જોરથી હુ કિલ્લાની ભિત પાસે ખોદેલી ઉંડી ખાહીમા ગબડી પડયો ઘોર અધકાર હોવાથી હુ કોઇને અને મને

કોઇ જોઇ શકતો નહીં, એજ માગ માટે સારૂ હતું ખાહીમાં પડી જવાથી મને કેટલોક ઘસારો લાગેલો અને ઈજા થઇ હતી, જેના પરિણામે હુ બેશુદ્ધ થયો

---

## ભેદભર્યા સમાચાર.

### પ્રકરણ બીજુ

આજે હુ કુતબ મિનાર પાસેના ખડીયેરમા પડેલો છુ સવારના દશ વાગ્યાનો સુમાર થઈ ચૂકયો છે મારી આસપાસ કોઇયે નજરે પડતુ નથી દિલ્હીના કિલ્લા પાસેની ખાહીમાથી કોણે મને બહાર કાઢયો ? હુ શુ એટલો બેશુદ્ધ થઈ ગયો હતો, કે મને કોઇ ઉડી ખાહીમાથી બહાર કાઢી અત્રે લાવી મુકી જાય તોએ તેની મને ખબર પડે નહીં ? મને આશ્ચર્ય સાથે ભય પણ લાગ્યો કે રખેને કોઈ શત્રુ પક્ષના માણસે મારી સર્વ હિલચાલ ઉપર દ્રષ્ટિ રાખી હોય અને તેણે મને ખાહીમાથી કાઢી અત્રે લાવી મૂકયો હોય પણ જો શત્રુ હોત તો તે મને અત્રે છુટો મૂકી જાત નહીં, એ વાત પણ ચોખ્ખીજ હુ ઉઠયો કે જોઉ, અત્રે કોઇ મારી ઉપર દેખરેખ રાખવા છૂપાયો છે કે નહીં. કુતૂબમિનારાની આસપાસ હુ ખૂબ ફર્યો, કોઈ મને દેખાયો નહીં તોયે મનમા બ્હીક તો હતીજ પણ જરા સબુર.

મારી પીસ્તોલ ગુમ થયેલી મને જણાઇ, પીસ્તોલની જગ્યાએ એક ચીઠી રાખેલી હતી, જેમા નિચે મુજબ લખેલુ હતુ —

## બશીર અહમદ.

ગભરાશો નહીં તમને દિલ્હીની ખાહીમાથી કાઢનાર હુ તમારો મિત્ર છુ તમારી રક્ષા કરવા દરેક પળે હુ તૈયાર છુ તમે ચિંતા કરશો નહીં હુ તમારી પાસેજ છુ જો ઇચ્છુ તો હમણાજ આવી તમને ભેટી શકુ, પણ દિલગીર છુ કે હુ તમને હમણા મળવા ઇચ્છતો નથી જો તમને મારા ઉપર વિશ્વાસ હોય તો નિચે લખ્યા મુજબ વર્તશો સમય બહુજ બારિક છે શત્રુઓનો ભય આપણને રાખવો જોઇએ તમને શા માટે હુ હમણા મળવા રાજી નથી? તે જ્યારે તમને હુ મળીશ ત્યારે તેનો ખુલાસો કરવા હુ ખુશ થઇશ

૧ તમારી પીસ્તોલ હુમયૂના મકબેરા પાસે તમારી અને ગુલઝાર બેગમની જ્યા મુલાકાત થતી હતી ત્યાજ રાખી છે તમારી પીસ્તોલ ત્યા રાખવા મને ગુલઝાર બેગમે આજ્ઞા કરી છે તમો ત્યા જઇ તમારા પીસ્તોલ મેળવશો

૨ પીસ્તોલ મેળવ્યા પછી કુતૂબમિનાર પાસે આવો, લાલ રંગનો ઘોડો તૈયાર ઉભો હશે, તે ઉપર બેસી આગ્રા ખાતે જશો જો સ્હેજ પણ થોભ્યા, તો જીવના તમેજ જોખમદાર ગણાશો

૩ ગુલઝાર બેગમ તમને મળવા આતુર છે જલ્દી કરો.

લી. તમારો,
આસિફ

હું બહુજ મુઝાયો, પહેલા શું કરવુ તે પણ સુઝતુ નહીં. આસિફ મને મળવા શા માટે અચકાય છે? ગુલઝાર મને ક્યા મળશે? મારી પાછળ શું શત્રુઓ છે કે જેથી જો હુ ઉતાવળ નહીં કરૂ તો મારો જીવ જોખમમા છે? એવા અનેક વિચારો ઉપરાસાપરી આવવા લાગ્યા, તેથી હું બહુજ મુઝાયો અને કટાળી પહેલા હુમાયૂના મકબેરા ઉપર જવાનો નિશ્ચય કર્યો હુમાયૂના મકબેરા ઉપર જઈ ન્હોચતા મને પીસ્તોલ સાથે એક બીજી ચીઠ્ઠી મળી, જેમા લખેલુ હતું, "તમારી ગુલઝાર પકડાઈ ગઈ છે, એક હિદી સિપાહી તેને આગ્રામા લઈ ગયો છે, તેને છોડવવી હોય તો તુરત આગ્રા ખાતે જાઓ"



## ગુલઝારની શોધમાં.



### પ્રકરણ ત્રીજુ



આ ચીઠ્ઠી કોણે લખી તે જણાવેલુ ન્હોતું હુ ગુલઝારના પકડાવાના સમાચાર સાભળી ઉશ્કેરાયો મારા રૂવેરૂવા ઉભા થઇ ગયા હુ તુરત કુતુબમિનાર તરફ ગયો ત્યા એક લાલ ઘોડો લઇ એક માણુસ ઉભો હતો, તેણે મને જોતાજ પૂછ્યુ,—"તમારૂજ નામ બશીર અહમદ?" મે હા પાડી, ત્યારે તેણે તરતજ મારા હાથમા ઘોડાની

લગામ સપુર્દ કરતા કહ્યુ–"આસિફ સાહેબે આ ઘોડો મોકલાવ્યો છે, તે લ્યો, હુ જાઉ છુ, સલામ" મે તેને જતો અટકાવી પુછ્યુ–"આસિફ કયા છે?" તે બોલ્યો,–"મને તેની ખબર નથી" ત્યારે મે પુછ્યુ,–'આ ઘોડો મને આપવા તને કોણે કયા, અને કયારે આપવા કહેલુ" તે જવાબ આપ્યા વિના ચાલતા થઇ ગયો આ ભેદ હુ કળી ન શકયો, તે માટેના મારા પ્રયત્નો નિષ્ફળ ગયા હુ ઘોડા ઉપર બેઠો, અને આગ્રા તરફ ઘોડો દોડાવતો વધ્યો

આઠેક માઇલ સુધી હુ આગળ વધ્યો હઇશ કે સામેથી એક માણસ આવતો જણાયો, તે મારી સમીપ આવી પહોચ્યો મે તેને આગ્રાનો રસ્તો પૂછયો, જો કે આગ્રાનો માર્ગ હુ જાણુતો હતો મે તેને પ્રશ્ન કર્યો અને તેના મો તરફ જોયુ ત બોલ્યો, હુ આસિફ છુ તમે ગભરાઓ નહીં, આગ્રાનો માર્ગ તમે જાણો છો? આ લ્યો કપડા તે પ્હેરો અને લશકરી થઈ જાવ, આગ્રામા દાખલ થતા કોઈ તમને અટકાવશે નહી આ કપડા પ્હેર્યા વિના જશો તો જરૂર પકડાઇ જશો ત્યા અગ્રેજ લશકરે છાવણી નાખી છે,

"તમે કુતૂબમિનાર પાસે મને શા માટે મળ્યા નહી?" મે પૂછ્યુ

"મારી પાછળ દેખરેખ રાખનાર એક જાસૂસ હતો જો હુ તમને આવીને તે સમયે મળતે. તો તમને પણ

અગવડ અને મુશ્કેલી ખમવી પડત, એ કારણે હુ તમારી પાસે આવ્યો નહીં હમણા મારી પાછળ પડેલા તે જાસૂસને મે થાપ આપી માર્ગ ચૂકાવ્યો છે, તેનાથી હુ હવે છૂટો પડયો છુ "

"ગુલઝાર કયા છે ?"

"ગુલઝાર કેદ પકડાઇ હતી તેને છોડી દેવામા આવી, પણ પાછળથી એક હિંદી સિપાહી તેને હુમાયૂના ટોમ્બ (મકબેરા) પાસેથી પકડી આગ્રે લઇ ગયો છે મે આગ્રામા તે સિપાહીની તપાસ કરાવી છે તે સિપાહી આ કાગળમા લખેલા સરનામે રહે છે, ત્યાજ તમારી ગુલઝાર છે "

"શુ હુ ગુલઝારને છોડાવી શકીશ ?"

"હા, જો હિમત અને બહાદુરી હશે તો અવશ્ય છોડાવી શકશો "

"ત્યારે હવે હુ જાઉ છુ "

"જાઓ, ઉભા રહેવાનો સમય નથી "

હવે માગમા વિશેષ બળ આવ્યુ, હુ બેવડા વેગથી ઘોડાને દોડાવતો આગ્રા તરફ ગયો

આજે શનીવારની રાત છે, તેનુ વર્ણન હુ પહેલા કરી ગયો છુ વરસાદ વર્ષી રહ્યો છે, વિજળી ચમકી રહી છે, ચોમેર ભયના ચિન્હો અને ભયકરતા વ્યાપી રહી છે

આગળ હુ કહી ગયો છુ કે (આગ્રામા) જ્યારે હુ બે પગલા આગળ વધ્યો કે, બદુકો ફુટવાનો અવાજ આવ્યો અને હુ થોભ્યો

## અરે ! મસઉદ !!

એટલામા મારે કાને કોઈ સ્ત્રીના રડવાનો અને વારેઘડીયે "અરે ! મસઉદ !!" પોકારવાનો અવાજ સભળાયો એ અવાજમા દર્દભરી લાગણી હતી, કાળજુ ચીરી નાખે એવી કરૂણા હતી, હૃદયને ધ્રુજાવી દે એવી ભયકરતા હતી એ અવાજ મારી પાછળથી આવતો હતો મેં પાછુ વળી જોયુ તો કોઈ દેખાયું નહીં અધકાર અને ધોધમાર વરસાદમા કઈયે ન દેખાય એ સ્વભાવિક છે, પણ વારે ઘડીયે થતા વિજળીના ચમકારાના ક્ષણિક પ્રકાશને આશરે હુ ધીમે ધીમે પગલે તે કરૂણા ભર્યો અવાજ તરફ ગયો વરસાદના પાણીથી ખાડા ખાબોચીઆ ભરાઈ ગયા હતા કાદવની પીડા અનહદ હતી વળી અધકાર હોવાથી વધુ આપદા ખમવી પડતી હુ જેમ તેમ કરતો તે કરૂણા-ભર્યો અવાજ તરફ આગળ વધતો ગયો થોડી વારે વિજ-ળીના ત્રણથી ચાર ચમકારા જોશબધ થયા એ ચમકારાના પ્રકાશમા મને વૃક્ષ હેઠળ એક અસ્તવ્યસ્ત સ્થિતિમા પડેલી સ્ત્રી દેખાઈ તે અત્યત દુખી હોય એમ લાગતી તેના વાળ વિખરાઈ ગયા હતા, અગ ઉપર વસ્ત્ર પણ બરોબર ન્હોતા વરસાદના પાણીમા ભીંજાઈને તરબોળ થએલી વારેઘ-ડીએ "ઓ ! મસઉદ !!" એમ પોકારો કરતી રડતી હતી હુ તેની સમીપ ગયો અધકાર હોવાથી મને બરોબર દેખાતું નહીં હુ મારા હાથના આશરે તેને શોધી શકયો તે સ્ત્રી મને પોતાની પાસે જોતા પહેલા તો બ્હી ગઈ,

પણ જ્યારે મે તેને ધીરજ આપી અને તેના પ્રત્યે દયાની લાગણી દર્શાવી ત્યારે તે શાંત થઈ મે તેને પૂછ્યું,–"અત્યારે તું અહીં શાને રડે છે?"

"તમે કોણ છો?"

"હુ એક સિપાહી છુ" એટલામા વિજળીનો ચમકાર થયો તે સ્ત્રી મને જોઈ શકી મારો વેશ તે સમયે લશકરી અમલદારનો હતો, જે મને મારી રક્ષા માટે પહેરવાને આપવામા આવ્યો હતો જો કે હું સિપાહી તો ન્હોતોજ

"શું તમે સિપાહી છો?"

"હા, હુ સિપાહી છુ, તમે ગભરાઓ નહીં તમને દુખ શું છે તે મને કહો મારાથી બનતી દરેક સહાય હુ તમને આપીશ"

"મારા ઉપર ઝુલ્મ થયો, મારો પુત્ર મસઉદ પોતાના પિતાના હાથમાં જકડાઇ અધારી કોટડીમા પડયો છે, અને મને આ અજાણે ઠેકાણે લાવી નાખવામા આવી છે"

"તમારા ઉપર કોણે ઝુલ્મ કર્યો?"

"મારા પાપી પતિએ"

"તે કોણ છે?"

"લશ્કરી સિપાહી"

હુ વિચારમા પડી ગયો ફરી મે પૂછ્યું,–"શું થયુ તે સવિસ્તર કહો."

"મારો પતિ લશ્કરી સિપાહી છે અમો પતિઆલાથી દિલ્હીમા આવ્યા હતા, બળવાને લીધે મારા પતિને લશ્કરી કામ માટે દિલ્હી જવુ પડ્યુ હતુ હાલ મારા પતિ આગ્રામા આવ્યા છે દિલ્હીથી કોઇ સ્ત્રીને પણ સાથે પકડી લાવ્યા હતા, આજે તે સ્ત્રીને પોતાને ત્યા બાધી મગાવી છે અને એ માણસોએ અત્રે મને લાવી મૂકી છે મારા પુત્ર મસઉદના હાથ પગ બાધી કેદ કરવામા આવ્યો છે, કોઈ તેને છોડાવે, એજ મારી માગણી છે"

હુ તરતજ પામી ગયો મારામા શૌર્ય અને રોષ વધ્યો મારાથી એ દુખી સ્ત્રીની વાતો સહન થઈ ન શકી મે તે સ્ત્રીને તેના ધણીનુ નામ ઠેકાણુ પુછ્યુ તે સ્ત્રીએ મને નામ ઠેકાણુ આપ્યુ મે એ નામ ઠેકાણાને એક કાગળ ઉપર નોધી લીધુ અધકાર હોવાથી હુ મારૂ નોધેલુ વાચી શકતો નહીં વિજળીનો ફરી ચમકાર થયો મને મારા મિત્ર આસિફે આપેલી ચિઠ્ઠીમા પણ એજ હિદી સિપાહનુ નામ હતુ હુ તે સ્ત્રીને મહામુશ્કેલીએ તે જગલમાથી કાઢી બહાર રસ્તા ઉપર લાવ્યો વરસાદ વરસતો બધ થયો વાદળા વિખરાયા ચદ્રમાએ દર્શન આપ્યા થોડો પ્રકાશ આવ્યો અમો તે હિદી સિપાહના ઘર તરફ ગયા

—— o ——

# નીચ રક્ષક !



## પ્રકરણ ચોથુ.



અસહ્ય ત્રાસથી પિડાએલી હોય એવી દશામા મારી સાથે તે સ્ત્રી લગડાતી ચાલતી હતી વરસાદને લીધે મારા અને તે સ્ત્રીના વસ્ત્રો ભીંજાઇ ગયા હતા ક્રૂર પતિએ અધકાર રાત્રીમા તેને પોતાના પાપી માણસોના હાથે ઘોર જગલમા હડસેલી હતી તેના પગને કઇ ઇજા થએલી હોવાથી તે ચાલતાં લગડાતી અમો આગ્રાના જે માર્ગ ઉપરથી જઇ રહ્યાં હતા, તે માર્ગ ઉપર અન્ય કોઈ મનુષ્યની આવજાવ દેખાતી નહીં, બળવાનો સમય હોવાથી અનેક શહેરીઓ આગ્રા છોડી મનમા આવે ત્યા ન્હાસી ગયા હતા થોડા ઘણા જે રહ્યા હતા, તેઓ ઘરમાથી ભાગ્યેજ નિકળતા એ આખો માર્ગ અમો પસાર કરી ગયા, વચ્ચે માત્ર બેજ સિપાહીઓ અમને દેખાયા હુ સિપાહીના વેશમા હતો. તેથી તેઓએ મારી સાથે કઈ વાત કરી નહીં મારી સાથે ચાલતી દુખ પિડિત સ્ત્રી સાથે મારે ચાલવુ સ્હેજ શરમભર્યું લાગતુ, કારણ તે દીન સ્ત્રીના ઝીણા વસ્ત્રો વરસાદ પડયાના કારણે ભીંજાઇને શરિર ઉપર જામી ગયાં હતાં જેમાથી તેનુ અંગ દેખાતુ હુ ધારૂ છુ કે તેને પણ એવી સ્થિતિમાં મારી સાથે રસ્તો પસાર કરવો ભારી

પડતો હશે, પણ દુ ખના ડુ ગર નીચે ચગદાઈ મરવાની અણીએ આવેલ મનુષ્ય જેમ ભાન ખોહી દે છે તેમ તે અસહ્ય દુ ખથી પિડિત સ્રીને રોષના આવેશમા પોતાના વસ્ત્ર અને અ ગની સ્થિતીનું ભાન રહ્યુ ન્હોતુ હુ ચાલવાની ઉતાવળ કરતો, તે પણ ઉતાવળે ચાલવા પ્રયત્ન કરતી, પણ તે વેગથી ચાલી શકતી નહીં. આસિફે મને ચીઠ્ઠીમા જે સિપાહીનુ નામ અને સરનામુ લખી આપ્યુ હતુ, તે સ્થાન શોધવાની કડાકુટમાથી મારી સાથે તે સ્થાન જાણનારી હોવાનો લીધે હુ બચ્યો રસ્તો પસાર કરતા મે તે બાઇને પૂછ્યુ,–"તમારૂ નામ?" ઉત્તર મળ્યો "ફાતમા!"

"બ્હેન!" મે તેને કાબુમા લેવા અર્થે બ્હેન કહી પુછ્યુ, "તમારા પતિએ તમારી સાથે આવી ક્રરતા શાને કરી?"

"તે વિષયવાસનાઓનો ગુલામ થયો, શરાબના જોશે તેને દિવાનો બનાવ્યો અને દિલ્હીથી આવતા એક સ્રીને પકડી લાવેલો, તેના મોહમા અ ધ થયો ત્યારે મને તુચ્છકારી અરે! અન્ય પુરૂષોને હાથે બ ધાવી મને હડસેલી કાઢી"

"દિલ્હીથી એ સ્રી કયારે લાવ્યો?"

"ગઈ કાલેજ"

"તેની વય?"

"લગભગ વીસની હશે"

"તેનુ નામ?"

"ગુલઝાર"

"ગુલઝાર ?"

"હા, ગુલઝાર !"

હુ મારી ગુલઝારની આવી દુર્દશા સાભળી રોષમાં અધ થયો, શૌર્યનુ બળ આવ્યુ, શરિરમા ઝણઝણાટ થયો મારાથી નહીં રહેવાયું, હુ પોકારી ઉઠયો,–"નીચ રક્ષક !" મે તે બાઇને પૂછયું,–"ગુલઝાર સાથે એ નીચ કયા રહે છે ?"

"જુઓ સામેના ઘરમા"

"ત્યારે હવે તમે અહીં થોભો હુ એ નીચ સિપાહને તેના કર્મનુ ફળ ચખાડી આવુ છુ"

"પણ મારો મસઉદ !"

"તેને પણ છોડાવી લાવુ છુ"

"અને મારો પતિ–"

"તે નિચ છે, પાપી છે, તેને પરલોકમા તેના પાપની શિક્ષા ભોગવવા મોકલીશ"

"ત્યારે હુ નિરાધાર થઈ પડીશ"

"હુ તમારી રક્ષા કરીશ"

"તમારી રક્ષાથી મારો પતિ મળવાનો નથી"

"એ હવે જીવતો રહી ન શકે તેના પાપનુ ફળ તેને ચાખવુ જ જોઇએ જોકે તમારી મને દયા આવે છે, પણ શુ કરૂ ? જે મારૂ બગાડવા બેઠો છે, જેને પુણ્ય અને પાપ વચ્ચે અતર જણાતો નથી, જે પાપ કરતા

મ્હોતો નથી, તેને જીવવાનો અધિકાર નથી તમે ગભરાઓ નહીં, એવા કામાંધ મનુષ્યનો વધ કરવાથી ઇશ્વર પ્રસન્ન થશે જે પોતાની ધર્મ પત્નિને તરછોડી અન્ય સ્ત્રીઓ ઉપર કુદ્રષ્ટિ નાખે, એવા પાપી મનુષ્યનો નાશ કરવો એ દરેક સાચા પુરૂષનુ કર્તવ્ય છે તમારો એ આધાર જતા તમો નિરાધાર નહીં થશો કારણ, હજારો નિરાધારોનો આધાર ઇશ્વર છે તે તમારી રક્ષા કરશે, લ્યો હુ જાઉ છુ" એમ કહેતો હુ ગુસ્સાના આવેશમા દોડતો તે નીચ સિપાહીના ઘર તરફ ગયો ત્યારે તે સ્ત્રી થનારા ઉત્પાતના ભયથી ધ્રુજી અને એક ચીસ પાડી ત્યાને ત્યા ભોય ઉપર પડી તેની દરકાર ન કરતા હુ આગળ વધતોજ ગયો



# પછી શું થયું ?



## પ્રકરણ પાચમુ.

થવાનુ હોય છે તે થાય છે પાપનો બદલો મળ્યા વિના રહેનો નથી, પુણ્ય ફળ્યાવિના રહેતુ નથી પાપનો ઘડો ભરાઈ રહેતા મોત આવે છે ફાતમાએ બતાવેલા ઘર ઉપર હુ ગયો, એ ઘરનુ સરનામુ મને આસિફે પણ લખી આપેલુ ઘોર અધકાર હોવાને લીધે મારી કેટલીક મુશકેલીઓ ઘટી અને વધી ઘટવામા એ કે જે પાપનુ ભયકર પરિણામ લાવવા હુ મથી રહ્યો હતો, તેની ખબર મારા સિવાય કોઇને

ન્હોતી, એ સારી વાત અને એ મુશ્કેલી વધી એ અધકારને લીધે હુ સારી રીતે જોઈ શકતો નહીં, તેથી હુ મારી ફરજ જોઈતી ત્વરાએ બજાવી શકયો નહીં ધીમે ધીમે સભાળીને ચાલવુ પડતું, તેથી પાપીને સજા મોડી થવા પામી

હુ જે ઘર ઉપર ચઢયો તે એક માળનું હતું, પહેલા માળ ઉપર ચાલી હતી, તેમા દીવો ન્હોતો અદરના ઓર ડાઓમા ઝાખો પ્રકાશ હતો ગભિર શાતિ હતી હુ શું કરૂ તે વિચારી રહ્યો હતો એટલામા મારા કાને તે પિશાચની ક્રૂર ગર્જના અથડાઇ, અને તે એ હતી, 'ચાલ, વિલબ નહીં કર" આ પ્રશ્નનો ઉત્તર મને સભળાયો નહીં, થોડી વારે પુન તેજ અવાજ મારા કાને આવ્યો,-"કેદીઓ ઉપર વિજયતાનો અધિકાર હોય છે તુ અત્યારે મારી કેદમા છે, મને જો હવે પજવીશ, તો યાદ રાખજે મોતને શરણે થવુ પડશે" હવે મારાથી ન રહેવાયુ, હુ ઉશ્કેરાયો અને તરતજ એક ટુલ લઇ બારણા પાસે રાખી તે ઉપર ચઢયો અને ઉપરના બાકોરામાથી જોવા લાગ્યો દ્રશ્ય એ હતું,—"એક ઉંચા બાધાનો કાળા રગનો માનવી પિશાચ રાક્ષસ, બાહ્યો ચઢાવી બે પગ પહોળા રાખી ઉભો હતો, તેની સામે જમીન ઉપર એક સુદર રમણી માથુ નમાવી રડતી અને ધ્રુજતી પડી હતી હુ તે રમણીને ઓળખી શકયો તે મારી ગુલઝાર હતી, જે નીચ સિપાહીના પંજામા સપડાઇ હતી હુ શું કરૂ ? તેની મને મુઝવણ થવા લાગી પાસે પીસ્તોલ હતી, બાકોરામાથી જો પીસ્તોલ મારી તે નીચ રાક્ષસને

નર્કવપાસે મોકલુ તો પીસ્તોલના ધડાકાથી લોકો ભેગા થઇ જશે, અને સપડાઈ જતા ફાસીને માચડે ચઢવુ પડશે એ વિચારે પીસ્તોલનો ઉપ્યોગ કરી શક્તો નહીં થોડીવારે તે અધમે આગળ વધી પોતાના લોખડી પજાવડે ગુલઝારનો હાથ પકડયો, અને એક ઝટકા સાથે તેને તાણી ઉભી કરી તે વેળા ગુલઝારની નજર બાકોરામા મારા ઉપર પડી મે તેને હાથથી સકેત કરી ધૈર્ય આપ્યુ તે અધમ ગુલઝાર સાથે ખૂબ રીકઝીક અને તાણુમતાણુ કરી રહ્યો હતો, તેટલામા ગુલઝાર તેના હાથમાથી છટકી, અને બારણા આગળ દોડી આવી બારણાની કડી બહુજ સફાઈ સાથે તે અધમને ખબર ન પડે તેવી રીતે ઉઘાડી–ગુલઝાર ત્યાજ ઉભી રહી તે અધમ રાક્ષસે ફરી ગુલઝાર ઉપર હુમ્લો કર્યો તેનો હાથ પકડી તાણી ગયો કે, તરતજ હુ "યાહોમ" કરીને બારણાને ધક્કો મારી (તે ખુલ્યો) અદર ઘુસી ગયો મારા હાથમા પીસ્તોલ હતી, મે તે રાક્ષસને એક પણ ડગલુ આગળ નહીં વધવા ચેતવણી આપતા તેની સામે પીસ્તોલ ધરી તે ત્યાજ ઉભો રહ્યો ગુલઝાર તેનાથી છુટી મને આવી વળગી પડી એટલામા તે અધમ લાગ જોઇ મારા ઉપર તૂટી પડયો, મારો પીસ્તોલવાળો હાથ તેના રાક્ષસી પજામા હતો, અને બીજા હાથે તે મારૂ ગળુ દબાવતો હતો પણ શાબાશ ગુલઝાર ! ગુલઝારે મારી કમરમાથી તે અધમ ન જુએ તેવી રીતે કટાર ખેચી તે અધમની પાસળીમા ભોકી દીધી તે

"ઓહ" કરીને જમીન ઉપર તૂટી પડચો, અને જોત જોતામા મરણુ શરણે ગયો, હુ ગુલઝારની હિંમત જોઈ દીગમુઢ થયો અત્રે વધુ થોભવુ સલામતી ભર્યું ન લાગવાથી હુ તરતજ ગુલઝારને લઈ નીચે ઉતર્યો અને અધકારમા લોપ થયો તે પછી તે નરપિશાચનુ શુ થયુ તેની મને હજી સૂધી કૈ ખબર નથી

સિપાહી તે એક પ્રકારનો રક્ષક કહેવાય, તેનુ કર્તવ્ય મનુષ્ય જાતિની રક્ષા કરવાનુ છે જે સિપાહી પોતાનો એ ધર્મ વિસરી રક્ષક થવાને બદલે ભક્ષક બને, તે નીચ સિપાહી પાપના કડવા ફળો ચાખવા લાયક છે સત્તાના મદમા આવી પાપ કરવા પ્રેરાતા લોકોએ એ યાદ રાખવુ જરૂરી છે કે પાપનો ઘડો ફુટયા વિના રહેતો નથી

——— o ———

## અજમેરમા લગ્ન ।

### પ્રકરણુ છઠ્ઠુ.

અમો કેટલાક મહિના પછી અજમેર પહોચ્યા. આસિફ બડો ચાલાક હતો, તે ખરૂ ખોટુ કહી કરીને પોતાનુ ધાર્યું કાર્ય પાર પાડતો તેમા મુત્સદીપણુ હતુ અમારી અધીં મુશ્કેલીઓ અને દુખો તેણે પોતાના માથે લઈ પાર ઉતારી હતી જ્યારે જ્યારે અમો કોઈ

સિપાહીના સીકજામા સપડાતા અથવા અમારી જ્યારે જ્યારે તપાસ થતી, ત્યારે ત્યારે અમને આસિફ બહુજ ઉપયોગી થઇ પડતો અમો દિલ્હીના મુગલ સમ્રાટ બહાદુર-શાહના મહેલના માણુસો નથી, અમો તો મુસાફર અને વેપારીઓ છીએ એવી અનેક ખોટી વાતો ઓફીસરો આગળ બહુજ ખૂબી સાથે કરી તે અમને બચાવી લેતો એકથી વધુ વખતે આસિફે અમોને બચાવવા સિપાહો પાસે કરગરીને અરજ કરેલી, કાલાવાલા કરેલા, ટોપી ઉતારેલી, અને રડી રડી પડેલો તેવા સમયે અમને શાહી મહેલ અને તેની જાહોજલાલી સ્મરણે આવતી જે માણુસો ઉપર અમો હુકમ ચલાવતા તેવા માણુસો પાસે અમારે ટોપીઓ ઉતારી કાકલુદીભરી અરજ કરવી પડતી એ દુખ કદિ વિસરાય તેમ નથી અમારા સ્વમાનની લાગણી ઉપર લશ્કરી ઓફીસરોની તોછડાઈભરી વર્તણકને લીધે કુઠારાઘાત થતો પણ તે સર્વે સહન કર્યા વિના છુટકે ન્હોતો, એટલે સહન કરતા એ દુખો સહન કરતા હુ અનેક વેળા ઉશ્કેરાઈ જતો અને છેલ્લે પાટલે બેસી લડવા પ્રેરાતો, પણ મારો સ્નેહિ આસિફ મને શાત કરી સમજાવી પટાવી લેતો તેમા બોલવાની મીઠાસ એવી હતી કે સખત પાષાણ હૃદય પણ તેનુ બોલવું સાભળી પિગળી જતુ ત્યારે મારી તેની પાસે શી વિસાત?

અમો જ્યારે અજમેરમા પહોચ્યા, ત્યારે બે ત્રણ દિવસ પછી અમને એક સિપાહે શકા પડતા પકડી તપાસ અર્થે પોતાના અંગ્રેજ અમલદાર આગળ ઉભા કર્યા અમારી

આ તપાસ છેલ્લીજ હતી એ તપાસ પછી અમને કોઇએ કાંઇ પૂછેલુજ નહીં જ્યારે અમો અગ્રેજ અમલદાર સમક્ષ હાજર થયા, ત્યારે મારા અને ગુલઝાર તરફથી આસિફ બચાવ કરતો આસિફ કંઈ વધુ ભણેલો ન્હોતો, પણ બહુજ બોલકણો ઉસ્તાદ હતો અગ્રેજ અમલદારે આસિફને સવાલો કરવા માંડયા તે અંગ્રેજ ભાગી તુટી ઉર્દૂ બોલતો, શબ્દના ઉચ્ચાર વિચીત્રપણે કરતો, તેથી મને કંઈ રમુજ પણ થતી.

"ટુમ કયા કામ કરટા હય?" અંગ્રેજ અમલદારે અજમેરમા પહેલોજ સવાલ કર્યો

"હમ ઘી બેચ પેટ ભરતે હય"

"જુઠા ટૂમ શાહી મહેલમે ઘોડા ચલાતાથા"

"અરર! સાહેબ, આપ અયસી બાત કરકે એક બેપારીકો ઘોડેવાલા કેહ કર ઈઝઝત લેતે હય!"

"ટુમકો શાહ માલુમ?"

"કોનસા શાહ, સાહેબ!"

"ઓ ડેલ્હીવાલા"

"ડેલ્હીવાલા શાહકુ કયા હુવા સાહેબ?"

"હમ ટૂમકુ પુછતા હય"

"હમને ડેલ્હીવાલા શાહકા નામહી આજ સુના, હમકુ કયા માલુમ ડેલ્હીવાલા શાહકુ કયા બિમારી હુવા?"

"બદમાશ!" અંગ્રેજ સાબે રાડ મારી, "ઉસ્કુ બિમારી નહીં, ટુમ ઉસ્કા નૌકર હય"

"સાહેબ જુઠ બાત આપ ફરમાતે હય કે હમ કોઈકે નોકર હંય, યેહ બાત હમારે કુન્બેવાલે સુન લેંગે તો હમારી આબરૂ જાયગી આજ તલક કોઈકે બાવાકી નોકરી નહીં કી, અઓર અબ કોન નોકરી કરતા હય ખુદાકી મહેરબાની હય કે દો પયસેકા ઘી બેચકર ઈજ્જતસે રોટી કમા ખાતે હય"

હમ ડેલ્હીકા બાત પુછતા હય, ટુમ ઘીકા બાત કરતા હય, દુસરા બાત મત કરો ડેલ્હીમે ટુમ કયા કરટાથા?"

"સાહેબ, આપ નાહક ગુસ્સા હોતે હય, હમને ડેલ્હી કભી દેખાહી નહીં, પટના હમારા વતન હય, વહાકી બાત પુછો તો હમ તુમકો બતાવે"

"ડેમ ચોર પટના! ડેલ્હીકા બાત બોલો"

"ડેલ્હી કોનસા ડેલ્હી?"

"જીધર શાહ હય"

"હા, હા, ઉસ્કા કયા?"

"ટુમારા ડેલ્હીમે કયા કામ થા"

"કુછભી નહીં, પટનેમે હમારા ઘર હય, ઘીકા બેપાર–"

"પટના! પટના!! શટઅપ! ડેલ્હી બોલો"

સાહેબ, માફ કરો, હમકુ ખબર નહીં કે પટનેકા નામ આપને ડેલ્હી રખ્ખા હય"

"નઈ, નઈ, હમ પટનાકુ પટના, ડેલ્હીકુ ડેલ્હી બોલતા હય"

" તો સાહેબ આપ કયા પુછને ચાહતે હય?"

મારા મિત્ર આસિફે સાહેબાને ખુબ હંફાવ્યો, હરીફરી જ્યાને ત્યા કોઈએ વાતનો સીધો જવાબજ નહીં આપે, ખોટું કહેતા લેશ માત્ર પણ ન અચકાય અતે સાહેબે બેથી ત્રણ કલાક સુધી અમારી સાથે ખટપટ કરી, પણ આસિફ હરીફરીને, "તો સાહેબ આપ કયા પુછતે હય" કરીને ઉભો રહેતો સાહેબે અતે કટાળી અમોને જતા કર્યા

અજમેરમા એક પીર સાહેબ હતા, તેમણે મારા ગુલઝાર સાથે લગ્ન કરાવ્યા આસિફ અમારી સાથે રહ્યો અમારી પાસે થોડુક ઝવેરાત હતું તે વેચી અમોએ અજમેરમા પરચુટણ સામાનની દુકાન કરી, આસિફ દુકાન ચલાવવા લાગ્યો, બે પૈસાની આવક થતી, અને ત્યા અમો સુખથી રહેવા લાગ્યા

મારા અને ગુલઝારના લગ્ન થયાને આજ એક વરસ થવા આવ્યું છે ગુલઝાર ગર્ભિણી હતી આજે મારે ત્યા બાળકનો જન્મ થયો. સુવાવડની વેદનાને લીધે ગુલઝાર આ અસાર સસાર તજી ગઈ, બાળક બીજે દિને ગુલઝારને મળવા પરલોક ગયું, અથવા ગુલઝાર બાળકને લેતી ગઈ મારા દુખનો પાર ન રહ્યો

આજે મારા જીવનના છેલ્લા દિવસો હુ વિતાડી રહ્યો છુ, શરિરમાથી શકિત લોપ થઈ ગઈ છે, આસિફ દુકાન ઉપર બેસે છે, હુ બિમાર છુ ખાટલા ઉપર પડયો

પાડયો શાહી મહેલના સ્વપના જોઈ રડી રહ્યો છુ સસાર પરિવર્તનશીલ છે, તેનું મને ભાન થઇ રહ્યુ છે શાહી મહેલના પૂજારીઓ છીન્નભીન્ન થઈ જવા પામ્યા છે, મને આખુ જગત ઉજ્જડ દેખાય છે

ઓ! દુનિયાના માનવીઓ! અમારી દશા જુઓ! વૈભવમા પડી મદાધ થના ના પૈસા જોઈ ફસાતા ના મહેલો જોઇ મોહાતા ના અમો મહેલમાથી ઝુપડે આવ્યા ઉન્નત દશામાથી અવદશામા આવ્યા વૈભવ તજી દુ ખમા પડયા, પૈસા માટે આજે તલ્સીએ છીએ અમારી સ્થિતિ જોઈ તમારી સ્થિતિનુ તમે ભાન કરો

૧૮૮૫ ઇસ્વી. બશીર અહમદ

ના સલામ



## કથા ચૌદમી

# ઝયબુન્નીસા.

(જુબાની)

ગઈ રાતની વાત છે અમો મહેલના એક ચોગાનમા બેઠા હતા ગુલબાનુ, મહેરૂન્નીસા અને તેમની બીજી સખીઓ પુનમની ઉજવળ રાત્રીએ શરદ પવનની લ્હેકીઓના આનદમા અહીં તહીંની આનદ ભરી વાતો કરી રહી હતી મહેરૂન્નીસા ન્હાની ન્હાની રમ્ય કથાઓ કહી આનદ લેતી ને દેતી. ગુલબાનુ હમેશ દીવો થતાજ સૂઈ જતી, પણ પુનમની રાત્રી અને સખીઓના અતિ આગ્રહને વશ થઈ કોઈનુ યે નહીં માને તે ગુલબાનુ ચોગાનમા આવી તો ખરીજ અમો બધા એક સુવાળા સુદર ગાલીચા ઉપર લબ ગોળાકારના શાહી તકીયાઓને અઢેલી પડયા હતા રાત્રીના દશ વાગ્યાનો અમલ થયો હતો બધા જમી કરીને આવેલા હોવાથી કોઈ વાતની ઉતાવળ કે ચિતા ન્હોતી મહેરૂન્નીસા સ્વભાવે આનદી અને કટાક્ષ કરવામા પાવરધી હતી તેની

હાજરીથી સખીઓમા વિશેષ આનદ પ્રસરી રહેતો મહેરૂન્નીસાએ થોડીવાર રહી કહ્યુ,–"બાનુ ! આજે ચદ્ર આકાશે આવ્યો છે"

"તો શુ?" ગુલબાનુએ પુછ્યુ

"ત્યારેજ તો તમે અત્રે આવ્યાને!"

"શુ હુ ચદ્ર માટે આવી?"

"નાજી, પણ ચદ્ર તમારા માટે આજે આકાશે આવ્યો છે"

"મહેરૂન્નીસા, જો મને પજવવીજ હોય તો કહી દે, હુ એટલે ચાલી જવાની"

"કઈ ચિતા નહીં, પણ એક દુખ થાય છે, અને તે એ કે તમારા જવાથી અમો અધકારમા સપડાવાના આ ચદ્રની હાજરી તમારા લીધે છે એ શુ તમે નથી જાણતા?

"આવી વાતોથી શો લાભ?"

"લાભ ગેરલાભની વાત કરવાથી શો લાભ?"

'જો મહેરૂન્નીસા મારી સાથે આવી શબ્દજાળ! તને વાત કરવા શુ માગ સિવાય કોઈ મળતો નથી?"

"નાજી"

'ચાલ પાજી'

'તો, હાજી"

"એમ કે? ત્યારે તેનાથીજ વાત કર, મારો પીછો છોડ"

"હજી આવ્યા નથી, ત્યા લગી તમેજ"

"જો મહેરૂન્નીસા! બધાને મારી ઉપર શાને હસાવે છે? મે તારૂ શુ બગાડયુ? મારૂ અત્રે બેસવુ તને ગમતું ન હોય તો લે આ હુ ચાલી" એમ કહી ગુલબાનુ ઉભી થઈ મહેરૂન્નીસાએ તેનો હાથ પકડી બેસાડતા કહ્યુ,–"ગુલબાનુ! તુ (બહાદુરશાહ) જહાપનાહની માનિતી છે, દાવર શિકોહના આખની કીકી છે, અને આ મડળની ચદ્રીકા છે તારે આવી રીતે વારે ઘડીએ રીસાઈ જવુ ન જોઇએ અમે તો તને આનદ આપવા અત્રે આવ્યા છીએ"

"બળ્યુ તમારૂ આનદ! મને પજવી તમો આનદ ભોગવો, એ મને આનદ આપવાનો અર્થ ન ગણાય"

અત્રે ગુલબાનુએ કોઇના આવવાના પગલા સાભળ્યા પાછળ જોયુ તો કોઇ દેખાયુ નહીં

"કોણ આવ્યુ?" ગુલબાનુએ કોઇને ન આવેલો જોઈ પુછયુ

'દાવર શિકોહ, બીજો કોણ?!" મહેરૂન્નીસાએ ટાપસી પુરી ગુલબાનુ શરમાઈ ગઇ, થોડીક ખીજાઇચે ખરી, પણ શુ કરે?

ગુલબાનુ પ્રત્યે દાવર શિકોહનો પ્રેમ હતો, તેમ ગુલબાનુ દાવર શિકોહને ચાહતી હતી આ વાત થોડાજ દિવસો થયા અમારી જાણમા આવી હતી આ વાત કહેવાનુ કારણ એજ કે અમારા વેભવ વિલાસની કૈક ઝાખી થઈ શકે અમો રાજમહેલમા આનદ ભોગવતા હતા આવી

આવી મીઠી વાતો ઉપરાત અનેક વેળાએ ન્હાની ન્હાની રમતો અમારામા થયા કરતી પણ જે દિવસની હુ આ કથા કહી રહી છુ તે દિવસે અમારી બે દાસીઓએ મારા અને મહેરૂન્નીસાના આગ્રહથી બે ત્રણ ગઝલો સુકોમળ કઠે ગાઇ સભળાવી હતી એ ચદ્રવાળી ઉજવળ રાત્રીએ ગગનના તારા મડળોની અમારા ઉપર છાયા હતી શરદ પવનની લ્હેકીઓ, અત્તર અને ગુલાબના સુગધને લઈ મહેલ મ્હેકાવતી સુવાળા આસન ઉપર ગોળ ઓશીકાઓને અઢેલી બેસી એ ગઝલો સાભળવાની અમારી મજાહ પ્રત્યેક સગિત રસીઆઓની કલ્પનામા ઉતરી શકે તેમ છે અનેક ગઝલો-માની આ એક ગઝલે અમોને અનેરી મજાહ આપી હતી

ગઝલ

મૂર્ગે દિલ મત રો યહા આસૂ બહાના મના હય,
ઇસ કફસકે કેદીયોકો આબોદાના મના હય
તેરીહી દીવારસે જબ હમને સર પટકા કીયા,
રોઝને દીવારતક આખે મીલાના મના હય
કત્લ કરકે મુજકો ઉન સગી દિલોને યૂ કહા,
કત્લ હો જાના વલેકીન તડફડાના મના હય
અએ 'ઝફર' તુમકો હમેશા ચાહીએ અશરત મુદામ,
અબ તુમ્હે ચાલીસ દિન મ્હેદી લગાના મના હય

આ ગઝલ જહાપનાહે "ઝફર" નામે રચેલ હોવાથી વધારે ઉમગથી ગવાઇ હતી બહાદુરશાહ ઝફરના દરબારના

કવિ "ઝઓકે" રચેલી ગઝલો પણ તેટલાજ આનંદ સાથે ગવાઇ હતી

એવી રીતે અમો અશ્વર્ય અને આનંદ ભોગવતા જીવન વ્યતિત કરી રહ્યા હતા, ત્યા બળવો જાગ્યો સિપાહોએ ખૂનામરકી ચલાવી મામલો હાથથી ગયો એટલે અંગ્રેજોએ સિખ લશ્કરની સહાયથી વિદ્રોહિ સિપાહો અને તેવાજ શાહેરીઓને સજા કરવા માડી અનેક સ્થળોએ લડાઇ થતી હતી બહાદુરશાહ જ્યારે પોતાના બધા સબધીઓને છોડી લાલ કિલ્લાને છેલ્લા પ્રણામ કરી ગયા, ત્યારે મારી વય ૨૩ વર્ષની હતી હુ ઝનાનખાનામા રહેતી હતી, મને નાનપણથી બહાદુરશાહે પાળીપોષી ઉછેરી હતી હુ કોઈ કવિની પુત્રી છુ, એમ મને કહેવામાં આવ્યુ હતુ, જેની પુરી યાદ હમણા મને નથી મહેરૂન્નીસાએ એક દિને મને કહેલુ યાદ છે કે તારા પિતા પ્રત્યે બાદશાહ સલામતને સારો પ્રેમ હતો તેઓ જ્યારે મરણ પામ્યા ત્યારે તને બાદશાહ સલામતે પોતાને ત્યા ખાસ ઉછેરી હતી તેમ વધુમા શુ શુ કહ્યું હતું તેની મને યાદ નથી, કારણ કે એ વાત મહેરૂન્નીસાએ મને ઘણા વરસો ઉપર કહી હતી બળવો જ્યારે થયો ત્યારે હુ થોડાક દાગીના સાથે મહેલથી યાકુત નામના એક ગુલામ સાથે ન્હાસી છૂટી અનેક મુશ્કેલીઓ વેઠતી મુબઈમા પ્હોચી અત્રે એક મુસાફરખાનાવાળાએ અમને જ્યારે પુછ્યુ કે, તમે કયાથી

આવ્યા છો ? અને કયા જવાના છો ? ત્યારે અમોએ તેઓને એમ જણાવેલુ કે, અમો કાનપૂરથી આવ્યા છીંએ, અને ઈરાન ખાતે જવાના છીંએ આ અસત્ય કહેવાનુ કારણ એ હતુ કે તે સમયે જો અમો કોઇને કહીએ કે અમો શાહી મહેલના માણસો છીંએ, અને બળવાને લીધે ન્હાસી આવ્યા છીંએ, તો રખેને કોઈ અગ્રેજોને ખબર કરી અમને પકડાવી દે એ બ્હીકે અમોને સાચુ ખોટૂ કહેવુ પડતુ તે મુસાફ્ખાનામા એક વેપારી મુસાફ્ર ઇરાકથી આવીને ઉતર્યો હતો યાકુતે તેની સાથે ભાઈબધી કરી હતી, અને તે પ્રતિદિન ગાઢ થતી ચાલી મુસાફ્રખાનામા એવી રીતે થોડાક દિવસો પસાર કર્યા, અતે અમને પૈસાની તગી શરૂ થઇ યાકુત મારા હાથ નિચેનો એક ગુલામ હોવાથી હુ તેના ઉપર હુકમ કરતી, તેને ધમકાવતી, તોએ તે હજી સૂધી મારૂ કહેલુ માનતો તેનુ કારણ તેની વફાદારી સાથે એ પણ હોઈ શકે કે મારી પાસે દાગીના હતા, અને તેની પાસે એકે કોડી ન્હોતી, પણ જ્યારે મને પૈસાની તગી થઈ, ત્યારે મે તેને કહ્યુ કે, તમ આ લખનવના વેપારીને ત્યા નોકરી કરી અને એક નાની ઓરડી લઈ ત્યા રહો, જેથી કઈ સુખ થાય, અને જ્યારે બળવો દબાઈ જશે, ત્યારે આપણે ફ્રી દિલ્હીના કિલ્લામા શાહઝાદીઓની સેવામા જઈશુ યાકુતે મારી સુચના માન્ય રાખી, અને તેણે મજકુર વેપારીને તે વિષેની અરજ કરી તેના પરિણામે લખનવના વેપારીએ યાકુતને ૧૨ રૂપીયાના પગારે નોકરીએ રાખવાનુ કબુલ કર્યું

## વિચિત્ર સ્થિતિ!

આજે એ વાતને ચાર માસ વિતી ગયા છે યાકુત માસિક ૧૨ રૂપીઆ પગાર લાવતો, અને હું હાથ મજુરી કરી થોડુંક મેળવતી, પણ એટલાથી પણ અમારૂ ગુજરાન બરોબર ચાલતુ નહીં પેસાની તંગી હમેશ રહ્યા કરતી જો કે યાકુત આજ સુધી મારા ગુલામ જેવોજ રહ્યો તે મારા પ્રત્યેક હુકમોને માન આપતો

દિલ્હીના શાહ બહાદુરશાહ રંગુન ખાતે કેદમા પડયા હતા, શાહી જાહોજલાલી નાશ પામી હતી અમારા શાહી મહેલના સંગાથીઓ છુટા છવાયા થઇ ગયા હતા, અને કેટલાકો મરણ શરણે તો કેટલાકો ફાસીને માચડે ચઢી આ સંસાર તજી ગયા હતા આમ ક્રૂર કાળચક્ર અમારા ઉપર ફરતુ હતુ તેથી અમોને પુન શાહી મહેલમા સ્થાન મળે અને અમારા દિવસો ત્યા પસાર થાય એવી આશા બિલકુલ રહી ન્હોતી આવા સંજોગો વચે મે મુંબઇમાજ મારા એક જુના ઓળખીતા સાથે લગ્ન કરી લેવા ગોઠવણ કરી તેમનુ નામ હયદરઅલી હતુ તેમની કપડા રંગવાની એક દુકાન, તેમજ એક જીક કામ કરવાની દુકાન હતી એ દુકાનો નોકરો ચલાવતા હતા મહિને દહાડે સારી આવક થતી હતી, મારી સાથે હમણા સુધી રહેલા યાકુતને એક દિવસે તેના લખનવી શેઠે પુછયુ કે, “આ સ્રી જે તારી સાથે રહે છે તે કોણ છે?” યાકુતે તે સમયે ઘોટાળો કર્યો, અને તેણે કૈં ઉતાવળે કહી નાખ્યુ કે, “તે મારી ધણીયાણી

છે” આ કહેલી વાત યાકુતે મને આવીને કરી, ત્યારે મે તેને ઠપકો આપ્યો કે ખોટુ શા માટે બોલ્યો ? ત્યારે તેણે ખુલાસો કર્યો કે જો હુ એ સિવાય બીજો જવાબ આપતે, તો એ શેઠને વ્હેમ જતે કે એઓ પરણેલા નથી, તે છતાએ એક સાથે શા માટે રહે છે ? એવા પ્રકારની શેઠને જો શકા થાય તો તે સારી વાત નહીં તેમજ દિલ્હીમા ગરબડ ચાલતી હોવાથી સિપાહીઓની બ્હીક હતી, તેથી મેં શેઠને એમ કહ્યુ કે એ તો મારી સ્ત્રી છે ત્યારે બીજી બાજુએ હયદરઅલીએ મારી સાથે લગ્ન કરવાની તૈયારીઓ કરવા માડી આ વિચિત્ર સ્થિતિમાથી અમો પસાર થઇ રહ્યા હતા, અને આ ઘોટાળો કેવુ સ્વરૂપ પકડે છે, તેનું પરિણામ જોવાની અમોને લગની લાગી

## મારા લગ્ન પછી.

મારા લગ્ન થયા હયદરઅલી મારો પતિ થયો હુ દિલ્હીના શાહી મહેલથી ન્હાસી આવી છુ, એ વાતની હયદરઅલીને ખબર હતી લગ્નના દિવસે મારા પતિએ યાકુતના લખનવવાળા શેઠને મારા લગ્નમા બોલાવ્યા હતા, પણ હયદરઅલીના લગ્ન કોની સાથે થવાના છે, એની માહિતી તેમને ન્હોતી યાકુતથી હુ જ્યારે છૂટી થઇ, ત્યારે તે લખનવી શેઠે યાકુતને પૂછ્યુ, “કેમ તારી સ્ત્રી હવે દેખાતી નથી ?” ત્યારે યાકુતે વિચિત્ર જેવી વાત આ રીતે કહી કે, મારી સ્ત્રીએ હયદરઅલી સાથે લગ્ન કર્યાં છે આ સાભળી તે લખનવી શેઠના આશ્ચર્યનો પાર ન રહ્યો

તે મુઝવણુમા પડયો કે આ પરણેલી સ્રીએ ધણી જીવતો હોવા છતાએ બીજા લગ્ન કેવી રીતે કર્યાં? વળી તેના ધણી યાકુતે તેવા લગ્નમા આગળ પડતો ભાગ કેમ લીધો? આવા પ્રશ્નોની પરમપરા એક સાથે લખનવી શેઠના ભેજામા ગરબડ મચાવી રહી તે ચૂપ થઈ ગયો, અને તેજ દિવસે યાકુતને નોકરીમાથી કાઢી મૂકયો યાકુત ત્યા વિશેષ ખુલાસો કરી ન શકયો, કારણ કે તેને ખુલાસો કરવાને યોગ્ય પ્રસંગ મળ્યો ન્હોતો

યાકુત નોકરી છોડી મારી પાસે આવ્યો, અને દરેક વિગત મને કહી, ત્યારે મે મારા પતિને દરેક વિગતથી માહિતગાર કરી તેવણુ યાકુતને સાથે લઇ લખનવી શેઠ પાસે ગયા યાકુતે બધો ખરો ખુલાસો કર્યો, તોએ એ લખનવી સાહેબના ભેજામાથી મારા સબધેના ખગબ વિચારો ગયા નહીં ત્યારે મારા પતિએ યાકુતને પોતાને ત્યા નોકરીએ રાખ્યો હજીયે હુ સુખી છુ

મારી આ કથામા કૈ નવિનતા કે વિશેષતા નથી તોયે શાહી ઘરબારના રહીશોની અને બળવા પછીની સ્થિતિ નોધનાર આ બીના નોધાવવા આગ્રહ કરે છે, તેને વશ થઈ મે મારી આ કથા લખાવી છે

હવે હુ કહીશ કે મારૂ નામ "ઝયબુન્નીસા" છે.



કથા પંદરમી

## રાજકુમારો જેલખાનામાં.

### મિરઝા તેગ જમાલની વિચિત્ર કથા!

ઈસ્વી ૧૯૧૮ મા આ વૃત્તાત લખવામા આવે છે મિરઝા તેગ જમાલ દિલ્હીની શહેનશાહત જોઈ અનુભવ મેળવેલા વૃદ્ધ ગ્રહસ્થ છે તેઓ પોતાની વિચિત્ર કથા નિચે મુજબ કહે છે પ્રથમ એમનો પરિચય સક્ષેપમા અત્રે વાચકો સાથે કરાવીશ

મિરઝા તેગ જમાલની આયુ હમણા ૮૦ વરસની છે બળવો ઈસ્વી ૧૮૫૭ મા થયો હતો તે સમયે તેમની વય ૧૯ વર્ષની હતી એમને બળવા પહેલાની વાતો એવી સારી રીતે યાદ છે કે જ્યારે તેઓ બળવા અગાઉની વાતો કરે છે, ત્યારે તે ગઇ કાલેજ બનેલી વાત હોય તેમ લાગે છે વાચક! તને પણ એ વાતો ગઈ કાલેજ બનેલી લાગશે મિરઝા તેગ જમાલ દ્વિતિય યુવરાજ મિરઝા ફખરૂના ચિરંજીવી છે મિરઝા દારાબખ્ત બહાદુરશાહના પહેલા યુવરાજ હતા, પણ તેમના અકાલ મરણ થવા લીધે મિરઝા ફખરૂ સાહેબને યુવરાજ ઠેરવવામા આવ્યા હતા

મિરઝા ફખરૂને દિલ્હીપતિ બાહાદુરશાહ બાદશાહના અવસાન પછી રાજ્ય ગાદી મળવાની હતી, પણ વિધાતાએ હિંદમાથી મુગલ શહેનશાહતનો પાયો ઉખેડી નાખવા શુ કર્યું, તે આ પુસ્તક વાચનારથી છાનુ તો નથીજ મિરઝા ફખરૂ બહુજ ધર્મ ભાવનાવાળા ધાર્મિક પુરૂષ હતા જો દિલ્હીનુ સિંહાસન બાકી રહેવા પામ્યુ હોત તો મિરઝા ફખરૂ નિશક હિંદુસ્થાનના ભલા બાદશાહ તરીકે ઇતિહાસમા સ્થાન મેળવતે પરતુ યુવાવસ્થામા મોટા મોટા ધાર્મિક ભાવનાવાળાઓના પગ ડગમગી જાય છે, રૂષી મુનીઓ ઉપર પણ યુવાનીનુ ભૂત અનેક વેળાએ ચઢેલુ હિંદના ઇતિહાસમા આપણે જોઇએ છીએ વિશ્વામિત્ર જેવા અતિશય તપ કરનાર રૂષીની કથા કયા અજાણી છે? મેનકાની મોહિનીની વાત શુ તમે જાણુતા નથી? પારાશર જેવા અચળ તપ કરનાર રૂષી મત્સેયગધાના રૂપ ઉપર મોહિત થયા હતા તો પછી બીજાઓની શી વિસાત?

મિરઝા ફખરૂ તો યુવરાજ હતા, ભારત વર્ષના સમ્રાટના પુત્ર હતા, તેમને યુવાવસ્થાનો આનદ ભોગવવામા શુ વાધો હોઈ શકે? કયા કોઇની ગુલામી કે બહીક હતી? મિરઝા ફખરૂએ તેવી સ્થિતિમા જો કોઇ ભૂલ કરી હોય, અને યુવાવસ્થાના જોશને દાબી શકયા ન હોય તો તે કઇ આશ્ચર્યજનક વાત ન ગણાય

મિરઝા તેગ જમાલ, એજ પહેલી અને ગુપ્ત પરતુ અત્યત મનોરજક ભૂલનુ પરિણામ છે તે પછી તેમની

માતાથી કોઈ સતાન થયુ નથી મિરઝા ફખરૂને તેમની વિવાહિતા પેટે મિરઝા ફરખન્દા જમાલ આદિ સતાનો થયા હતા તેથીજ બ્રિટીશ સરકારે મોટા પેન્શનના અધિકારી મિરઝા ફરખન્દા જમાલને ઠેરવ્યા અને તેમને માસિક રૂપીઆ ૧૫૦ પેન્શન તરીકે આપે છે ત્યારે મિરઝા ફખરૂનાજ સતાન મિરઝા તેગ જમાલને એક પાઇ પણ પેન્શન તરીકે અપાઈ નથી આ પેન્શનનુ રહસ્ય ઉઘાડવા માટે સચોટ પણ વિચિત્ર પુરાવો છે વિવાહિતા સ્રીથી થએલા સતાનની મહત્વતા પેન્શનના રૂ ૧૫૦, અને અવિવાહીતા સ્રીના પેટે જન્મ લેવાની ભૂલ કર્યા બદલ મિરઝા તેગ જમાલને પેન્શનની એકે પાઈ નહીં

## તેર વરસનો ધણી અને સોળ વરસની ધણીઆણી !

મિરઝા તેગ જમાલ ઘણાજ પ્રસન્ન વદનના હસમૂખા હતા તેઓ કહેતા હતા કે મને પેન્શન ન મળવા વિષે કિચિત માત્ર દુખ નથી તેઓ પોતાની માતા અને પિતાના પ્રેમ સબધનુ એ પ્રકારે વર્ણન કરે છે કે, જાણે તેમને આ પ્રેમના પરિણામ સાથે લેશ માત્ર પણ સબધ ન હોયને ! જો કે તેઓ પોતે એ ગુપ્ત પ્રેમના પરિણામે જન્મ્યા છે

તેગ જમાલ કહે છે કે,–"જ્યારે આ પ્રેમ સબધનો આરભ થયો હતો, ત્યારે માતુશ્રીની આયુષ સોળ વર્ષની

હતી અને પિતાજીની આયુષ તેર વર્ષ કરતા કૈક વધુ હતી જો પૂછવામા આવે કે તેર વરસનો બાળક સોળ વરસની સ્રી સાથે પ્રેમ કેવી રીતે કરી શકે ? એનો ઉત્તર આપી શકાય છે કે જેવી રીતે ૮૦ વરસનો વૃદ્ધ પુરૂષ સોળ વર્ષની અલ્પઆયુ સ્રી સાથે પ્રેમ કરી શકે છે

અમો મુગલ રહ્યા, એટલે બીજાઓ કરતા અમો વ્હેલા યુવાન થઈ જઇએ છીએ છોકરીઓ તો ક્યારે ક્યારે અગ્યાર વરસની વયમાજ યોવનના આગમનની ઘોષણા કરે છે, ત્યારે છોકરાઓ બાર અને તેર વરસની વયે પ્રેમ અને તેના પરિણામને વિચારવા માડે છે, હુ સ્વય જ્યારે ૧૨ વરસનો હતો, ત્યારે આજકાલના ૧૮ વરસના યુવકો કરતાયે વિશેષ શૌર્ય અને બળ હુ મારામા અનુભવી શકયો હતો

તેગ જમાલે કહ્યુ,–મારી માતુશ્રી એક કહારની (ખાધ ઉપર માણુસની ડોળી ઉંચકનાર મજુર) પુત્રી હતી ને મારા મોટા માતુશ્રી અકબરશાહ દ્વિતિયની સમક્ષ સારૂ માન ધરાવતી હતી આખા મહેલના કહારોમા મોટા માતુશ્રી સૌથી વધુ સ્વરૂપવાન કહેવાતી, પણ મારી માતુશ્રીમા જે સુદર સ્વરૂપ હતુ, તેમનામા જે ખુબસુરતી હતી તે સ્વપ્ને પણ મોટા માયે જોઇ હશે નહીં

જો કે મારી માતુશ્રી શાહી મહેલની દાસીઓ-માની એક હતી, તોએ તેમનુ નિવાસ બહુધા ખાનમ

બજારમા રહેતું ખાનમ બજારમા અમારા અન્ય કુટબીઓ રહેતા હતા

એક દિવસની વાત છે, પિતાશ્રી દરવાન સાથે ખાનમ બજારમા કૈ કામસર ગયા હતા ત્યા તેમણે મારી માતુશ્રીને એકાએક જોઈ, અને જોતાની સાથે આશક પણ થઇ ગયા આશક થવા માટે કઈ ફી ભરવી પડતી નથી, કોઈની રજાયે લેવી પડતી નથી, એટલે વિના વિલબે જોતાની સાથે મારા પિતાશ્રી મારી માતુશ્રી ઉપર આશક થઇ ગયા, તેમણે ઘેર જઈ માદા હોવાનો ઢાગ કર્યો, અને રડવા લાગ્યા લોકોએ તેમની વેદના જાણવા અનેક પ્રયત્નો કર્યા દાદીમાએ તેમને કહ્યુ કે, જો કોઇએ દુ ખ આપ્યુ હોય તો કહો, કોઇએ તમારી ઇચ્છા વિરૂદ્ધનું કાર્ય કર્યું હોય તો કહો, જેથી તેમને યોગ્ય સજા દઉ, પણ પ્રેમના દુ ખી પિતાશ્રી શુ કહી શકે? હૃદયમા થતી વેદનાની ફરયાદ શુ કરી શકાય છે? પ્રેમ દુ ખની વેદનાની ફરયાદ કોણુ કરી શકે? પિતાશ્રીએ કૈ ઉત્તર આપ્યો નહીં અને પડયા પડયા રડતા અથવા તો પોતાના પ્રેમ પાત્રનુ ચિતન કરતા

હુ મારી માતા અને મારા પિતાશ્રીના પ્રેમ સબધ વિષે વાત કરૂ છુ, તેથી કેટલાકને હસવુ આવે છે, પણ હુ તે માટે મગરૂર છુ, કારણ કે પ્રેમના પરિણામે હુ જન્મ્યો છુ પ્રેમ સબધ વિના અનેક સસારીઓ લગ્ન કરે છે, એવા લગ્ન કરતા પ્રેમ લગ્ન સારા એમ હુ માનુ છુ,

તેથી મારી માતા અને મારા પિતા વચ્ચે બધાયેલા પ્રેમની વાત કરતા હુ શરમાતો નથી ચોરી કરવી શરમ ભર્યું છે પ્રેમની ખરી વાત કરવી શોભા ભર્યું છે, એ નક્કી માનવુ

અતે આ ભેદ ફુટયો, અને ભવાડો થયો મહેલના નાનાથી મોટા દરેક માણસને મોઢે એ પ્રેમની ચર્ચા છૂટથી થવા લાગી મહેલની બેગમો મારા પિતાશ્રીને પજવવા લાગી અને સાહેલીઓ, દાસીઓ વગેરેમા પણ કટાક્ષ અને તાણામેણા ચાલવા લાગ્યા ધીમે ધીમે મોટા માતુશ્રીને એ વાતની ખબર પડી, ત્યારે તેમણે મારી માતુશ્રીને મહેલમા તેડાવી મગાવી, આ પ્રકારની વ્યવસ્થા થઇ તે છતાએ પિતાશ્રી મારી માતુશ્રી સાથે વાત કરવાને શરમાતા હતા પણ જ્યારે જ્યારે એકાત મળતુ ત્યારે માતુશ્રી પિતાજીનો હાથ પકડી કહેતી,–"સાહેબ આલમ! તમે શાને ઉદાસ રહો છો?" પિતાશ્રી કૈચે ઉત્તર આપ્યા વિના હાથ છોડવી ન્હાસી જતા માતુશ્રી સામુ જોતાએ નહીં તેઓ બહુજ શરમાળ હતા પ્રેમની આ એક વાત પ્રત્યક્ષમા એ દશા હતી પણ પરોક્ષમા શુ છે? તે સમજાતુ નહીં મિરઝા તેગ જમાલ કેવી રીતે ઉત્પન્ન થયા, એ ભેદ મિરઝા તેગ જમાલ પોતે એવી રીતે ઉઘાડે છે "મારા જન્મ સમયે માતુશ્રીની વય ૧૭ વર્ષની હતી, ત્યારે પિતાશ્રી ૧૪ાા વર્ષના હતા!"

દાદીમાએ બહુજ ઈચ્છા દર્શાવી કે જ્યારે આ કહારી (મારી માતુશ્રી) ને ત્યા મારો પૌત્ર ઉત્પન્ન થયો છે, ત્યારે

હવે એને મહેલમા બેગમો સમાન રાખવી જોઇએ પરંતુ મોટા માતુશ્રી એ વાતને કબુલતા નહીં તેથી માતાને ગુપ્ત મહેલ ત્યાગી ખાનમ બજારમા જઈ રહેવુ પડયુ આ ગુપ્ત પ્રેમનુ બીજુ પરિણામ!

મિરઝા તેગ જમાલ, જેઓ આ ગુપ્ત પ્રેમના પરિણામે ઉત્પન્ન થયા હતા, તેઓ જ્યારે છ વર્ષના થયા, ત્યારે તેઓ લાલ કિલ્લામા આવી પોતાના પિતા પાસે રહેવા લાગ્યા તેઓ કહે છે કે,–"હુ માતા તરફથી મજુર છુ, અને પિતા તરફથી બાદશાહ છુ"

## બળવાના વીસ વર્ષ પછી

મિરઝા તેગ જમાલ કહે છે કે, બળવાના દિવસોમા હુ મારી માતા સાથે ન્હાસી શાહજહાનપૂર ચાલ્યો ગયો હતો શાહજહાનપૂરમા અમારા (કહાર) સગા સ્નેહ સબંધીઓ રહેતા હતા બળવાના દિવસોમા શાહી કિલ્લાની એવી ખરાબ દશા થઈ કે જેથી મને રાજકુમારો સાથે રહેવાનુ ઠીક લાગ્યુ નહીં અને તેથીજ હુ તેઓને ત્યાગી શાહજહાનપૂર ગયો હતો રાજકુમારોનુ તે દિવસોમા જીવન બે કોડીની કિંમતનુયે ન્હોતુ મને મારી સલામતી એમાજ દેખાઈ કે હુ માતા સાથે મહેલ છોડી ન્હાસી જાઉં, અને મે તેમજ કર્યું એક રાજકુમાર કહેવડાવવા બદલ (કહાર) મજુર તરીકે મારે રહેવુ એ મારી રક્ષા માટે ઢાલ સમાન હતુ

ખુદા જો મહેરબાન હોય તો ગધેડો પહેલવાન થાય બળવાના દિવસોમા મોટા મોટા રાજકુમારો રખડી પડેલા, ખાવા પીવાના સાસા થવા લાગેલા, ત્યારે અમારા જેવામા હુ તો તેવી અવદશા ભોગવતો બચ્યો, એ ખુદાની મહેરબાની નહીં તો બીજુ શુ? બળવા સમયે ન્હાસભાગ કરતા રખડી પડેલા સખ્યાબધ મોટા ખાનદાની વેપારીઓ, અમીર ઉમરાવો ભૂખમરો વેઠવાની દશા સુધી પહોચેલા મે જોયા હતા પણ અમારા સબધમા ખુદાએ મહેરબાની કરી હતી વળી મારી માતા પાસે પૂરતા પ્રમાણમા ઝવેરાત હતુ જે અમોએ શાહજહાનપૂરમા વેચી એક દુકાન કરી હતી, અને એ દુકાનના પ્રતાપે અમો આજે વીસ વર્ષ થયા આનદથી સમય વ્યતિત કરી શકયા છીએ

કેટલાક વખતથી શાહજહાનપૂરમાના મારા મળત્યા મિત્રો અને સ્નેહિઓને મારા મૂળની બાતમી મળી હુ રાજ કુમાર છુ, એ વાત જ્યારે તેઓએ જાણી ત્યારે મે પણ આવેશમા આવી જઇ મારી ગુપ્ત કથા સોને કહી સભળાવી, પણ એમ કરવામા મે ભૂલ કરી હોય એમ મને પાછળથી લાગ્યુ અમો શાહજહાનપૂરમા જે આનદ સાથે ગરિબીમા રહેતા હતા તે ગરિબીની બાદશાહીમા નડતર થઈ લોકો વારેઘડીએ મારી પાસે આવવા લાગ્યા, અને મારી કથા પૂછવા

લાગ્યા બળવા સમયે શુ થયુ ? બળવા સમયે તમે ક્યા હતા ? તમે કોણ છો ? તમારો પિતા કોણ ? શું તમે રાજકુવર છો ? અરે તમારી આવી દશા ! લગભગ એવાજ પ્રકારના પ્રશ્નો જે કોઇ આવે તે કરતો મારી કથાની એકને એક વાત વારે ઘડીએ કહી સભળાવતા હુ થાકયો, હુ કોઇનું અપમાન કરી હાકી કાઢી શકુ એવો નિર્દય નથી પ્રેમ સાથે મારી કથા પૂછવા આવેલાઓને પ્રેમથીજ પાછા વાળવા એ વિવેક છે પણ કોઇ ઉમગને ઉત્સાહ સાથે, લાગણી ભર્યા હેયે મારી કથા પૂછવા આવે તેનું અપમાન કરવુ, તેના ઉત્સાહ ને ઉમગનો ભગ કરી નાખવો, એ વિવેક નથી જેઓને હુ સમજાવી પટાવી પાછા વાળતો તેઓ પુન કાઇને કોઈ દિવસ મારી કથા જાણવા મારી પાસે આવી પ્રશ્ન કરતા મારી એ દશા મને બહુજ દુ ખદાયક નિવડી હુ ઉત્તર આપતા થાકયો, અને હાર્યો, પણ પ્રશ્ન કરનારા કૈ ઓછા થયા નહીં ઠીક એ વાત જવા દો શાહજહાનપુરમા શુ થયુ ? તે હવે હું કહીશ

## ૧૪ વરસની જેલ મળી.

મારી મીઠાઇની દુકાન હતી દુકાન ઉપર હુ બેસતો હતો એક દિવસે એક પઠાણ આવ્યો, તેણે મારી પાસેથી મીઠાઈ ખરીદી, પણ તે તેને સારી ન લાગતા મીઠાઈ ખરાબ છે વગેરે બોલતા અતે ગાળો આપવા લાગ્યો, હુ રાજવશનો મુગલ, કોઇની ગાળ કેમ સાખી શકુ ? મને એ ગાળોએ ક્રોધ ઉપજાવ્યો ને હુ ઉભો થયો, અને એક

લોખંડનો ખપચો ઉપાડી તે પઠાણના માથા ઉપર ખૂબ જોરમા માર્યો એ પઠાણ તરતજ ચકરાઈને જમીન ઉપર તૂટી પડયો, અને જોત જોતામા મરણને શરણ થયો એ પઠાણ મરી જાય તેટલા ખાતર મે એને માર્યો ન્હોતો, પણ એણે મને ગાળ આપી તેનો બદલો લેવા માર્યો હતો હુ ન્હોતો ધારતો કે તે એ મારથી મરી જશે પણ ખુદાએ તેને તેડાવ્યો તે મારા હાથે માર ખાઈને મર્યો અને તે કારણે હુ પોલીસના હાથમા પકડાયો ઘણા દિવસો સુધી કોર્ટમા મારો કેસ ચાલ્યો પોલીસ ચોકીઓ ઉપર ખૂબ રખડયો અને પરિણામે મને ૧૪ વરસની સજા મળી આ તો, 'આવ બલા ને પકડ ગલા' જેવી થઈ બેઠા બેઠા ૧૪ વર્ષની જેલ ભોગવવાને હુ પાત્ર થયો, એ શુ ઓછી અજાયબી ?

## બરેલીની જેલમાં શુ થયું ?

પહેલા દિવસે જ્યારે હુ જેલખાનામા આવ્યો, ત્યારે મને કેદમા પડયા વિષેનું દુખ કે ચિંતા ન્હોતી કારણ કે આરંભથીજ મને હંમેશ નિશ્ચિંત રહેવાનો સ્વભાવ હતો અને દરેક સ્થિતિમા હુ સંતોષી રહેતો, તેથી દુખ કદી મારી પાસે આવતું નહીં જેલ યાત્રાની સજા સાભળી હુ પ્રસન્ન થયો ચૌદ વરસ જેલમા વિતાડવા એ મારા લલાટમા લખાયુ હશે, ત્યારેજ સજા થઈને એવી કલ્પના કરી હુ મારા મનને મનાવતો ખરી રીતે પૂછો તો એ મારા લલાટમા લખાયલા લેખનો એ ઉલ્લેખ હતો નહીં તો આનંદમા હુ જીવન વિતાડી રહ્યો હતો, મને

એવી અણધારી વિપત્તિમાથી પસાર થવુ પડશે, એની ખબર ન્હોતી કોણ જાણે કેવા ચોઘડીએ એ પઠાણ મારી પાસે મીઠાઈ લેવા આવ્યો ? જેથી એને મરણને ભેટવુ પડ્યુ, અને મને ચૌદ વરસ સુધીની આકરી જેલ ભોગવવી રહી ઈશ્વર ઇચ્છાજ એવી હતી, એમા મને શકા નથી ? તેથીજ હુ જેલમા નખાયો, તેનુ મને દુખ ન્હોતુ કે ન્હોતી તેની ચિતા. જો હુ સતોષી ન હોત તો આ જેલ મારા માટે અસહ્ય થઈ પડત જેલના સકટો અને દુખોથી મારી રક્ષા મારી સતોષી પ્રકૃત્તિએ કરી, એમ કહુ તો ચાલે

આજે જેલમાનો મારો પહેલો દિવસ છે, આજથી મારૂ જેલજીવન શરૂ થાય છે આજેજ મારા માતુશ્રી મારી મુલાકાતે જેલમા આવેલા, તેઓ મારી એવી દશા જોઇ રડવા લાગ્યા હુ તેમને મનાવવા અને દિલાસો આપવા લાગ્યો સ્ત્રી હૃદય તે માનેજ શાનુ ? મારી સમજાવટ બધી પાડાની પીઠ ઉપરના પાણી સમાન નિવડી. માતુશ્રી રડતા બધ ન થયા હુ મારા દુખે સહેજે દુખી ન્હોતો હુ તો દરેક સ્થિતિમા પ્રસન્ન રહેતા માતુશ્રી મારી અવદશા જોઈ રડી રહ્યા છે, હુ તેમને જોઈ રડી રહ્યો છુ માતુશ્રીના હૃદયમા મારા વિયોગની થતી કારમી વેદનાઓની કલ્પના હુ કરી શકયો, તેથીજ તેમની વેદનાને દુખે મારાથી રડી પડાયુ હુ રડયો અમો બને ખૂબ રડયા એ રડવાથી અને આસૂએ ઉછળી રહેલા હૃદયના આવેશને કારણે અમારાથી વાતચિત

થઈ શકતી ન્હોતી હુ બોલવા ચાહતો પણ બોલી શકતો નહીં જો કે વાત કરતા અમને કોઇ પણ અટકાવનારો ન્હોતો, પણ "માતાના દુખે દુખી થએલુ મારૂ હૃદય રડતું હતું, તેથી વાત કરવાને હૃદયને અવકાશ ન્હોતો અમારા એ દિવસનુ રડવુ, તે મને મારા જીવનના અત સુધી સ્મર્ણે રહેશે, એટલુ કદીએ અમે રડયા ન્હોતા, કે ન્હોતી કરી તેની કલ્પના પ્રતિદિન અમો હસતા હતા અને આજે રડતા થયા એ સમયનીજ બલીહારીને !

રડવાથી હૃદય ઉપર પડેલો દુ:ખનો ભાર આખ વાટે આસૂની ધારે ઉતરી જાય છે મારા અને માતુશ્રીના હૃદય ઉપર પડેલા દુ:ખનો ભાર એવીજ રીતે ઉતરેલો અમો રડી રડીને શાત થયા તેથી હવે વાતચિત થઇ શકી મે માતશ્રીને કહ્યુ,—"માતા ! હવે ના રડો, રડવાથી કઇ વળવાનુ નથી સતોષી રહો, સુખી થશો" માતાએ ઉત્તર ન આપ્યો, તેથી રમૂજ ખાતર મે તેમને પુન કહ્યુ,—"માતાજી, શાને રડો છો ? અરે ! મહિનાઓ સૂધી ખાતા ન ખૂટે એટલી બધી મીઠાઇ દુકાને મૂકી આવ્યો છુ ગભરાતા ના !"

હવે માતુશ્રી બોલ્યા,—"તને તો જ્યારે ત્યારે હસવાનુ અને મશ્કરી કરવાનુ સૂઝે છે હુ નિરાધાર છુ, મારી રક્ષા કરનાર આ સસારમા કોણ છે ? ચોદ ચોદ વર્ષનો તારો વિયોગ હુ કેવી રિતે સહન કરી શકીશ ? અરે ! ચોદ વરસ સૂધી મારી કોણ ખબર લેશે ? તારા જીવે આ પરદેશમા વીસ વર્ષ વિતાડી શકી આ દિલ્હી નથી ! બેટા ! પરદેશ છે"

"હા, માજી ! હુ જાણુ છુ આ દેશ છે ને પરદેશ છે, પણ જુઓ ? પિતાશ્રીનુ આખુ તૈમૂરી વશ નાશ પામ્યુ, દિલ્હીનુ રાજપાટ એક પળમા ગયુ, મોટા મોટા મહેલો માટીમા મળી ગયા અમીર ઉમરાવો ધૂળ ભેગા થયા મારા રાજકુમાર ભાઈ જે બાદશાહ થવાના હતા, જેઓ શાહી તખ્ત ઉપર બેસીને અમલ કરવાની હોશ ધરાવતા હતા, તેઓ તખ્તને બદલે તખ્તા ઉપર આવી પડયા, ત્યારે આપણી શી વિસાત ? જુઓ ! દાદા બહાદુર-શાહની દશા ! તેમનુ શુ થયુ ? તમે નિરાધાર છો, એટલે તમારો આધાર નિરાધારોનો આધાર ઇશ્વર છે તમારી રક્ષા કરવાને તે સપૂર્ણપણે સમર્થ છે, તે કોઈને ભૂખે માર તો નથી, બધાને આજીવિકા આપે છે, કોઇને સુખે તો કોઇને દુખે માતા તમે ચિતા કરશો નહી તમે હવે શાહી મહેલના બેગમ નથી એ ભૂલતા ના ! તે સુખના સ્વપ્ના જોઈ દુખી થતા ના ભૂલી જાઓ શાહી દિલ્હીને, ભૂલી જાઓ તે વૈભવ અને વિલાસને, એમ કરશો અને સતાષી રહેશો તો સુખી થશો માતા ! હુ તમારો બાળક છુ, તમને વિશેષ શુ કહુ ? અરે ! એમ કહેવાનો મને અધિકાર કયા છે ? માતા ! હવે હુ મારી એક બે વાત તમને કહેવા ચાહુ છુ જુઓ ! તમે હવે બેગમ કે રાજરાણી નથી, તોએ તમારો સ્વભાવ રાણીઓ જેવો છે તમે શાહી ખાનદાનના સબધી ઉચ્ચ સસ્કારી છો, મારી સ્ત્રી તે તમારી વહુ છે તેની સભાળ લેશો તેનુ હૃદય કોમળ છે,

તેને દુભાવતા ના, તે જડ છે અને તમે સસ્કારી એ ભૂલી જતા નહીં તેની જડતા પ્રત્યે ક્ષમા દ્રષ્ટિએ જોશો, તમારી સસ્કારીતાનો તેને લાભ આપશો તમે રાજમહેલના રાણી રહ્યા અને મારી સ્ત્રી તે "કહાર" (મજુર) જાતીની સ્ત્રી છે તેની સાથે તમે રાણી જેમ વર્તતા નહીં ! તે તમારી દાસી નથી પણ વહુ છે"

માતા મારી આ વાતો સાભળી હસવા લાગી અને કહેતી ગઈ કે,–"સમજાતુ નથી કે તુ એટલો બધો નફ્ટ કેમ થઈ ગયો છે?! તને હ્રદય છે કે પત્થર ! અસ્તુ ! જા, હુ તને હવે ઇશ્વરની રક્ષાએ સોપૂ છુ"

માતુશ્રી ગયા હુ જેલ ભોગવવા જેલમા રહ્યો

## જેલ, એ કઇ માસીમાનું ઘર નથી!

જ્યારે મને જેલના કપડા પહેરવા માટે આપવામા આવ્યા, ત્યારે મે હસતા કહ્યુ,–"આ ગુણપાટ રહેવા દો, મને મારૂ આ વસ્ત્ર તેથી વધુ ઉપયોગી અને વહાલુ છે. મારે તમારા એ કપડાની જરૂર નથી"

જેલરને મારી આ વાત બહુજ અપમાનજનક લાગી હોય એમ મને લાગ્યુ મે વાત કરવાની શરૂઆત કરી ત્યારથી જેલરનુ મોઢુ ક્રોધથી લાલચોળ થઇ ગયુ હતુ તે મારી આ સાધારણ વાત સહન કરી ન શકયો ઉશ્કેરાયો, અને ત્રણ ચાર લાકડીના ફટકા લગાવતા બોલ્યો –"આ જેલ છે, કઈ તારી માસીમાનુ ઘર નથી ખબરદાર ! જો હવે વધુ બોલ્યો છે તો !"

જેલર કોઇ માણસને ફટકા મારે છે કે ગધેડાને ? તેનો વિચાર જેલરે કદી કર્યો હોય એમ મને લાગતુ નથી એક માણસને લાકડીના ફટકા કેવી રીતે મારવા તે જેલર સાહેબ સમજતા ન્હોતા તેણે જે ફટકા શરૂઆતમા મને માર્યા તે કોઈ પશુને માર્યા હોય એવી રીતના હતા જેલર મારી સાધારણ વાત સહન કરી ન શકયો, પણ હુ તેના એ લાકડીના ફટકા સહન કરી ગયો, અને હસતા બોલ્યો,—હા, સાહેબ ! મને ખબર છે કે આ કઈ મારી માસીમાનુ ઘર નથી અને એ પણ હુ જાણુ છુ કે મારી માસીમાનુ ઘર ખાનમ બઝારમા હતુ અને તે મહોલ્લા સાથે ખોદાઇને જમીન બરોબર થઈ ગયુ છે વળી મારી દાદીમાનુ ઘર લાલ કિલ્લામા હતુ, જેમા આજે અગ્રેજો રહે છે હુ તો આજે અહીં સાસરીયેથી આવ્યો છુ મને ખબર છે કે સાસરીયે જોડા મારવામા આવે છે પણ સાહેબ ! મે એમ તો કદીયે સાભળ્યુ ન્હોતું કે સાસરીયે લાકડીના ફટકા મારવામા આવે છે ! તમે મારા મહેરબાન "સાળા" છો ? આવી પદ્વી ધરાવતા આવી ક્રરતા દાખવવી તમને શોભા આપનારી ન ગણાય "

ખરેખર ! આનદી અને બોલકણો સ્વભાવ, સતોષી જીવન, હાસ્યવૃત્તિ એ બધી વસ્તુઓ કઇ હમેશ સુખભરી નિવડતી નથી એ જેલરના ફટકા મે સહન કરી સતોષ પકડયો, દુખ ભૂલવાને આનદ અને હાસ્યની વાતો કરવા લાગ્યો, તેનું પરિણામ શું આવ્યુ ? સાભળો –

જેલર મારી એ વાતો સાભળી રોષમા લાલચોળ થઇ ગયો ગુસ્સાના આવેશને લીધે તે થરથરવા લાગ્યો જેલરે બે ત્રણ કેદીઓની સહાયતાથી મને પકડી એટલો માર માર્યો કે જેથી હુ અચેત થઈ જમીન ઉપર તૂટી પડયો જ્યારે મને શુદ્ધ આવી ત્યારે મે જોયુ કે હુ એક કોટડીમા પડયો છુ, અને જેલર હાથમા લાકડી લઈ મારી સામે ઉભો છે મે શુદ્ધીમા આવતા તરતજ જેલરને વિનતી કરી,–'સાહેબ ! સાસરીયે પ્રથમ માર માર્યા પછી જમાઇનું સનમાન કરવાની પ્રથા હિદમા ઘણા વખતથી પડી છે આપે એ પ્રથા નભાવી, અને મુહુરત કર્યું તો હવે કૃપા કરી આપની બ્હેનને બોલાવો, જે મને લાગેલા ઘા ઉપર હળદર અને ચુનો લગાડી ઘા મટાડે અને મને ભૂખ લાગી છે, તો કૈ બનેવીને યોગ્ય પિરસે એવી આજ્ઞા કરો"

નફ્ટ આગલ દુનિયા નમે "દુનિયા ઝુકતી હય, ઝુકાને-વાલા ચાહીએ એ સુત્ર અનુસાર સેવકે નફ્ટ થવામા લાભ માન્યો, મે નફ્ટ થઈ જે વાત જેલરને કહી તે સાભળી જેલર અતે વિવશ થઈ હસી પડયો, અને બોલ્યો,—"તુ માણુસ છે કે પત્થર ! ? !"

"હુ જો માણુસ હોત તો ગધેડાને મારવા જેવો માર મને તમે નહીં મારતે મહેરબાન ! ગધેડાને કેદ કરવો એ અજ્ઞાનતા છે," મે તરત ઉત્તર વાળ્યો

"ચુપ, આટલો માર જો કોઇ ગધેડાને માર્યો હોત તો તે માણસ થઈ જાત તારા ઉપર એનો કંઈ પ્રભાવ નથી પડયો ?! મીયા, આ જેલખાનું છે, જેલખાનું ! અહીં આ ઠઠા મશ્કરી નહીં ચાલવાની ! તને ચૌદ વર્ષ વિતાડવા છે માણસ બની રહેશો તો સારૂ, નહીં તો માર ખાતા ખાતા, ચોદ દિવસમાજ મરી જશે" જેલરે હવે ધમકી અને બોધ આપવા માડયો

મે કહ્યુ, "મરવા પછી પણ મનુષ્યને કબ્રના જેલખાનામા જવુ છે, પરતુ મને એ મડદાઓ ઉપર ક્રોધ આવે છે, કારણ કે તેઓ કઇ પણ બોલ્યા ચાલ્યા વિના મૂગા મતર થઇ કફન પહેરી કબ્રમા સતોષ સાથે નફ્ફટ થઇ પડયા છે પણ હુ તો મરણ પામ્યા પછી પણ બોલતા રહીશ અને જે મનુષ્ય મારી સાથે રહેશે તેને પણ એવોજ બનાવી દઇશ કે, જો તે મરે તોએ બોલે, ચુપ થઈ ન બેસે, મરવાનુ છે, તો હસતા બોલતા મરવુ એ રડતા અને મૂગા મતર રહી મરવા કરતા વિશેષ ઉત્તમ છે પણ સાહેબ! જો હુ મરૂ તો મને મહેરબાની કરીને બેગમ બઝારમા દફનાવશો મને આશા છે કે આપ મહેરબાની કરીને મારી વિનતી સ્વિકારી મને બેગમ બઝારમા ભૂમિદાહ આપવાની વ્યવસ્થા કરશો"

ચાલ છૂટયા! જેલર બાપડાએ કદી એવી ફીલસુફી સાભળી નહીં હશે તે અતે કટાળ્યો, અને મને પાગલ સમજી હસ્તો હસ્તો બહાર ચાલ્યો ગયો થોડા વખત પછી મને ઘટીઘરમા લઈ ગયા જ્યા એક ઘટી ઉપર ઉભા રહી

બન્ને માણસો આટો દળતા હતા, મારી સાથે ઘટી ફેરવનારો એક વૃદ્ધ કેદી હતો, જે ચોધાર આસૂએ રડતો હતો. તે નવો કેદી હોય એમ મને લાગે છે સેવકે પ્રથમ એ વૃદ્ધ કેદીને ત્રણ ફીટ નમી જમીન સૂધી હાથ લાગે તેવી સુફીયાણી સલામ કરી, અને એ વૃદ્ધ કેદીને વિનતી કરી, "મોટા બાવા તમે શાને રડો છો? સેવક એક ડબલ માણસ છે, અર્ધો તૈમૂરી રાજકુમાર અને અર્ધો કહાર! અને હવે આપ નામદાર સાથે ઘટી ફેરવતા એક ત્રીજી ઉપાધીનો ધણી થશે, અને તે એ કે "પીસનહાર" (દળનાર)

એ વૃદ્ધ કેદી મહાશયે મારી વાત ઉપર કંઈ લક્ષ આપ્યુ નહીં તેમને પોતાની વર્તમાન અવદશા માટે એટલુ બધુ દુઃખ હતું કે જેનો પ્રભાવ મારા ઉપર પણ પડયો, મે તેમને પુન વિનતી કરી કે તમે બેસી જાઓ શાંત થાઓ હુ તમારા બદલાનુએ દળી આપીશ"

## એક તમાચો.

તેમણે મારી વાત ઉપર સ્હેજે લક્ષ આપ્યુ નહીં કંઈ પણ ઉત્તર આપ્યા વિના તેઓ આંખથી આસૂ વહાવતા ઉભા રહ્યા, હુ એમની એ દશા જોઈ રહ્યો હતો તેટલામા તેમની સફેદ કાતરેલી દાઢી પકડી ગાલ ઉપર જોરથી સડીંગ કરતો એક તમાચો વાગ્યો આ તમાચો વૃદ્ધ કેદીને સેવકે લગાવ્યો નથી મને ધર્મ છે, એક જુવાન કોઇ પણ વૃદ્ધ ઉપર હાથ ઉચકે એ ધર્મ વિરૂદ્ધનું કર્તવ્ય

ગણાય તૈમૂરી વંશના માણસો કોઈ પણ નિશસ્ત્રને મારતા નથી, પછી ભલેને તે શત્રુયે હોય જો કોઈ સમોવડીઆ શત્રુને મારવો હોય છે, તો તેને પ્રથમ શસ્ત્રો આપવામા આવે છે અને પછી ખુલ્લી રીતે હુમલાઓ કરવામા આવે છે એ તૈમૂરી વંશના દરેક સભ્યોનો સાધારણ ધર્મ છે એક યુવાન એક બુઢા ઉપર અને તે પણ નિશસ્ત્ર ઉપર હુમલો કરે એ બાયલાપણુ છે મારાથી એ ઘોર કર્મ ન થાય, પણ જેલરને ધર્મ જેવુ કશુ હોતુ નથી જેલર એક નાના બાળકથી લઈને એક આવતી કાલે મરી જનારા અશકત વૃદ્ધને એકજ લાકડીએ હાકે છે, મારે છે જેલર જવાન હોય, પણ તે પોતાના પ્રાકૃતિક ધર્મને ભૂલી વૃદ્ધ ઉપર પ્રહાર કરતા ન ચૂકે, એક બાળક ઉપર ઘા કરતા ન ચૂકે, શુ એ મનુષ્યના પ્રાકૃતિક નિયમનું ઉલઘન કરનારૂ નથી ? મારી સાથેના એ વૃદ્ધ કદીને અતિશય કઠોરતાએ જેલરે તેની દાઢી પકડી તમાચો લગાવ્યો એ ઝરી ગ્હેલો વૃદ્ધ તમાચાની વેદનાથી અને જેલરની અપમાનજનક વર્તણુકથી અર્ધ અચેત થઈ ગયો જેલરે તમાચો મારી કહ્યુ,– “હવે બસ કર ! બહુ વખત ગ્ડયો, રડવાનું બધ કર ! અને સીધી રીતે કામ કર ”

તે વૃદ્ધ કેદી તમાચો ખાઈ પોક મૂકી આકાશ તરફ ભાળતો રડવા લાગ્યો તે આકાશ તરફ જોઈ કઇ પ્રાર્થના કરતો હોય, એમ મને લાગ્યુ, તેની આવી અવદશા જોઈ મારાથી રહેવાયુ નહીં, હુ પણ રડી ઉઠ્યો, અને તેના

પરિણામે હુ મારો બધો આનંદી સ્વભાવ ખોઈ બેઠો અને એક સામાન્ય કેદી પેઠે ઘટીનુ ચક્ર ફેરવતા દુનીયાના ચક્રનો વિચાર કરવા લાગ્યો

ઘણા દિવસો સુધી અમારી એજ દશા રહી, હુ એ વૃદ્ધ કેદી સાથે વાત કરતો, પરતુ તે ઉત્તર આપતો નહીં, અને હમેશ રડતો

એ તમાચો ખાનારો વૃદ્ધ કેદી કોણ હતો ? તે જાણવાને કથા સોળમી વાંચો





## કથા સોળમી

# શાહઆલમના પરપૌત્ર જેલમાં.



મિરઝા તેગ જમાલને ચૌદ વર્ષની જેલ મળી જેલમા તેમને એક વૃદ્ધ કેદી સાથે મેળાપ થયો તે વૃદ્ધ કેદીએ પોતાની કથા નીચે પ્રમાણે કહી*

"હુ મિરઝા જગબહાદુરનો પુત્ર છુ, જેઓ દિલ્હીના સમ્રાટ દ્વિતિય અકબરના પુત્ર—શાહઆલમના પૌત્ર અને દિલ્હીના અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ બાદશાહના ભાઈ થતા હતા

મારા પિતા મિરઝા જહાગીરે સૈટીન સાહેબ (ગોરાગ-અગ્રેજ) ને ગોળી મારી હતી. એ અપરાધ કર્યાથી તેમને કેદ કરી અલાહાબાદ ખાતે મોકલી આપવામા આવ્યા, અને ત્યા તેમણે એક લગ્ન કરી લીધા હતા મારી માતા નજરબદીના પહેરેદાર એક અમલદારની પુત્રી થતી હતી લગ્ન

* આજથી ૨૮ વરસ ઉપર અર્થાત સને ૧૮૯૬ ની સાલમા આ જુબાની લખવામા આવી છે, એવી કલ્પના તારીખ તપાસતા કરી શકાય છે જેમની આ કથા લખાય છે તેઓ હાલ હૈયાત છે કે નહીં? તેની તપાસ કરતા જણાયુ છે કે તેઓ સ્વર્ગવાસ પામ્યા છે
સાદીક.

થયા પછીથી મારા જન્મ સુધીમા પિતાએ મારા નાના અને માતાને એટલી સમ્પત્તિ આપી હતી કે તે સાત પેઢી સુધી ચાલી શકે, મારી દાદી પોતાના પુત્રને દિલ્હીથી નિરતર હીરા અને અશરફીઓ મોકલ્યા કરતી હતી, અને તેમની પાસે સમ્પત્તિની કૈ ખોટ ન્હોતી પિતાના પરલોકવાસ પછી મારા નાનાને ત્યા મારૂ પાલણપોષણ થયુ સસારમા હુ પિતા વિનાનો થઇ પડયો હોવાથી મારા પ્રત્યે સૌ કોઇને અસાધારણ મમતા હતી બધા મને લાડ અને પ્રેમ સાથે બોલાવતા મને લાગે છે કે મને તેઓએ જેટલી કાળજીથી મારા સુખને લાડમા ઉછેર્યો હતો, તેવી રીતે ભાગ્યેજ કોઇએ બાળક ઉછેર્યુ હશે જ્યારે હુ હુશિયાર અને સમજતો થયો, ત્યારે મને યોગ્ય શિક્ષા આપવામા આવી અરબી અને ફારસીની શિક્ષા પ્રાપ્ત કરી રહેતા મે કાપડની દુકાન કરી

આખો દિવસ દુકાન ઉપર રહેતો, રાતે ઇશ્વરની કૃપાએ થોડુ ભજન–ભકિત કરી જીવન વ્યતિત કરતો હતો ઇશ્વરે મને ચાર સતાનો આપ્યા હતા મારી વૃદ્ધ માતા હજી સુધી જીવતી છે

એક દિવસે થાણેદાર સાહેબ થોડુ કાપડ ખરીદવા આવ્યા મે મારા નિત્યના નિમય અને સ્વભાવ અનુસાર તેમને છેવટના એક ભાવો કહ્યા તેમણે ઓછે માંગણી કરતાં હઠ કરી, ત્યારે મે તેમને કહ્યુ,–"સાહેબ ! મારી દુકાને ખોટુ કહેવામાં આવતું નથી" એટલી વાત ઉપર

તેઓ બગડયા અને બોલ્યા,–"રે! બેસ બેસ, બહુજ મોટો ઇમાનદાર!! તારા જેવા અનેક ઠગોને મે જેલખાને મોકલી દીધા છે" મે કહ્યુ,–"થાણુદાર સાહેબ! જરા જીભ ઉપર અકુશ રાખી બોલો ગ્રહસ્થો એવી રીતે વાત કરતા નથી તમને એવી વાત કરવી ન શોભે" થાણુદાર સાહેબને મારી એ વાત ઉપર એટલો બધો ક્રોધ ઉપજ્યો કે તરતજ તેમણે મારા ગાલ ઉપર એક લપડાક લગાવી મારામા પણ મુગલ રકત વહેતુ હતુ ઉત્તરમા બે લપડાક મે પણ લગાવી એટલામા થોડાક સિપાહીઓ દોડી આવ્યા, અને મને પકડી થાણા ઉપર લઇ ગયા, ત્યા થાણુદારે મને હવાલાતમા બધ કરાવી મારા ઘરની જડતી લીધી ઘરમાથી કાપડ કાઢી મારા ઉપર ચોરીનો આરોપ મૂકયો મે મારી નિર્દોષતા પુરવાર કરવા અનેક પ્રયત્નો કર્યા, પણ તે સહુ નિષ્ફળ નિવડયા અતે મને ૭ માસના સખત કદની સજા થઇ

મારી પત્નિ અને વૃદ્ધ માતાએ ઘરનો બધો સર-સામાન વેચી મુકરદમામા ખર્ચ કર્યો, અને તેથી તેઓ નિર્ધન થયા તોએ કઈ વળ્યુ નહીં અને મને આ જેલમા વિના વાકે પૂરાવુ પડયુ

## માતાનો પરલોકવાસ.

સૌથી વધુ દુખ મને મારી માતાનુ છે કે, જે મને હવાલાતમા મળવા આવી હતી, અને મારી આ અવદશા જોઈ ઉંડા નિશ્વાસ નાખી જમીન ઉપર તૂટી પડી હતી,

તે સમયે મારો સૌથી મોટો પુત્ર જે બાર વર્ષની વયનો હતો, તે ગભરાઈ ગયો હતો, અને મને બોલ્યો,—"પિતાજી ! દાદીમા મરણ પામ્યા !" હુ ઇચ્છતો હતો કે માતાને જોઉં, પરતુ નિષ્ઠુર અમલદારના સિપાહીઓ મને મારી જેલમા ઘસડી ગયા, અને મારી માતાનુ શબ ત્યાજ પડી રહ્યુ જતા સમયે મે મારા પુત્રને એમ કહેતા સાભળ્યો,—"પિતાજી ! અમો કયા જઇએ ? હવે આ સિપાહીઓ અમને પણ મારશે, અને પજવશે દાદીજીને કેવી રીતે ઘેર લઈ જાઉ ? તમે જરા થોભો, પિતાજી ! પિતાજી" એમ કહેતા તે પોક મૂકી રડવા લાગ્યો

હુ એનાજ શોકમા રાત અને દિવસ પિગળી રહ્યો છુ મને ખબર નથી કે સ્ત્રી તથા મારા બાળકો ઉપર શુ વિતી હશે, એ નિર્દય થાણદારે તેમની સાથે કેવી નિષ્ઠુરતા કરી હશે

મિરઝા તેગ જમાલ આ સાભળી ખૂબ જોરથી હસ્યા અને બોલ્યા—"આ સસારની પ્રકૃતી કૈ અદભૂત તો ખરીજ ! મારી અને તમારી એકજ દશા છે, મારામા અને તમારામા એકજ તૈમૂરી વશનુ લોહી ફરી રહ્યુ છે પરતુ તમે શોક સાગરમા ડુબેલા છો, અને હુ આનદથી જીવન વ્યતિત કરી રહ્યો છુ વાહ ! એકજ સ્વરૂના બે મનુષ્ય, એકજ જાતનુ ખાવુ ! એકજ રગનુ પહેરવુ, એકજ રીતે ઉંઘવુ, એકજ રીતે જાગવુ અને મજુરી કરવી, અને

બ નેમા એકજ તૈમૂરી શોણિત છે, પર તુ ઇશ્વરે કોઇને રડવાને, તરસવાને સ્વભાવ અર્પ્યો છે, ત્યારે કોઇને હસવાને, અને તરસાવવામા આન દ માનવાને સ્વભાવ આપ્યો છે કોઈ હ મેશ શોક સાગરમા ડુબેલો રહે છે, ત્યારે કોઈ પ્રાત કાળથી સ ધ્યાકાળ સુધી હસવા તથા હસાવવા સિવાય દુ ખને પાસે આવવા દેતો નથી

ભાઈ સાહેબ ! તમારે જેમ કેદની મૂદ્દત પૂરી કરવી છે, તેમ મારે પણ કરવી છે, પરતુ તમને આ જીવન દુભર લાગશે, ત્યારે હુ એ દુ ખ વિશે લક્ષ આપીશ નહીં, આ જેલ મળી છે, તે દુ ખે ભોગવવા બદલ સુખે ભોગવી છૂટીશ તમો દુ ખને લીધે રડશો, કારણ તમે તમારો સ્વભાવને એવોજ બનાવી મૂકયો છે ત્યારે હુ હસીશ અને હસવતો રહીશ આ ભેદ તમારા અને મારા સ્વભાવને છે માટે મારા જેમ તમે પણ હસો અહાહાહા ”શાહ આલમના પૌત્રને એટલુ કહી રહેતા મિરઝા તેગ જમાલ ફરી ખૂબ હસ્યો *

---

* મિરઝા તેગ જમાલ અને શાહ આલમના પરપૌત્ર જેલમાથી મૂકત થયા, તે પછીથી તેમને પ-તો લાગતો નથી સાદીક



કથા સત્સંગમાં

## દિલ્હીના છાપખાનામાં ઝાડુ વાળતો શાહઝાદો



"આજ" અને "કાલ" ના ભેદને યુરોપ તથા એશિયાના તત્વવેત્તાઓના વચનો ઉપર લક્ષ દેવાથી સહેલાઈથી સમજી શકાય તેમ છે

તા૦ ૪ થી ઓગસ્ટ સને ૧૯૧૪ મા જર્મન પ્રજાનુ "આજ" ડોળા કાઢતું ઉભુ હતુ, ત્યારે કોઈએ બતાવી ન શકતું કે તેનુ આવતી "કાલે" શું થશે ? પણ—પણ સને ૧૯૧૮ મા દેખી શકાયું કે "કાલ" આવતાજ સ્થિતિ બદલાઇ ગઈ જર્મનીના દહાડા ભરાઇ જતા તે છિન્ન ભિન્ન થઈ ગયુ, અને એ સમજવા માટે તત્વજ્ઞાનની ભાગ્યેજ આવશ્યકતા હોય જર્મનીમા (૧૯૧૪ મા) "આજે" શું હતું, તેનુ આવતી (૧૯૧૮) "કાલે" શુ થઇ ગયું ? એ હવે કોઈથી છાનુ નથી

રશિયાનુ "આજે" સેકડો વર્ષ થયા પ્રખ્યાત હતુ, હિંદુસ્થાનના દરેક બાળકો તેના હિંદુસ્થાનમા આવવાની ચર્ચા કરતું સાંભળતું, એ ભયકર જંગલી શત્રુની ચઢાઈને શાંતિનો રાહૂ સમજતા પણ તેનુ "આજે" સમાપ્ત થયુ, અને આવતી "કાલે" એ દેખાયુ કે રશિયાનુ તાજ અને

તખ્ત ઉંધુ વળી ગયુ છે રશિયામા નવયુગના મહાપુરૂષો ઉત્પન્ન થયા, બોલશેવીઝમનો પ્રચાર થતા રશિયા જેવા પ્રબળ રાજ્યના રાજાનુ તખ્ત પલટાઇ ગયુ, તેનુ તાજ ધૂળ ભેગુ થયુ અને રશિયાના મહાન ગણાતા ઝારને કમોતે દુનિયા છોડવી પડી

દિલ્હીમા મુગલ વ શની ધૂમધામ, જાહોજલાલી, મુગલ વ શની તલવારનુ પાણી અને મહફીલોના ર ગરાગ ઘેરઘેર ગવાતા હતા, હિ દુસ્થાનનો કોઈ પણ ભાગ મુગલ વ શની મહત્વ-તાની અવગણના કરતા નહી, અને એવી કોઇનામાયે હિમ્મત ન્હોતી, પણ જ્યારે તેનુ "આજે" સમાપ્ત થયુ, ત્યારે તેના આવતી "કાલ' ની એવી દશા થઇ, કે જે કોઇથી જોવાઈ નહીં, જોનારાઓના જીગરો રડી ઉઠતા મુગલવ શનો ધ્વ સ થતો જોઇ જોનારને દયા આવતી એના ગુણગાન સાભળવા બદલ આજે આપણે એની દર્દભરી કરૂણ કથાઓ સાભળીએ છીંએ

## મહમૂદ !

"સને ૧૯૧૭ મા જ્યારે હુ મારા સ્નેહિ મુલ્લા મોહ મદ ઉલ્વાહીદ, અધિપતિ "ખતિબ" (ઉર્દૂ વર્તમાનપત્ર) પાસે બેઠો હતો, ત્યારે તેઓ માથુ ઝુકાવી ટેબલ ઉપર કઈ લખવાનુ કામ કરી રહ્યા હતા તેમની ઓફીસના બીજા માણસો પણ પોતપોતાના કામમા ગુ થાએલા હતા, અને હુ એક ઝાડુ વાળનારને જોઇ રહ્યો હતો, જે અસાધારણ હુશીયારી સાથે ઝાડુ વાળતો અને બગીચાને સુઘડ રાખવા

મહેનત કરતો હતો જ્યારે તે ઓરડામા ઝાડુ વાળી તેને સાફ કરી ચૂકયો, ત્યાર પછી બગીચાના ફુલો ઉપર પાણી છીંપવા લાગ્યો એ મહેનતમા ગુથાએલો મજુર પોતાના કામમા મુગ્ધ હતો એટલામા અધિપતિ સાહેબે હાક મારી "મહમૂદ!" ઝાડુ વાળનાર "હાઝીર હુવા જનાબ" કહી દોડતો આવી હાથ બાધી હુકમની વાટ જોતો ઉભો રહ્યો આજ્ઞા મળ્યા પછી તે પાછો નમન કરતો બહાર ચાલ્યો ગયો તેની અપૂર્વ સ્ફુર્તિ, તેની આદર્શ સભ્યતા અને તેનો શિષ્ટાચાર મને બહુજ ઉચા પ્રકારના લાગ્યા, તેથી હુ ખુશ થયો મે વિચાર્યુ કે, આવો અચ્છો નોકર કોઈકિજ વેળાએ અને તે પણ કાઇ ભાગ્યવાનને મળે છે અધિપતિ સાહેબને ઝાડુ વાળનાર મહમૂદ વિષે મે પુછ્યુ, ત્યારે જણાયુ કે તે તૈમૂરી શાહઝાદો છે, અને તે દિલ્હીના અતિમ શાહેનશાહ સાથે નજદીકના સગાઇનો સબધ ધરાવે છે હુ આ વાત સાભળી હતાશજ થઇ ગયો લોઇડ જ્યોર્જ જ્યારે પ્રધાન હતો, અને તેણે મુસલમાનોને આપેલા ખિલાફ્ત સબધીના વચનોનો જ્યારે ભગ કર્યો, ત્યારે મુસ્લીમ પ્રજા જે આશ્ચર્યમા ગરકાવ થઇ ગઈ હતી, તેથી અનેક દરજ્જે વધુ હુ ઉપલી વાત સાભળી આશ્ચર્ય પામ્યો

તે દિવસ પછી હુ તે ઝાડુ વાળનારને તેની પૂરાણી પદ્ધિ "સાહેબ આલમ"ના નામે બોલાવતો, ૧૮૫૭ પૂર્વે મુગલ રાજ્યમા પ્રત્યેક શાહઝાદાને "સાહેબ આલમ" કહી લોકો બોલાવતા

મિરઝા મહમૂદ એક નવયુવાન પુરૂષ છે તે હજીયે "ખતિબ" પત્રની ઓફીસ પાસેના એક ઘરમા રહે છે તે ન્હાના ન્હાના બાળકોનો પિતા છે, જે બાળકો કદાચ પોતાના પૂર્વજોની જાહોજલાલી સાભળી ગર્વ કરવા સાથે ખેદના આસૂયે સારતા હશે આ કલ્પના ત ગો નથી, પણ એવી કલ્પના એટલા ઉપરથી કરી શકાય છે કે તે બાળકો જયારે પોતાના પિતાને પેટ માટે મજુરી કરતા જુએ છે, ત્યારે શર્માઈ જાય છે

એ શાહઝાદા મહમૂદને હવે એવી કલ્પનાયે કરવાનુ રહ્યુ નથી કે તેનુ "કાલ' સુધરી જશે, અને ગએલા દિવસો પાછા આવી શકશે આજે તે મજુરી કરી પેટનુ પોષણ કરે છે, તે આવતી કાલે શાહઝાદા કહેવડાવવાની પોતા વિષે કલ્પના કેવી રીતે કરી શકે ?

જે દિવસે મિરઝા મહમૂદની બીના મે 'ખતિબ"ના અધિપતિથી જાણી, તેજ દિવસે તેમણે મને જણાવ્યુ કે, "હિ દુસ્થાનના એક સુવિખ્યાત દિલ્હીના માનવત અને પ્રતિષ્ઠિત હઝરત મઓલાના શાહ અબ્દુલ અઝીઝ મોહદ્દસ દ્દીલ્હી જેમના માટે હિ દુસ્થાનને માન છે, તેમનો એક પૌત્ર એજ છાપખાનામા મશીન ફેરવી મજુરી કરી પોતાનુ પેટ ભરે છે" કોણ ગઈ "કાલે" કહી શકતું હતું કે એમના પૌત્રને આવા પ્રકારે "આજે" જીવન વિતાડવાનો સમય આવી લાગશે ? હિ દુસ્થાનના ધનવાનોએ ગોખી રાખવુ જોઇએ કે આ ક્ષણભ ગુર સ સાર વિશ્વાસને પાત્ર નથી આવતી કાલે

શુ થશે? એ વિચારો, ચેતો અને તે પછી તમારે જેમ વર્તવુ હોય તેમ વર્તો સ્પેનના પ્રખ્યાત "કસગલ અમ્મારા" અને તેમા વસનારાઓની ખાનાખરાબીનો ઇતિહાસ વાચી લોકો ચોધાર આસૂએ રડે છે, પણ તેમૂરી વશના અતિમ શહેનશાહની ખાનાખરબાદી માટે આજે કોણ રડનાર છે? ગઇ કાલે એના વખાણનારાઓ તો ઘણાયે હતા

## સમયની બલિહારી.

'ખતિબ' પત્રની ઓફીસ પાસેજ ઝાડુ વાળનાર મહમૂદનુ જૂનુ નિવાસસ્થાન લાલ કિલ્લામા હતુ, જે લાલ કિલ્લો દિલ્હી જનારાઓએ જરૂરજ જોયો હશે યાદ કરો ત્યાના ગુસલખાનાને, કે જેની ભિતો ઉપર ઝવેરાતો લાગેલા હતા મહમૂદ આજે જે ઘરમા રહે છે, તે ઘરની ભિતો દિનાવસ્થામા જૂની થઈ જવાથી તેમા ઠેકઠેકાણે કાણા પડયા છે એ લાલ કિલ્લામા ગઇ કાલે દરબારની ધૂમધામ થતી, નોકર ચાકરો, હજુરીયાઓ, કવિઓ, દરબારીઓ, અને ઉમરાવો પોતાના શાહ પાસે "જી હજુર" કહીને હાજર થતા, એ ગઈ કાલની વાત હતી હવે આજની વાત સાભળો શાહઝાદો મહમૂદ ઝાડુ વાળનાર તરીકે કામ કરે છે, અને અધિપતિ સાહેબ બોલાવે ત્યારે "જી હજુર" કરીને હાથ બાધી હાજર થાય છે શાહઝાદા મહમૂદને દિલ્હીના લાલ કિલ્લાની જાહોજલાલી કદાચ યાદ ન હોય, પણ એ જાહોજલાલી ઇતિહાસ લેખકો કેમ વિસરી શકે? આ ક્રાન્તિની નોધ કેમ ન લખે? એવા અદ્દભૂત પ્રસગો ઇતિહાસના

પાને અમર રહેવાનાજ એ દિલ્હીના લાલ કિલ્લાને જોઈ આવ નારા સજ્જનો! જુઓ, શાહઝાદો મહમૂદ પોતાનો એ મહેલ તજી એક તૂટેલા ઘરમા રહે છે કે, જ્યા શાહી દરબારનો એક હલકામા હલકો નોકર પણ રહેવાને ના પાડે

શાહઝાદા મહમૂદને આજે જે ખોરાક મળે છે, તે તેમના પૂર્વજોના તુચ્છમા તુચ્છ નોકરને પણ ખાવા કોઈયે ધર્યું હશે નહીં એ શાહઝાદો ઉચા ઉચા ખોરાક અને પીણાને બદલે આજે સૂકા રોટલાના ટકડા ચટણી સાથે ખાઈ પતરાના ઠામમા પાણી પી ઈશ્વરનો આભાર માને છે રે! આ ખોરાકની પણ જ્યારે જ્યારે તગી પડે, ત્યારે તે પોતાના કુમળા બાળકોને માત્ર આશ્વાસન આપી ભૂખ્યા પેટે સુવાડી દે છે! એક શાહઝાદાની આવી દશા સમયની બલિહારી દેખાડવા પૂરતી છે

## મહાસભાની બેઠક

આજે ડીસેમ્બર માસ છે સખ્ત ટાઢ વાય છે હિદી રાષ્ટ્રિય મહાસભાની અને મુસ્લીમ લીગની બેઠકો ધૂમધામ સાથે ભરાઇ રહી છે મહાસભા અને લીગમા હાજર થનારા પરોણાઓ ટાઢથી બચવા કિમતી ગરમ વસ્ત્રો પહેરી મહાલે છે, ત્યારે આ તેમની પાડોશમાજ બેઠેલો દિલ્હીનો શાહઝાદો મહમૂદ ફાટેલા અને અર્ધ નગ્ન વસ્ત્રે, ટાઢની પિડા સહન કરતો ખાટલે પડયો છે! હિદમાથી ખોરાકીની બરકત ગઇ, અને સાથે વસ્ત્રો પણ ગયા આજે ભૂખમરો અને નગ્નાવસ્થા ભોગવવાનો જમાનો વીતી રહ્યો છે! ઇશ્વર સર્વની લાજ રાખે!

દિલ્હીના લાલ કિલ્લા ઉપર દૃષ્ટિ નાખતા કાળજુ ચિરાય છે તેની મહાભવ્યતાને મહોજ્જવલતા જોઈ હર્ષ પામવા બદલ હ્રદય રડી ઉઠે છે કિલ્લા પાસેજ શાહઝાદો પોતાના પૂર્વજોના મહેલને પોતાની નરી આંખે જોતા એક ટૂટેલા ફુટેલા ઘરમા પડયો છે, એટલે દરીયા કાઠે ઉભેલો માણસ તરસને લીધે મરી રહ્યો છે

## હકીમ અજમલખાનની સેવા.

આજે યુદ્ધજ્વર (એક જાતનો તાવ) નો સમય છે શાહઝાદો મહમૂદ તાવમા પટકાઈ પડયો છે, તેના કુમળા નિર્દોષ બાળકો ઘરમાં ભૂખને લીધે ત્રાહે ત્રાહે પોકારી રહ્યા છે, એ બાળકોની આજીવિકા પૂરી કરનાર પિતા સખ્ત તાવમા પટકાઇ પડયો છે એ નિર્દોષ બાળકો કેટલાક વખત સુધી દુ ખ સહન કરીને સૂઇ રહ્યા ! એ ભોળા બાળકો વખતો વખત પોતાના ન્હાના ન્હાના હાથો ઉંચકી ઇશ્વર પ્રત્યે પ્રાર્થના કરે છે કે–"હે ઈશ્વર ! હવે અમારા ગરીબ પિતાને સારો કરી દે ! અમારી ભૂખનું કારણ પિતાને આવેલા તાવનુ છે, માટે હે ઇશ્વર ! અમારા પિતાને જલ્દી સારો કર !" પણ કયા સુધી સહન કરી શકાય ? એ ભૂખ દુનિયાના બળવાનમા બળવાન માણસોને ખાઈ ગઈ છે બિચારા બાળકો જ્યારે ભૂખ સહન ન કરી શકતા અને ખોરાક માટે રૂદન કરતા, ત્યારે મોટી બ્હેન પોતાના ન્હાના ભાઇને સમજાવતી અને

કહેતી, “પિતાજી સારા થશે, તેઓ બજારે જશે લોટ આણશે, મા રોટલા કરશે ને આપણે બધા સાથે હળી-મળી ખાશુ! માટે જરા ધિરજ ધરો!” ત્યારે ભૂખના અસહ્ય ત્રાસથી પિડિત થએલો બાળક પોકારી ઉઠતો, “પિતાજી કયારે સાજા થશે? મને તો ભૂખ લાગી છે” બ્હેન સમજાવતી,–“હમણાજ સારા થઈ જશે, બજારે જશે અને લાવશે” એ નિર્દોષ અને ભોળો બાળક ભૂખ સહન ન કરી શકવાને કારણે પોતાની બ્હેન ઉપર ગુસ્સે થતો, અને માને જઈ કહેતો, “મા, મા, ખાવાને દે, બ્હેન બહાના કાઢી ખાવાનુ દેતી નથી” આ સાભળી માતા રડતી અને કહેતી –“બેટા ખાવાનુ કયાથી લાવુ? અરે! આજે તમને અન્ન દેનાર યમદૂતના મોમા પડયો છે, ઈશ્વર તેને બચાવે

ઈશ્વર સુખી રાખે જનાબ હકીમ અજમલખાનને કે જેમણે યુદ્ધજ્વર સમયે તારા પિતા માટે દવાની વ્યવસ્થા કરી આપી, અને ઈશ્વર સુખી રાખે આ મહોલ્લાના ભલા ગૃહસ્થ મહમદઅલી કારખાવાળાને કે જેણે તારા પિતા અને મહોલ્લાના બધા કેદીઓની સેવા બજાવી! જોકે એમણે ખોરાકી વિષે પુછયુ, પણ મે લજ્જાને કારણે કઇયે તેમને કહ્યુ નહી, નહીં તો એ ભલા ગૃહસ્થ અવશ્ય ખાવાની વ્યવસ્થા કરી આપતે, પણ હુ તૈમૂરી ખાનદાનની શાહઝાદી છુ, કોઈ પાસે માગીને ખાવુ એ મને આપઘાત કરવા સમાન લાગે છે તારા પિતા માટે ભિક્ષાની દવા મે લીધી છે, તે માત્ર તેમનો જીવ બચે, અને એક પત્નિ તરીકેની મારી ફરજ

થાય તેથીજ મે એ મફતની દવા સ્વિકારી પણ મફતનો ખોરાક સ્વિકારવા માટે મારા મોઢામા જીભ નથી

બેટા ! તુ શાહી ખાનદાનનો શાહઝાદો અને તૈમૂરી વંશનો દીપક છે ભિક્ષા માગી ખાવા કરતા આપણને શોભા આપે તે મજુરી કરીને પેટ ભરવાનુ છે બેટા ! તુ મોટો થાય ત્યારે ભિક્ષા માગી કુળના નામ ઉપર કલંક ચઢાવતો ના, પણ મજુરી કરી દુનિયાના મોહમા પડેલા માનવીઓ માટે આદર્શ રૂપ થજે"

"પણ માતા ! હુ કોઈ પારકા પાસે માગતો નથી, તારી પાસે માગુ છુ, મને ખાવાનુ દે !"

માતાએ માથુ નમાવી લીધુ ને ચોધાર આસૂએ રડતી બેઠી

ઓ ! સમાજમા મોટા કહેવાતા શ્રીમતો ! જોઈ લો, આ સમયના પરિવર્તનનુ પરિણામ ! યાદ રાખજો તમારા પૈસા કયારે નાશ પામશે, અને એક ક્ષણમા ભિક્ષા માગતા ફરવુ પડશે તેની કોઇને ખબર નથી શ્રીમતાઈના છદમા ગરીબોને ભૂલી મદાધ થતા નહીં ! તમારી જાહોજલાલીના મદમા ગરીબોના ઝુપડાઓને વિસરતા નહીં અરે ! જ્યારે હિંદના શહેનશાહના વંશજો રાજવી થવાને બદલે ભિખારી જેવા થઈ ગયા, ત્યારે તમારી શી વિસાત ?!



ખડ ૩ જો

## દિલ્હીના ૧૮૫૭ ના બળવાનો ઇતિહાસ.



મિરઠ પછી દિલ્હીમા બળવાએ પોતાનુ પ્રચડરૂપ દાખવ્યુ હતુ, જેનો ઇતિહાસ અને બળવાના કારણો વાચનારાઓ સમક્ષ રજુ કરવામા આવે છે

જે સમયે દિલ્હીમા બળવાની અગ્નિ ભભૂકી ઉઠી હતી, તે સમયે દિલ્હીના રાજસિહાસન ઉપર તૈમૂર વશના અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહ બિરાજમાન હતા જો કે તે સમયે દિલ્હીની અવસ્થામા બહુજ પરિવર્તન થઇ ગયુ હતુ, તોયે તેની પૂરાતન ગૌરવ કથા પ્રત્યેક ભારતીયના હૃદયમા અકિત થઈ રહી હતી દિલ્હી એ સમયે રાજ્ય લક્ષ્મી વિનાની હોવા છતાયે આદરણીય અને ભવ્ય હતી તેની વર્તમાન દીનતા અને પરાધિનતામાથીયે ભૂતકાળની મહોજજવળતા અને સ્વાધિનતાની ઝાખી થતી હતી

ઓગણીસમી સદીના આરભમા લોર્ડ લેક અને વેલેસ્લીએ જ્યારે દિલ્હીના સમ્રાટ શાહઆલમને મહારાષ્ટ્રિઓના હાથમાથી મૂકિત અપાવી દિલ્હીના સિહાસન ઉપર બેસાડયા, તે સમયે શાહઆલમ અધ અને વૃદ્ધ થઈ

રહ્યા હતા અંગ્રેજોએ શાહઆલમ ઉપર પોતાનો સંપૂર્ણ અધિકાર રાખ્યો અને તેમની દસ લાખ રૂપીઆની વૃત્તિ ઠેરવવામાં આવી, પરંતુ શાહઆલમ પોતાના વંશોચિત ઉપાધિથી વંચિત ન થયા, અને તેઓ દિલ્હીના સમ્રાટજ કહેવાયા શાહઆલમનું સમ્માન પણ તેવુંજ રહ્યું, તથા તેઓ દિલ્હીના શાહી મહેલમાંજ રહેવા લાગ્યા લોર્ડ વેલેસ્લીએ આ સમયે વિચાર્યું કે જો શાહઆલમ રાજમહેલમાંજ રહે અને તેમના સંબંધમાં તેમના પ્રભુ ભક્ત લોકો રહે તો, સંભવ છે કે, તેમનો કોઈ વંશધર પોતાના નષ્ટ થતા રાજ્યના ઉદ્ધાર માટે પુનઃ પ્રયત્ન કરે, અને એટલા માટેજ લોર્ડ વેલેસ્લીએ શાહ આલમને મુંગેર ખાતે મોકલી આપવાનો ઠરાવ કર્યો આ વિચાર સાંભળી શાહઆલમ ખળભળી ઉઠયા, પોતાની સ્વતંત્રતા લોપ થતી જોઈ તેઓ બહુજ અપ્રસન્ન થયા, તેમજ તેમના સમસ્ત હિતૈષીઓ પણ બહુજ અસંતુષ્ટ બન્યા આવી સ્થિતિ જોઈ વેલેસ્લીએ પણ પુનઃ તે વાત ઉચકી નહીં ઈ સ ૧૮૦૮ ના ડિસેમ્બર માસમાં શાહઆલમ પરલોકવાસ પામ્યા, તેમના પુત્ર અકબરશાહ ઉત્તરાધિકારી થયા શાહ આલમ સમાન અકબરશાહ પણ પોતાના પદ તથા સમ્માન ગૌરવને શોભાવી રહ્યા લોકો તેમને મુગલ ખાનદાનના વંશધર સમજી તેવોજ આવકાર આપતા * અંગ્રેજ

* 'અંગ્રેજ સરકાર' જ્યાં જ્યાં લખ્યું હોય ત્યાં ઇસ્ટ ઇન્ડીયા કંપનીના અમલદારો અથવા એ કંપની સમજવી

સરકાર પણ તેમના રાજકિય અમલમા હસ્તાક્ષેપ કરી ન શકી એવી રિતે સમયના વહેવા સાથે અગ્રેજાનું પ્રભુત્વ પણ વધતુ ગયુ. મહારાષ્ટ્રિઓના પરાજય અને ફ્રેન્ચોના ક્ષમતા નાશથી અગ્રેજોનુ પ્રધાન્ય વધતુ હતુ જેઓ એક સમયે વાણિજ્ય કરવા માટે આવ્યા હતા, તેઓએ ભારતવર્ષના અનેક સ્થાનોમા પોતાનુ પ્રભુત્વ જમાવ્યુ અત એજ સમયે કપની* પોતાના પ્રાધાન્યનો પરિચય પણ આપવા લાગી સૌથી પહેલા તેની દષ્ટિ મુગલ સમ્રાટ ઉપર પડી આજ સૂધી મુગલ સમ્રાટ પોતાનુ પ્રાધાન્ય દેખાડતા આવ્યા હતા તેમના નામના સિકકા ચાલતા હતા, ફર્માનો નિકળતા હતા, નજરાણુ પણ આપવામા આવતુ હતુ તે ઉપરાત કપની જ્યારે કોઈ સ્થાન ઉપર પોતાનો અધિકાર જમાવતી, ત્યારે તેને સમ્રાટની અનુમતિ લેવી પડતી હતી ઇ સ ૧૮૨૧ ઇ સ મા લોર્ડ એમહર્સ્ટે અકબર શાહને પાચ લાખ રૂપીઆ આપી આ પ્રથા તોડી નાખી કપનીને દિલ્હીના સમ્રાટને નજર આપવી પડતી હતી ભારતના ભિન્ન ભિન્ન દેશોના નરપતિઓ જે કાર્ય કરતા હતા, કપનીને તેની તલમાત્ર પણ અસર થતી નહીં ઇ સ ૧૮૨૨ મા કપનીના પ્રધાન સેનાપતિએ નજરાણું આપવાનુ બધ કર્યું ૧૮૨૭ મા રેસિડેન્ટે તેનુ અનુકરણ કર્યું એવી રિતે પ્રતિ વર્ષ કપની આત્મ

* 'કપની' જ્યા જ્યા લખ્યુ હોય ત્યા ઇસ્ટ ઇન્ડીયા કપની સમજવી આ કપની હિદુસ્થાનમા વેપાર અર્થે આવી હતી

પ્રાધાન્યનો પરિચય આપવા લાગી ૧૮૩૧ મા અગ્રેજ ઓફીસરોએ નજરાણાની પ્રથા ત્યાગી દીધી સમ્રાટની પત્નિને જે નજર આપવામા આવતી હતી, તે રકમ પણ આપવી બધ કરવામા આવી એના બદલામા કપનીએ સમ્રાટને વાર્ષિક દશ હજાર રૂપીઆ આપવાનુ સ્વિકાર્યું દિલ્હીના ભૂપતિ દિલ્હી બહાર જઇ શકતા ન્હોતા અને એવી રિતે તેઓ દિલ્હીમા એક કેદી જેમ રહેતા આ પ્રમાણે ધીમે ધીમ પ્રતિ વર્ષે કૈ ને કૈ ઓછુ થતા, દિલ્હીનુ પ્રધાન રાજચિન્હ પણ લુપ્ત થયુ રાજ્યમા ચાલતા સિકકામા પરિવર્તન થયુ સને ૧૮૩૫ મા શાહેનશાહ નામના સિકકા ચાલવા બદલે કપનીના સિક્કા ચાલવા લાગ્યા દિલ્હીના શાહેનશાહ સમસ્ત રાજચિન્હથી શૂન્ય થઇ, સામાન્ય મનુષ્યો જેમ પગાર ખાવા લાગ્યા

જેના પૂર્વજોએ કોઇ સમયે કપનીના વણિકોને બગાળમા વાણિજ્ય કરવાની સુવિધા કરી આપી, એક સમયે જેના પૂર્વજોએ વણિક કપનીને બગાળ અને બિહાર તથા ઉડીસાની દિવાની આપી તેમના ગૌરવમા વધારો કર્યો હતો, તેજ વણિક કપનીના વિચારે તેજ

---

*Russell's Letter, Times, August 20th 18›8 Comp Diary in India Vol, 11, P 63, 64 Martin Indian Empire Vol, 11 P 859

વણિક કંપનીની કૃતજ્ઞતાએ, એવી રીતે ક્ષમતા–શુન્ય, પ્રભુત્વ–શુન્ય, અને રાજપાટ શુન્ય થઇ સમ્રાટ અકબરશાહ પોતાના દિવસો વિતાડવા લાગ્યા માત્ર ત્રીસ વર્ષમા અંગ્રેજોએ તેમની એવી દુર્દશા કરી નાખી અને મુગલ વંશનો ગૌરવ સૂર્ય આકાશતલથી લોપ થયો જો કે કંપનીએ પોતાના સ્વાર્થ–સાધન અને પોતાનુ પ્રભુત્વ વધારવા માટે એવુ કર્યું, તોયે દિલ્હીના મુગલ રાજ્યવંશનું જે ગૌરવ ચિત્ર સર્વસાધારણના સ્મૃતિ પટપર અંકિત હતુ, તે નષ્ટ થઈ ન શકયુ અંગ્રેજ વણિક કંપનીવાળાઓ, સમ્રાટ અકબર અને શાહજહાનીની ગૌરવ કથા સર્વ સાધારણના સ્મૃતિ પટથી હટાવી ન શકયા આત્મ પ્રાધાન્ય સ્થાપન માટે, તેઓ જેટલી કઠોરતાનો પરિચય દેવા લાગ્યા અને જેટલી કુટ રાજનીતિનો પ્રયોગ કરવા લાગ્યા, તેટલીજ ત્વરાએ સર્વ સાધારણના સ્મૃતિ પટપરની તે પૂરાતન ગૌરવ કથા નવિન ભાવનાથી પ્રફુલ્લીત થવા લાગી

સને ૧૮૩૧ ની ૨૮ મી સપ્ટેમ્બરે ૮૨ વર્ષની વૃધ્ધ અવસ્થામા દ્વિતીય અકબરશાહ મરણ પામ્યા તેમના પુત્ર અબ્દુલ મુઝફ્ફર સીરાજુદીન મહમદ બહાદુરશાહ બાદશાહની ઉપાધિ ધારણ કરી દિલ્હીના ગજસિંહાસન પર બેઠા તેઓ ઈતિહાસમા બહાદુરશાહના નામે વિખ્યાત છે તેમણે પોતાની દીનતાને ઉલ્લેખ કરી વાર્ષિક વૃત્તિ વધારવા માટે કંપનીના ડિરેકટરો પાસે એક નિવેદન

પત્ર મોકલ્યુ ડિરેકટર સભાએ લખ્યુ કે રાજ્યને લગતા બધા અધિકારો ત્યાગી દો તો ત્રણ લાખની વાર્ષિક વૃત્તિ વધારી દેવામા આવશે પરતુ બહાદુરશાહએ વાત ઉપર રાજી ન થયા તેમણે રાજા રામમોહનરાય તથા જોર્જ ટોમ્સની મારફતે વિલાતની ડિરેકટર સભા ઉપર બહુજ દબાવ નાખ્યો, પરતુ તેથી કઇયે વળ્યુ નહીં ડિરેકટર સભાએ સ્પષ્ટ લખ્યુ, "તે ઠરાવ (અર્થાત દિલ્હીના સમ્રાટ જો પોતાની બધી સત્તાઓનો પરિત્યાગ કરે તો તેમની વૃત્તિ વધશે) પડતો મૂકવો અસભવિત છે મુગલ સમ્રાટ આ ઠગાવ ઉપર સહમત નથી થતા, તેથી જણાય છે કે, તેમના ઉપકાર માટે, જે ધન અમો લોકો આપીએ છીએ, તેને તેઓ ગ્રહણ કરવા ઇચ્છતા નથી"* આવા પરોપકારની તો બલિહારીજ છે ને ! અસ્તુ

બહાદુરશાહે એક પરમ સુદર રમણી સાથે લગ્ન કર્યાં હતા, તેનુ નામ ઝીનતમહલ હતુ ઝીનતમહલ જેટલી સુદર હતી, તેટલીજ તેજસ્વિની અને આત્મા ભિમાનિની હતી અંગ્રેજ ઇતિહાસકારોએ પણ તેની કાર્યદક્ષતા અને સાહસની પ્રશસા કરી છે ઝીનત-મહલના પેટે એક પુત્ર થયો તેનુ નામ જવાબખ્ત હતુ વૃદ્ધાવસ્થામા આ પુત્ર પ્રાપ્ત થતા બહાદુરશાહ બહુજ

* Letters of the Court of Directors Feb 11 1846 Camp Kaye Sepov War Vol II P 12 note

પ્રસન્ન થયા બહાદુરશાહની તેના ઉપર બહુજ મમતા હતી અને જવાંબખ્ત બહાદુરશાહનો એટલો પ્રેમપાત્ર થયો કે અન્ય પુત્રોને ત્યાગીને તેઓ તેનેજ રાજગાદી આપવા તત્પર થયા ત્યારે અહીં ચંચળ રમણી ઝીનતમહલ પોતાની ક્ષમતા કાર્યદક્ષતા અને તેજસ્વિતાએ સમ્રાટ ઉપર પોતાનું આધિપત્ય જમાવી બેઠી હતી સમ્રાટ તેના મત વિરૂદ્ધ કંઇપે કાર્ય કરી શકતા નહીં ઝીનતમહલે પણ પોતાના પુત્રનેજ રાજગાદી ઉપર બેસાડવાનો આગ્રહ કર્યો પ્રિયત્મા પત્નિના આગ્રહથી બહાદુરશાહ પણ તે માટે રાજી હતા આ સમયે બહાદુરશાહની વય ૭૦ વર્ષની હતી સને ૧૮૪૯ મા જયેષ્ટ પુત્ર દારાબખ્તનુ મૃત્યુ થયુ ત્યારે ગવર્નર જનરલ પણ વિચારવા લાગ્યા કે દિલ્હીના સિંહાસનનો ઉત્તરાધિકારી કોણ થશે આ સમયે ઇતિહાસ પ્રસિદ્ધ લોર્ડ ડલહાઉસી હિંદુસ્થાનના ગવર્નર જનરલ (વાઈસરોય) હતા તેઓ દિલ્હીના રાજ્યવંશનુ ગૌરવ જોઈ શકતા ન્હોતા તેમની એવી ઇચ્છા હતી કે દિલ્હીના સમ્રાટ બહાદુરશાહના મરણ પછી દિલ્હીનુ સમસ્ત રાજ સમ્માન નષ્ટ કરી નાખવામા આવે દિલ્હીના રાજસિંહાસન માટે જ્યારે આ પ્રકારનો ઠરાવ આવ્યો ત્યારે તેને ડિરેકટર સભાએ ટેકો ન આપ્યો અને દિલ્હીના રાજસિંહાસનનો કોઈ ઉત્તરાધિકારી નિશ્ચિત થઇ ન શકયો

શાહઝાદા ફખરૂદીનને રાજસિંહાસન મળે એવી આશા હતી તે યુરોપીય રહેણી કરણી તથા અંગ્રેજોને પણ

બહુજ માનતો હતો તેથી બહાદુરશાહ પછી એને રાજ-સિંહાસન પર બેસાડવાથી લોર્ડ ડલહાઉસીની ઘણી યે વાછનાઓ પૂર્ણ થાત પોતાની કેટલીક મૂશ્કેલીઓને દૂર કરવા માટે લોર્ડ ડલહાઉસીએ ફખિરૂદીનને રાજસિંહાસન આપવા ઇછ્યુ હતુ તેમને પહેલી નડતર એ હતી કે તેઓ દિલ્હીના શાહેનશાહનુ પ્રાધાન્ય હવે જોવા ઇચ્છતા ન્હોતા, દિલ્હીપતિ આગળ અવનત થવુ તેને તેઓ પોતાનુ અપમાન સમજતા હતા જે હો, સર્વત્ર વણિક કપનીનુ પ્રભુત્વ જોવાની તેમની અતિમ ઇચ્છા હતી તેમણે સ્પષ્ટ કહ્યુ હતુ,—"ભારતવર્ષના અધિપતિ પહેલા જે કોઈ પણ હોય, છતા હવે તેમનુ રાજકીય સમ્માન લુપ્ત થઈ ગયુ છે હવે બ્રિટિશ સરકાર ભારતની સ્વામિની છે દિલ્હીના શહેનશાહના પૂર્વ પુરૂષગણ જે પ્રભુત્વ શકિત અને મહિમાથી પોતાનુ પ્રાધાન્ય જમાવી રાખતા હતા, હવે તેના અમો અધિકારી થયા છીએ, તેથી હવે માત્ર નામના દિલ્હી સામ્રાટને આપણો પ્રતિયોગી બનાવવો ઉચિત નથી" લોર્ડ ડલહાઉસી એટલુ સમજતા ન્હોતા કે હિંદવાનો પોતાના પૂર્વજો પ્રત્યે કેટલુ માન સમ્માન પ્રગટ કરે છે તેઓ જાણતા ન્હોતા કે એક પ્રાચિન રાજ્યાધિપતિને તેના અધિકાર ઉપરથી ઉતારી પાડવાથી સર્વસાધારણ જનતા કેટલી ક્ષુબ્ધ અને અસતુષ્ટ થઈ જશે

---

* Minute, February 10 1849 Camp Kaye Sepoy War Vol II P 16

તેથી બહાદુરશાહના મૃત્યુ પછી તેમના ઉત્તરાધિકારીને રાજકીય સમ્માનથી ગૌરવાન્વિત કરવુ આ સમયે તેમને રાજનીતિ વિરૂદ્ધ, અયોગ્ય અને અપમાનજનક લાગતુ હતું.

ડલહાઉસીને બીજી નડતર એ પણ હતી કે તેઓ દિલ્હીના રાજમહેલને પોતાનો કિલ્લો બનાવી શકતા ન્હોતા, કારણ એ કિલ્લામા રાજવંશના ઘણાયે મનુષ્ય રહેતા હતા જો આ રાજમહેલ ડલહાઉસીના હાથમા આવી કિલ્લા તરીકે ફેરવાઈ જાત તો તે હિંદુસ્થાનમા એક પ્રધાન કિલ્લો થવા પામત, તેથી તેઓ બીજાના હાથમા એ કિલ્લો જોવા તૈયાર ન્હોતા તેમની ઇચ્છા હતી કે વૃદ્ધ શહેનશાહને ત્યાથી કાઢી એના ઉપર પોતાનો અધિકાર કરવો તેઓ દિલ્હીના રાજમહેલને પોતાનો કિલ્લો બનાવવા ચાહતા હતા* પોતાના પક્ષના સમર્થનમા તેમનુ કહેવુ એ હતુ કે, કિલ્લા ઉપર અધિકાર મળતા કંપની શત્રુઓના પ્રબળ આક્રમણથી પોતાની રક્ષા કરી શકશે લૉર્ડ ડલહાઉસી વૃદ્ધ બહાદુરશાહના મૃત્યુ સૂધીયે શાંત બેસવાનુ ઇચ્છતા ન્હોતા તેઓ માત્ર એટલુ જ ઇચ્છતા કે દિલ્હીપતિ કુતુબ મિનાર પાસે શહેર બહાર જઇને રહે, પરંતુ તે સમયે તેમને એવો વિચાર આવ્યો નહીં કે પ્રજા તેથી કેટલી અસંતુષ્ટ થઈ જશે

લૉર્ડ ડલહાઉસીનો વિચાર ડિરેક્ટર સભાએ જાણ્યો, ત્યારે ત્યા બહુજ વિવાદ થયો કેટલાક એ વિચારના પક્ષમા

---

* Kaye Sepoy War Vol II P 17 note

થયા અત ડિરેકટર સભાએ વિરૂદ્ધમા મત આપ્યુ પરતુ લોર્ડ ઓફ કન્ટ્રોલરે પક્ષમા મત આપવાથી ડિરેકટર સભાને લોર્ડનુ મત માન્ય રાખવુ પડ્યુ ૧૮૫૦ ઇ સનમા લોર્ડ ડલહાઉસીને આ વિષયની આજ્ઞા મળી ગઇ તેને સાથે એ પણ જણાયુ હતુ કે એ વિષયમા ઘણાયે તર્કવિતર્ક થયા છે, તેથી અનેક રાજનીતિજ્ઞોને વિરૂદ્ધ પક્ષ ગ્રહણ કરતા જોઇ ડિરેકટર સભાની આજ્ઞા મળેલ્રા હોવા છતાય તેઓ પોતાનુ કાર્ય કરી ન શકયા

ત્યારે દિલ્હીમા પણ ગરબડ થઇ રહી હતી, વૃદ્ધ બહાદુરશાહ પોતાના પુત્ર જવાબખ્તને રાજસિહાસન આપવાની ચેષ્ટા કરી રહ્યા હતા ફખરૂદ્દીન અગ્રેજોના પક્ષમા હતા લોર્ડ ડલહાઉસીએ દિલ્હીના એજન્ટ સર ટોમ્સ મેટ-કાફ સાહેબને લખ્યુ હતુ કે, ફખરૂદ્દીનને મળી તેને પોતાના પક્ષમા લઈ લેવો સર ટોમ્સ તેમને મળ્યો એજન્ટે ગવર્નર જનરલની ઇચ્છા તેમને કહી ફખરૂદ્દીને કોઇ પણ પ્રકારની અનિચ્છા પ્રગટ ન કરતા કહ્યુ કે જો મારૂ રાજકીય માન સમ્માનાદિ જેમનુ તમ રહે તો હુ ગવર્નમેન્ટની ઇચ્છા અનુસાર કાર્ય કરી શકુ છુ તેજ સમયે કરારનામુ તૈયાર કરવામા આવ્યુ ફખરૂદ્દીને તે ઉપર સહી કરી. આ કાર્ય ગુપ્તપણે થયુ હોવા છતાએ છૂપુ ન રહ્યુ અને ઝીનતમહેલ પોતાના ગારવની હાની સાભળી બહુજ દુખી થઇ પરતુ તે પછીજ ૧૮૫૬ ની તા૦ ૧ લી જુલાઇએ ફખરૂદ્દીન પરલોક સિધાવ્યો પુત્રના મરણને લીધે વૃદ્ધ બહા-

દુરશાહ બહુજ દુખી થયા હવે બીજો પુત્ર મિરઝા ખુર્રમ આગળ વધ્યો. તેણે બ્રિટિશ એજન્ટ પાસે એક નિવેદન પત્ર મોકલી પોતાનો અધિકાર પ્રમાણિત કરવા ઇચ્છયુ

આ સમયે હિંદુસ્થાનના પ્રધાન શાસક લોર્ડ કેનિંગ હતા નવા ગવર્નર અને નવી મત્રી સભા હતી લોર્ડ કેનિંગ ભારતથી અનભિજ્ઞ ન્હોતા લોર્ડ ડલહાઉસીના લખેલા કાગળ પત્રો તેમણે જોયા હતા તેથી તઓ પણ દિલ્હીના સબધમા લોર્ડ ડલહાઉસીના પક્ષપાતી થયા તેમણે કહ્યુ, "દિલ્હીના રાજવંશના દરેક અધિકારો વિલુપ્ત થઈ ગયા છે, અને જે બચ્યા છે, તેનો નાશ કરવો કઠિન કાર્ય નથી નજર આપવી બધ થઇ, સિકકા ચાલવાનુ અટકાવ્યુ નજર પ્રભૃતિ જેવી યુકિતથી બધ કરવામા આવી, તેવીજ યુક્તિએ રાજાની ઉપાધિ પણ હટાવી શકાય તેમ છે મિરઝા મહમદ ખુર્રમજ હવે દિલ્હીનો પ્રાકૃતિક અધિકારી છે અને બ્રિટિશ ગવર્નમેન્ટ તેના અધિકારની રક્ષા માટે તૈયાર છે પરતુ મિરઝા મહમદ ખુર્રમ રાજાની ઉપાધિનો દાવો કરી શકે તેમ નથી" ગવર્નર જનરલનો આ મત મત્રી સભાએ સ્વિકાર્યો અને તરતજ આ વિષયની સૂચના દિલ્હીના એજન્ટ મેટકાફ સાહેબને આપવામા આવી તે સૂચનામા લખ્યુ હતુ કે,–"(૧) જો દિલ્હીના સમ્રાટના પત્રનો ઉત્તર આપવો આવશ્યક હોય તો એજન્ટ સમ્રાટને લખી આપે કે, ગવર્નર જનરલ જવાબખ્તને ઉત્તરાધિકારી તરીકે સ્વિકારી શકતો નથી (૨) ફખરૂદ્દીન સાથે જે કરારો થયા હતા તેજ

ફરારો મિરઝા ખુર્રમ સાથે કાયમ રહેશે (૩) સમ્રાટના મૃત્યુ પછી ગવર્નમેન્ટ મિરઝા મહમ્મદ ખુર્રમને વંશની પ્રધાન વ્યકિત તરીકે સ્વિકાર કરશે આ સંબંધમા ફખરૂદીન સાથે જે શર્તો થઇ છે, તજ માન્ય રાખવામા આવશે માત્ર સમ્રાટની ઉપાધિને બદલે ખુર્રમને શાહઝાદાની ઉપાધિ મળશે પરંતુ ગવર્નમેન્ટ કંઇ લખત કરી અથવા શર્તો લખી, તેમજ કઇ વૃત્તિ વધાવી ને ઉપાધિ આપણે નહીં (૪) એક લખત કરવુ પડશે કે ભવિષ્યમા બીજા કોણ કોણને ઉત્તરાધિકારી માનવામા આવશે પુત્ર હો કે પૌત્ર, કેટલા મનુષ્ય આ અધિકારના અધિકારી છે, તેનુ વિવરણ આપવુ પડશે પરંતુ પૂર્વવૃત્તી ભૂપતિનો કોઇ બીજો સગો એમા સમ્મિલિત કરવામા ન આવે (૫) આજ સુધી દિલ્હીના સમ્રાટ માટે જે વૃત્તિ નિર્ધારિ છે, તેમાથી શાહઝાદાને ૧૫ હજાર રૂપીઆ આપવામા આવશે

ઇ સ ૧૮૫૭ સા મુગલ વંશનુ ભાગ્ય એવી રીતે નિર્માણ થયુ બ્રિટિશ સરકારનુ એ અંતિમ સિધ્ધાત જ્યારે ઝીનતમહલે જાણ્યુ, ત્યારે તે બહુજ ક્ષુબ્ધ થઇ દુસહ યાતનાઓથી તેની હૃદય-ગ્રન્થિ છિન્ન ભિન્ન થવા લાગી, પરંતુ એવી અવસ્થામાયે તેમની હૃદયગત વાસના દૂર ન થઇ તે હવે સારા અવસરની પ્રતિક્ષા કરવા લાગી હવે તેનો પુત્ર જવાબખ્ત યૌવન અવસ્થામા આવી પ્હોચ્યો હતો વયના વધવા સાથે તેની તેજસ્વિતા પણ વધતી ગઇ તે લખવા ભણવા અને અભિજ્ઞતા

સગ્રહમા દત્તચિત્ત થયો પરતુ બ્રિટિશ સરકાર પર તેને અશ્રધ્ધા ધીમે ધીમે વધવા લાગી અને અવસર મળતાજ તે બ્રિટિશ સરકારનો વિરોધી બન્યો

દિલ્હી સમ્રાટના ઉત્તરાધિકારીની ચૂટણી વેળા જનસમાજમા કોઇએ પ્રકારની ઉતેજના હતી નહીં ઉતેજના તો તેજ સમયે આવી, કે જ્યારે દિલ્હી રાજવશના બધા અધિકાર વિલુપ્ત થવાના સમાચાર પ્રજાને મળ્યા સને ૧૮૫૭ ના કેટલાક મહિના સમાપ્ત થતા મુસલમાનોમા ઉ-તેજનાના ચિન્હો દેખાવા લાગ્યા એજ સમયે દિલ્હીમા એવી અફવા પણ ફેલાઈ રહી હતી કે ફારિસના રાજા હિદુસ્થાન ઉપર ચઢાઈ કરશે, અને અંગ્રેજોના અધિકારો વિલુપ્ત થઈ જશે બજારમા એવી એવી અનેક અફવાઓ ફેલાઇ રહી હતી કોઈ કહેતો હતો કે રશિયા ફારિસવાળાઓની સહાયતા કરશે, અને પુન પ્રાચિન રાજવશનુ આધિપત્ય હિદુસ્થાનમા જામશે આવા પ્રકારની વાતો સેનાનિવાસ ઉપરાત ઠેકઠેકાણે ફેલાઈ રહી હતી ૧૮૫૭ મા દિલ્હી ઉ-તેજનાના રગથી રગાઇ રહી હતી માર્ચ માસના પ્રારભમાજ દિલ્હીની જામા’ મસ્જીદમા એક વિજ્ઞાપન ચોટાડેલુ દેખાયુ જેમા લખ્યુ હતુ કે, ફારિસની સેના અગ્રેજોના હાથમાથી ભારતવર્ષનો ઉદ્ધાર કરવા માટે તૈયાર થઇ ચૂકી છે, તેથી આ સમયે કાફિરો સાથે સમસ્ત મુસલમાનોએ યુદ્ધ કરવુ જરૂરી છે

આવા અનેક કારણોને લઇ લોકોએ એમ માની લીધુ હતું કે એક ભયાનક વિપ્લવ થશે, અને તેમા અંગ્રેજી

રાજ્ય નષ્ટ થઈ જશે દિલ્હીના સમ્રાટ બહાદુરશાહ એ હિલચાલમા ભાગ લેતા ન્હોતા જો કે બધા કામો તેમના નામ-થીજ કરવામા આવતા હતા કંપનીનુ શાસન ઝૂટવી લેવાનુ તેમના નામે ષડયન્ત્ર રચાયુ હતુ, ત્યારે તેઓ એ વિષયમા કશુયે જાણતા ન્હોતા, તથા કોઇપણ હિલચાલ વિષે તેઓ ધ્યાન આપતા નહીં

આવા પ્રકારે દિલ્હીમા ખૂબ ઉશ્કેરણી થઇ રહી હતી. એજ દિવસોમા મિરઠની ત્રીજી ઘોડેસ્વાર સેના ન્હાસી આવી હતી તે ન્હાસતા દિલ્હી આવી પહોચી કાશ્મીરી દરવાજા પાસે પડાવ નાખ્યો મિરઠથી ન્હાઠેલા સનિકો સવારના આઠ વાગેજ યમૂનાના ઢોલ ઘાટના અધ્યક્ષને મારી ઢોલ ઘરમા આગ લગાડી દિલ્હીના કિલ્લા પાસે આવી પહોચ્યા અને પોકારી પોકારી કહેવા લાગ્યા કે, અમો મિરઠના અગ્રેજોને મારી અહીં આવ્યા છીંએ માટે અગ્રેજો સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ અમો સમ્રાટની સહાયતા પ્રાપ્ત કરવા નગરમા આવવા ઇચ્છીએ છીએ રણમત્ત સિપાહોના નાદો સાભળી વૃદ્ધ બહાદુરશાહે કિલ્લારક્ષક સેનાના સેનાપતિ કપ્તાન ડગલાસને દિવાને આમમા બોલાવ્યા ડગલાસે કહ્યુ, હુ નીચે જઈ તેઓને પાછા વાળી આવુ છુ પરતુ ડગલાસના પ્રાણ જવાના ભયથી વૃદ્ધ બહાદુરશાહે તેને નીચે જતા અટકાવ્યા ત્યારે ડગલાસે ખિડકીથીજ મોઢુ કાઢી, પોકારી પોકારી સૈનિકોને કહ્યુ કે, તમારા સમ્રાટને તમારા આવવાથી બહુજ કષ્ટ થઈ રહ્યુ છે તમો પાછા જાઓ પરતુ

તેના પ્રયત્નો નિષ્ફળ નિવડયા ઉશ્કેરાએલા સિપાહોના કાનમા તેની વાત પ્હોચી કે નહીં, તેમા પણ સંદેહ છે.

દિલ્હીમા પ્રવેશ કરવાનો કોઈયે માર્ગ ન્હોતો એક માર્ગથી દિલ્હીમા પ્રવેશ કરવાનો સુયોગ ન મળતા બળવાખોરો ઉન્મત્ત થઈ બીજા માર્ગથી દિલ્હીમા પ્રવેશવાની ચેષ્ટા કરવા લાગ્યા તેઓ રાજઘાટ નામના દ્વાર ઉપર જઈ પ્હોચ્યા. દ્વારના રક્ષક મુસલમાનોએ બળવાખોરો માટે દ્વાર ઉઘાડી નાખ્યા ઉશ્કેરાએલા બળવાખોર સૈનિકો અંદર ઘૂસ્યા. દિલ્હીના અંગ્રેજો જાણતા ન્હોતા કે મિરઠમા સિપાહોએ હત્યાકાંડ કર્યો છે કારણ કે મિરઠ અને દિલ્હી વચ્ચેના તારના દોરડાઓ કાપી નાખવામા આવ્યા હતા સવારના જ્યારે એ બિનાના સમાચાર તાર ઓફીસના કર્મચારીને મળ્યા, ત્યારે તેઓ તેજ સમયે યમૂનાના પૂલ તરફ ગયા તેઓ નિર્ધારેલા સ્થળે પ્હોચે તે અગાઉ મિરઠમા હત્યાકાંડ કરી દિલ્હી તરફ ન્હાસી આવતા બળવાખોરો આવી પ્હોચતા તાર ઓફીસના કર્મચારીઓ માર્યા ગયા પરંતુ આ ખૂનામરકીની ખબર પણ પ્રથમ કોઇને મળી નહીં મિરઠના ઘોડેસ્વારોની સંખ્યા અધિક ન્હોતી, પણ તેઓમા ધીમે ધીમે પેદળ સિપાહો જઈ ભેળાયા શહેરના રક્ષક સેનિકો ઉન્મત્ત થઇ બળવાખોર થયા દિલ્હીના ઉત્તેજિત લોકોએ પણ ક્રમશ તેમને સહાયતા આપી અથવા તેઓ સાથે ભેળાઈ ગયા તોયે દિલ્હીની સમસ્ત જનતા રણમત્ત સિપાહોના પક્ષમા ગઇ નહીં. શહેરમા સિપાહીઓએ પ્રવેશ કર્યો અને

દિલ્હીની દશા બદલાઇ, તેમા અણધાર્યું પરિવર્તન થયુ સમસ્ત નગર કોલાહલથી ગાજી ઉઠયુ શાતિપ્રિય અધિવાસી ભયભીત થઈને આત્મરક્ષા માટે પ્રયત્નો કરવા લાગ્યા દિલ્હીની દુકાનો બધ થઇ, અને દિલ્હીના જે નિવાસીઓ બળવાના તરગમા પોતાનુ કાર્ય સાધવા ઈચ્છતા હતા, તેઓ ઉન્મત્ત સિપાહો સાથે જઇ ભેળાયા તેથી તા૦ ૧૦ મી મેના દિવસે મિરઠમા જેવુ ભયાનક હત્યાકાડ થયો હતો, તેવોજ તા૦ ૧૧ મી મેના દિવએ દિલ્હીમા થયો

આ સમયે દિલ્હીમા ૩૮,૬૪,૭૪ નબરના ત્રણ સિપાહી દળો હતા એ ત્રણે દળોમા ૭૫૦૦ સનિક પુરૂષો હતા તે ઉપરાત 'ગોલન્દાજ' સનિકોનુ એક દળ હતુ આ દળમા ૧૬૦ સૈનિકો હતા ૬૨ અગ્રેજ સેના સબધી કાર્યમા લાગ્યા હતા

મિરઠના ઉત્તેજિત સિપાહો પ્રબળ વેગથી નગરમા પ્રવેશ કરતા હતા સામે જે અગ્રેજ મળે તેને ત્યાજ ઠાર મારી નાખતા અનેક નિર્દોષ અગ્રેજો બળવાખોર સિપાહોના પજામા માર્યા ગયા હશે એમ કહીએ તો ચાલે અગ્રેજોને ઠાર મારી નાખવુ અને તેમના રહેઠાણો સળગાવી મૂકવા એ બળવાખોરોનુ પહેલુ કર્તવ્ય હતુ બળવાખોરો ઠેકઠેકાણે આગ લગાડતા અને ખૂનામરકી કરતા કલકત્તાદ્વાર તરફ કમિશ્નર ફ્રેઝર અને ડગલાસની શોધમા ગયા આ સમયે ૩૮ નબરની સેનાના કેટલાક સિપાહો રાજમહેલની રક્ષા માટે રોકાયા હતા જ્યારે ઉન્મત્ત સિપાહો રાજમહેલ

પાસે પ્હોચ્યા ત્યારે કમિશ્નર ફ્રેજર અને ડગલાસે ૩૮ નબરની સેનાને પોતાના પક્ષમા રાખવા પ્રયત્નો કર્યા, પણ તેઓ કમિશ્નરના પક્ષમા ન રહેતા આવેલા બળવાખોર સિપાહોના પક્ષમા ભેળાઈ ગયા કારણ કે, જાતિનાશ અને ધર્મનાશની આશકાથી તેઓના પણ હૃદયો ઉત્તેજિત થઈ રહ્યા હતા આ દશા જોઇ ફ્રજર અને ડગલાસ સાહેબ કોટવાળી ઉપર ગયા આક્રમણ કરનાર ઘોડેસ્વારોએ તેમનો પીછો પકડ્યો કમિશ્નર ફ્રેજરે એકને ગોળી મારી, બીજાનો ઘોડો ઘાયલ થયો પરતુ તેથી આક્રમણ કરનાર સિપાહોએ તેમનો પિછો ન મૂકયો દિલ્હીની જનતા પણ ઉપદ્રવ કરવા લાગી હવે બીજો કોઇ ઉપાય ન દેખાતા કમિશ્નર ફ્રેજર ન્હાઠો અને કેપટન ડગલાસ ખાઈમા કૂદી પડ્યો તેને બહુજ માર લાગ્યો, ત્યાથી પોલીસના માણસોએ તેમને ઘેર પ્હોચતા કર્યા

બળવાખોર સિપાહો કેપટન ડગલાસના ઘર પાસે પણ જઇ પ્હોચ્યા ત્યા કેપટન ફ્રેજર પણ હતો કેપટન હચિનસન પણ દુ ખી અવસ્થામા પડ્યો હતો, તથા તેજ ઘરમા એક અગ્રેજ પાદરી અને કેટલીક મહિલાઓ પણ હતી તે સર્વ બળવાખોરો હાથે માર્યા ગયા

નર શોણિત પ્રવાહથી દિલ્હી સમ્રાટનુ વાસભવન આવી રીતે કલકિત થયુ કેટલાકોએ તો આ હત્યાકાડમા વૃદ્ધ બાદશાહને સમ્મિલિત જણાવ્યા છે, પરતુ તે માટે કશુયે પ્રમાણ આપી શકાયુ નથી. ઉત્તેજિત સિપાહો જે

કે દરેક કૃત્યો વૃધ્ધ બહાદુરશાહના નામેજ કરતા હતા, પણ તેમણે કદિયે તે માટેની સમ્મતિ આપી ન્હોતી વળી બળવાખોરોએ મચાવેલા ઉપદ્રવને દાબી દેવા માટે મિરઠથી સેના આવે, તેની વૃદ્ધ બહાદુરશાહ વાટ જોતા હતા મિરઠના સિપાહોનો બળવા દાબવા માટે તેમને સહાયતા જોઇતી હતી તે તેમને મળી નહીં બળવાખોર સિપાહોએ મચાવેલા ઉપદ્રવ સબધે વૃદ્ધ બહાદુરશાહે આગ્રાના કાલવિન સાહેબને એક પત્ર લખ્યો હતો, જેમા જણાવ્યુ હતું કે "સમસ્ત નગર અને કિલ્લો (બળવાખોર) સિપાહોના અધિકારમા છે અમો બધા તેને આધિન થઇ રહ્યા છીએ ઉત્તેજિત સૈનિકો નગરનુ દ્વાર ઉઘાડી મિરઠના લગભગ ૧૦૦ સિપાહોને જઈ મળ્યા છે અગ્રેજ ફ્રેજર મારી ગયા છે" આ પત્ર મળતા કાલવિન સાહેબે તા ૧૫ મી મેના દિને કલકત્તા ખાતે તારનો સદેશો મોકલ્યો હતો ભારતની સરકારને સાથી પ્રથમ બળવો થયાની ખબર કાલવિન સાહેબના આ સદેશાથી મળી હતી *

રાજમહેલમા ઘણાયે સિપાહોને જોઇ વૃદ્ધ ભૂપતિ બહુજ દુખી થયા આ સમયે સિપાહો બીજાઓને પોતાના પક્ષમા ભેળાઈ જવા કહેતા હતા બળવાખોર સિપાહોના પોકાર અને કોલાહલથી રાજમહેલ ધ્રુજી રહ્યુ હતું રાજમહેલ, તૃતિય અશ્વારોહી દળ, દિલ્હીના ૩૮ સૈનિક દળ અને મિરઠના પાયદળ સિપાહોથી ભરાઇ

* Kaye Sepoy War Vol II P. 80 note.

યુ હતું રાજમહેલ બહારના મકાનોને ઘોડેસ્વાર સૈનિકોએ
.બેલો બનાવી, તેમા ઘોડા રાખ્યા હતા તેથી મિરઠની પાયદળ
ાના આખી રાત ચાલવા કારણે થાકી ગઈ હતી તેઓ
ગલ શહેનશાહના સુરમ્ય સભામંડપમા સૂવા લાગ્યા
ામેર સશસ્ત્ર રક્ષક સૈનિકો નિયુકત કરવામા આવ્યા હતા
ાડાજ સમયમા અસહાય એસી વર્ષના વૃધ્ધ બહાદુરશાહનો
વ્ય રાજમહેલ સુરક્ષિત સૈનિક નિવાસ થઈ ગયુ

દિલ્હીના દરિયાગંજ મહોલ્લામા અંગ્રેજો રહેતા હતા
। મહોલ્લો ભયંકર હત્યાકાંડનુ કેંદ્ર બન્યુ હતુ બપોર
ાતા સુધીમાજ ઉન્મત્ત થએલા સિપાહોના હાથે પ્રધાન
ધાન અંગ્રેજો માર્યા ગયા દિલ્હી બેંક લૂંટી લેવાઈ
ેકના કર્મચારીઓ આડે આવવાથી માર્યા ગયા ‘દિલ્હી
ઝેટ’ છાપખાનું પણ વિધ્વસ્ત થયુ અને ખ્રિસ્તી કંપો-
ઝીટરો (બીબા ગોઠવનાર) પરલોક સિધાવ્યા આક્રમણ
રનારાઓ બધા અક્ષર (ટાઈપના બીબા) બંદૂકમા ભરવાને
ઈ ગયા આ સમયે સિપાહો એટલા બધા ઉત્તેજિત હતા
ે તેઓ જ્યા કોઇયે અંગ્રેજ અથવા ખ્રિસ્તીને જોતા તેને
યાજ મારી નાખતા

સોમવારની સવારે દિલ્હીની ૩૮, ૫૪ તથા ૭૪
બરની સેનાના સમસ્ત સિપાહો અને ગોલંદાજો
લશ્કરી શિક્ષણ માટે મેદાનમા આવ્યા હતા તેઓ સામે
મરાકપૂરના જમાદાર ઈશ્વરપાડેનો વિચાર વિવરણ અને
ફાસીનો હુકમ સંભળાવ્યો, અને એટલા માટેજ દિલ્હીની

સમસ્ત સેનાને અધિકારીઓએ ભેગી કરી હતી તે બધાએ આ ઘટનાઓ સાભળી તેની વિરૂદ્ધમા સતોષ કે, અસતોષ પ્રગટ ન કરતા દરેક પોતપોતાને ઘેર પાછા વળ્યા હતા ત્યાર પછી એકાએક દસ વાગ્યે તેમના ભાવો બદલાયા, તેઓને હજી સૂધી એની ખબર ન્હોતી કે મિરઠથી સિપાહો આવી પહોચ્યા છે તેઓના આગમનની ખબરે તેઓમા વિશેષ પરિવર્તન કર્યું નોકરોએ પોતાના ઓફીસરોને ખબર આપી અને ઓફીસરો કર્તવ્ય પાલન માટે તૈયાર થઈ ગયા હજી સુધી તેઓ એમજ માનતા હતા કે એ લોકો માત્ર કેદખાનાના કેદીઓને છોડાવશે બીજા ઉપદ્રવો કરશે નહી પરતુ તેમની એ આશા જોત જોતામા નિરાશામા ફેરવાઈ ગઇ, અને તેઓ ઉન્મત્ત થએલા સિપાહોના શસ્ત્રઘાતથી મરવા લાગ્યા *

બળવાખોરોએ આવી રીતે ઉપદ્રવ વધાવી મૂક્યુ આખા નગરમા ભયકર હત્યાકાડ થતા અન્જકતા ફેલાવા લાગી પણ બળવાખોર સિપાહો વધુ દિવસ સૂધી ટકી શકયા નહીં તોયે તેઓએ એ થોડાજ દિવસોમા પોતાની ઉન્મત્તાનો સારી રિતે પરિચય કરાવ્યો અને તા૦ ૨૦ મી સપ્ટેમ્બરના દિવસે લાહોરી દરવાજા, જામા' મસજિદ, અજમેરી દરવાજા તથા મુગલ સમ્રાટના રાજમહેલ ઉપર અગ્રેજોએ

* ૧૮૫૭ ના બળવાનો મપૂર્ણ ઇતિહાસ જાણવા માટે સ્વ ત્ર્યબક સ્મારક ગ્રથમાળા હેઠળ પ્રગટ થએલા સિપાહીઓના બળવાનો ઇતિહાસ ભાગ ૧ અને ૨ વાચો સાદીક

કબજો મેળવ્યો મુગલ સમ્રાટના ચિરપ્રસિદ્ધ રાજમહેલ ઉપર કબ્જો મેળવતા તેઓ તેના અધિકારી થયા દિલ્હી ઉપર અગ્રેજોનો અધિકાર થતા બળવાખોર સિપાહો ભગ્નોત્સાહ થયા નગરનિવાસીઓ પોતાની મૂલ્યવાન સામગ્રી લઇને નગર છોડી જવાની તૈયારી કરવા લાગ્યા અને અગ્રેજ સૈનિકો પ્રતિ હિંસાની તૃપ્તિનો સુયોગ જોવા લાગ્યા તેઓ જે કોઈને સામે જોતા તેના ઉપર શસ્ત્ર ચલાવવા લાગતા. સિખ સેનાએ પણ લૂટફાટ કરવામા તેમની સાથે ભાગ લીધો એમા શકા નથી કે જેમણે નિર્દોષ અગ્રેજો અને તેમની મહિલા તથા બાળકો ઉપર શસ્ત્ર ચલાવ્યા હતા તેઓ સ્હેજ પણ દયાને પાત્ર ન્હોતા પરતુ જેઓએ કદિ પણ અગ્રેજો વિરૂદ્ધનુ કાર્ય કર્યું ન્હોતુ, તમની રક્ષા કરવી એ અગ્રેજોનુ પરમ કર્તવ્ય હતુ પરતુ તે પ્રત્યે કોઇએ લક્ષ આપ્યુ નહી, અને જેઓ દિલ્હીના કોટમા રહેતા હતા, તે બધા અપરાધી અથવા અગ્રેજોના શત્રુ સમજવામા આવતા હતા શાત અને અશાત, અપરાધી અને નિરપરાધી બધાને સમભાવે ફળ ભોગવવુ પડતુ હતુ દિલ્હી ઉપર અધિકાર મળ્યા પછી કેટલાક દિવસો સુધી એવીજ રીતે નિર્દોષ મનુષ્યો બદૂકની ગોળીઓ વડે અથવા અન્ય પ્રકારે માર્યા જતા હતા આ સમયે રોગી અને અશકતો ઉપર પણ દયા દાખવવામા આવી નહી ! વિપક્ષી સિપાહો

Lord Roberts Forty one years in India Vol I P 245

લગભગ ૧૦૦ રોગી અને ઘાયલોને છોડી ન્હાસી ગયા હતા કેપ્ટન હડસનના સૈનિકોએ તે બધાઓને મારી નાખ્યા અનેક અશક્ત (ઘાયલ) સિપાહો દરબારગૃહ પાસે સૂતેલા હતા, તેઓ બધા અગ્રેજ સૈનિકોના સગિનોના ઘાતથી પરલોક સિધાવ્યા, પરતુ સ્ત્રી અને બાળકો ઉપર કોઇયે શસ્ત્ર ઉચકયા નહીં *

---

* અગ્રેજોએ દિલ્હી ઉપર અધિકાર મેળવતા જે જે અત્યાચારો કર્યાં હતા, તે વિષ જો આપણી કલમે કૈ લખાય તો અતિશ્યોક્તિ કરી ગણવામા આવે તેથીજ બળવાનો સુપ્રસદ્ધ ઇતિહાસ કર્ત્તા યૂરોપીય સર જોન કે, સાહેબે જે કઇ (Keay Sepoy War Vol III P 635-36) લખ્યુ છે તે અત્રે રજુ કરવામા આવે છે —

"જે સખ્યાબધ મનુષ્યોએ અમારા ઉપર કદીયે હાથે ઉચકયા ન્હોતા, વા જેઓએ અમારા ઉપર કદીયે શસ્ત્રાઘાત કર્યો ન્હોતા અને જેઓ શાતપણે નિરૂપદ્રવી વ્યાપાર ધધો શાતિ સાથે કરતા હતા, અને જેમના ઉપર તેમનાજ (દેશી બળવાખોર) લોકોએ ખૂબ અત્યાચાર કર્યા હતા, એટલુજ, નહીં-પણ જેઓ જૂદા જૂદા ત્રાસો સહન કરતા મૃત સમાન થઇ પડયા હતા, તેવાઓમાના અનેકની છાતીઓ ઉપર સગિનની અણી ભોકી દેવામા આવી હતી કેટલાકો તલવારના તો કેટલાકો પિસ્તોલના ભોગ થયા હતા અમોએ જ્યારે દિલ્હી ઉપર વિજય મેળવ્યો, ત્યારે પ્રથમના કેટલાક દિવસોના દગલમા સખ્યાબધ નિરપરાધી મનુષ્યો આપણા તરફથી ગોળીઓ છોડી મારી નાખવામા આવ્યા હતા, ત્યારે કેટલાકોનો નિર્દયતાથી વધ કરવામા આવ્યો હતો

## દિલ્હીના રાજમહેલ ઉપર અધિકાર મળી જવા છતાયે વૃદ્ધ બહાદુરશાહ અગ્રેજોના હાથમા આવ્યા નહીં

એ ભયકર હત્યાકાડમા આપણા કેટલાક શૂરવીર નરોએ પોતે જાતે કૈં પણ એવુ પ્રત્યક્ષ કર્યું ન્હોતુ, તો પણ એવા કૃત્યો માટે તેમણે બીજાઓને સમ્મતિ આપી હતી આ વાતની કોઇથીયે ના પાડી શકાય નહીં"

એક બીજા અગ્રેજ ગૃહસ્થે નિચે મુજબનુ વર્ણન કર્યું છે —

"બળવાખોરો નગર છોડી ન્હાસી ગયા હતા અમારા સૈનિકો ઉપરાત બીજા થોડાકજ દેશી લોકો જોવામા આવતા હતા, જ્યારે અમારી સેનાએ નગરમા પ્રવેશ કર્યો, ત્યારે નગરજનો કિલ્લાની અદરની બાજુએ ભેગા થયા હતા તે બધાઓને અમોએ સગિનો ભોકી ત્યાને ત્યાજ મારી નાખ્યા હતા પ્રત્યેક ગૃહમા લગભગ ચાળીસથી પચાસ માણસો છુપાઇ રહ્યા હતા એટલે માર્યા ગએલા-ઓની સખ્યા કેટલી મોટી હોવી જોઇએ તેની કલ્પના કરવી સ્હેલ છે એ માર્યા ગએલાઓ બળવાખોર નહીં પણ આપણા હિતેચ્છુ, આપણા મિત્રો અને આપણા શાત તથા ક્ષમાશિલ અધિકારને ચાહનારા શહેરીયોજ હતા પરતુ મને કહેતા આનદ થાય છે કે, આપણને પોતાના મિત્રો માનવામા તેઓ નિરાશ થયા હતા" એ પ્રસગે ત્યા હાજર રહેલો બીજો એક અધિકારી જણાવે છે કે, "જે સિપાહો પોતે જખ્મી થએલા હોવાથી પોતાના સ્થાનથી ખસકી શકતા ન્હોતા એવા સિપાહો ઘરોમા છુપાએલા અમને પ્રતિદિન મળી આવતા, તે સર્વને ત્યાને ત્યાજ ઠાર મારી નાખવામા આવ્યા હતા અમોએ શહેરની બધી દુકાનો લૂટી લીધી હતી અને બધી મૂલ્યવાન વસ્તુઓ ભેગી કરી તેનુ લીલામ કરી દ્રવ્ય ઉપજાવ્યુ હતુ આટલુ કરવા છતાએ અમારી દ્વૈષાગ્નિ સ્હેજે ઠડી થઈ નહીં (Tims Dated 27th September A D 1857)

મિરઝા ઇલાહીબક્ષ બહાદુરશાહનો આત્મિય હતો બહાદુરશાહના જયેષ્ટ પુત્ર દારાબખ્ત સાથે તેની કન્યાના લગ્ન થયા હતા ઇલાહીબક્ષ ભૂપતિને પોતાના ઘરે લઈ આવ્યો ત્યાથી તેઓ ઝીનતમહેલ અને પોતાના ૧૫ વર્ષના પુત્ર સાથે હુમાયૂના મકબેરા (Tomb) મા ચાલ્યા ગયા પરતુ ત્યા તેઓ અધિક દિવસ સુધી છૂપા રહી શકયા નહીં કેપ્ટન હડસન સાહેબના સહાયક રજબઅલીએ તેમનો પત્તો મેળવી આપ્યો હડસન સાહેબે સેનાપતિ વિલ્સન પાસેથી તેમને કેદ પકડવાની અનુમતિ માગી વિલ્સને અનુમતિ આપવા સમયે સૂચના કરી કે, તેમની સાથે કોઈ દુર્વ્યવહાર અને તેમના જીવનુ હરણ કરવામા ન આવે કેપ્ટન હડસન આ સૂચના સાભળી ૫૦ સૈનિકો સાથે મકબેરા તરફ ગયો અને મકબેરાને હડસને ચોમેરથી ઘેરી લીધો રજબઅલી અને તેનો એક સહચર ઝીનતમહલ પાસે મકબેરામા ગયો બે કલાક સુધી કેપ્ટન હડસન તેઓના આવવાની વાટ જોતો બહાર ઉભો રહ્યો અત રજબઅલી ઝીનતમહેલ અને વૃદ્ધ બહાદુરશાહને આત્મ સમર્પણ કરવા માટે ખૂબ સમજાવી કરીને લઇ આવ્યો હડસને ત્યા પણ પ્રતિજ્ઞા લીધી કે સમ્રાટ સાથે કોઈ પણ દુર્વ્યવહાર કરવામા આવશે નહીં, અને તેમના એકે વાળને કોઈ સ્પર્શ કરી શકશે નહીં તુરતજ ઝીનમહેલ એક પરદાથી બધ 'પાલખી'મા બેસી બહાર આવી તેમનો તરૂણ પુત્ર પણ તેમની સાથે હતો તે પછી વૃદ્ધ

ભૂપતિ બહારદૂરશાહની પાલખી પણ ધીમે ધીમે બહાર આવી કેપટન હડસન હાથમા નગ્ન ચળકતી તલવાર લઈ મકબેરાના દ્વાર ઉપર વાટ જોઇ રહ્યો હતો તૈમૂર વશનો અતિમ દિપક વૃદ્ધ બહાદુરશાહ અફર ભયભિતપણે અને અસ્થવ્યસ્થ થએલા જીગરે ધ્રુજતો તેની પાસે આવી પ્હોચ્યો કેપટન હડસને તેમને શસ્ત્ર ત્યાગ કરવા માટે કહ્યુ વૃદ્ધ ભૂપતિએ પુછ્યુ,–" તમે વીર છો કે નહીં ?" આ પ્રશ્નનો યોગ્ય ઉત્તર વાળવામા આવ્યો આપણે ઉપર વાચી ગયા છીએ કે રજબઅલી હુમાયુના મકબેરામા મોગલ સમ્રાટને લેવા હડસનની આજ્ઞાથી ગયો હતો, તેને પાછા વળતા બે કલાકની વાર લાગી હતી એ બે કલાક સુધી બહાદુરશાહની મૂખ્ય બેગમ અને મત્રી ઝીનતમહેલ સાથે રજબઅલીને વિચાર થયો હતો જ્યારે ઝીનતમહેલને એવુ વચન આપવામા આવ્યુ કે, બાદશાહના સ્વમાન તેમજ તેમના જીવને કશીયે હાની કરવામા નહીં આવે તેમજ શાહઝાદા તથા ઝીનત મહેલને પણ અભયદાન આપવામા આવ્યુ, ત્યારેજ તેઓ કેપટન હડસનને તાબે થવા મકબેરાથી બાહેર નીકળ્યા હતા, પણ કેપટન હડસને બહાદુરશાહને જોતાને વાર બધા શસ્ત્રો ત્યાગી દેવાની આજ્ઞા કરી, તેથી તે વૃદ્ધ તૈમૂરી ભૂપતિએ શસ્ત્ર ત્યાગ કરવાની કૈં આનાકાની કરી, કારણ કે શસ્ત્ર ત્યાગ કરવાની કૈયે શરતો કરવામા ન્હોતી આવી આથી કેપટન હડસન ખિજાઈ ગયો અને ક્રોધમા મોટા સાદે પોકારી ઉઠયો,–" આવી રીતે જો તમે છટકી જવાના પ્રયત્નો

કર્યા તો યાદ રાખજો કે અહીંને અહીં એક ભટકતા કુતરાના મોતે ઠાર માર્યા જશો" વૃદ્ધ ભૂપતિએ આવી પડેલા સમય અનુસાર દુખી વદને પોતાના શસ્ત્રા કેપટન હડસનને સપૂર્દ કર્યા એ ભારતના ભૂપતિ દિલ્હીશ્વરે એક ન્હાના અમલદારના હાથમા પોતાના શસ્ત્રો સોપ્યા, એ કરૂણ પ્રસગ ઇતિહાસના પાને અવશ્ય અમરજ રહેશે કયા લાખો ઉપર રાજ્ય કરતા બાદશાહ, અને કયા એક ન્હાનો અમલદાર હડસન! બહાદુરશાહ પોતાના શસ્ત્રો અગ્રેજ અમલદાર હડસન પાસે ત્યાગ્યા, ત્યારે પિતાનુ અનુકરણ શાહજાદા જવાબખ્તને પણ કરવુ પડયુ જવાબખ્તે પોતાના વૃદ્ધ પિતા પછી પોતાના શસ્ત્રો હડસનને સપૂર્દ કર્યા અને તેઓ પાસે બાદશાહી ચિન્હ રૂપ જે વસ્તુઓ હતી, તેમજ અદ્વિતિય રત્નજડિત શસ્ત્રો નિરૂપાયે હડસન સાહેબના હાથમા મૂકયા ત્યાર પછી એ રાજકીય કેદીઓને કેપટન હડસન દિલ્હી ખાતે લાવ્યો અને જે મુલ્યવાન વસ્તુ તથા શસ્ત્રો બાદશાહ અને શાહજાદા પાસેથી ઉતરાવી અથવા કઢાવી લીધી હતી તે વસ્તુઓ સેનાપતિ વિલસન એકલાને પચી જવા દીધી નહીં બાદશાહના જે અમૂલ્ય શસ્ત્રો હતા, તેમાથી થોડાક ચૂટી લેવાની તેને પરવાનગી મળતા, હડસને એક તલવાર જે ઉપર ઇતિહાસ પ્રસિદ્ધ નાદિરશાહનુ નામ કોતરેલુ હતુ, તેમજ બીજી એક તલવાર જે ઉપર જહાંગીર બાદશાહના નામની છાપ હતી તે પસદ કરી લઈ લીધી અને ગર્વ સાથે એ મહાનુભાવોની તલવારને કમરે લટકાવી ફરતો હતો

બાદશાહ જહાંગીરના નામની છાપવાળી તલવાર કેપ્ટન હડસન મહારાણી વિકટોરિયાને અર્પણ કરવાનો હતો, અને એના બદલામા * 'વિકટોરિયા મેડલ' પ્રાપ્ત કરવાની ઈચ્છા રાખતો હતો

દિલ્હીમા ચાંદની ચોક આગળ રાજકીય કેદીઓ આવી પ્હોચતા તેમની સાથેના ઘણા નિકટના સ્નેહ સબંધીઓને છૂટા થવુ પડ્યુ કેપ્ટન હડસને આગલા કેદીઓને નગરના પ્રધાન સિવિલ કર્મચારી સેન્ડહર્સ્ટ સાહેબને સપૂર્દ કર્યા

હડસને વૃધ્ધ ભૂપતિને કેદ પકડવા પછી જપીને બેસવાનુ પસદ ન કરતા, શાહના નિકટના સ્નેહ સબધીઓ તથા શાહઝાદાઓને પકડવા પ્રયત્નો કર્યા રજબઅલી અને ઈલાહીબક્ષ નામના બહાદુરશાહના આત્મિય બે મુસલમાનો કેપ્ટન હડસનના સહાયક થયા, અને તેમના દ્વારાજ કેપ્ટન હડસનને બીજા શાહઝાદાઓનો પત્તો લાગ્યો † ઇલાહીબક્ષ અને રજબઅલી પોતાનાજ આત્મિય ભાઇબધોને શોધી કાઢી શત્રુપક્ષના હડસન સાહેબને સ્વાધિન કરી તેમની અધોગતિના કારણ બની રહ્યા હતા કેપ્ટન હડસને સેનાપતિ વિલસનની આજ્ઞા લઈ શાહઝાદા મિરઝા ખિઝર

---

* Hudson Twelve years in India P 290

† કેપ્ટન હડસનની સહાયતા કરતો જાસૂસ ઇલાહીબક્ષ તે શાહઝાદાઓનો પિત્રાઇ થતો હતો, પણ કેપ્ટન હડસને તેને લાલચ આપી પોતાને વશ કર્યો હતો Keay Sepoy War Vol III P 648

સુલ્તાન, મિરઝા મુગલ અને તેનો પુત્ર મિરઝા અબુબકર એટલે બહાદુરશાહનો પૌત્ર, જેઓ પણ તેજ હુમાયુની સમાધીમા છુપાએલા હતા તેમને પકડવા ગયો *

શાહઝાદાઓને ન્હાસી જવા માટે કોઇયે માર્ગ ન્હોતો ૧૦૦ સૈનિકોએ હુમાયુની સમાધિ ઘેરી લીધી વૃદ્ધ બહાદુરશાહ અને શાહઝાદાઓ પણ કેપ્ટન હડસનના કેદી બન્યા † કેપ્ટન

* કેપ્ટન હડસને રજબઅલી અને ઇલાહીબક્ષને એવી આજ્ઞા કરીને હુમાયૂની સમાધિમા શાહઝાદાઓને પકડવા મોકલ્યા હતા કે, ' કોઇપણ શરતની વાત ન કરતા ચુપચુપ અમારે આધિન થવ, નહીં તો તેનુ પરિણામ દુખકર આવશે " Hudson Twelve Yars in India. P 301

† જે સમાધિમા શાહઝાદાઓ છુપાએલા હતા, તે સમાધિની અંદર અને બહાર લગભગ ૬૦૦૦ સિપાહો તમૂર વંશના એ અંતિમ ચિન્હોની રક્ષા માટે શસ્ત્રથી સજ્જ થઈ તૈયાર હતા એવી રિતે હડસન સાહેબના હાથમા કેદ પકડાવા બદલ પોતાની વીરતાનો પરિચય કરાવવા અને બાદશાહના વંશજોને બચાવવા માટે દરેક પોતાનુ શરિર અર્પણ કરવા તત્પર હતા એ સૈનિકોએ શાહઝાદાઓને અંગ્રેજોના તાબે ન થવા સમજાવ્યા હતા, પણ એ રાજપુત્રોએ પોતાને એથી મળતો છૂટા જવાનો સુલભ પ્રસંગ જવા દીધો અને સમાધિથી એ રાજપુત્રો બહાર નિકળી કેપ્ટન હડસનના હાથમા કેદી બન્યા રજબઅલી અને ઇલાહીબક્ષ જેવા રાજપુત્રોના પિત્રાઇઓએ તેમને શી રીતે સમજાવી વાળ્યા હશે? તે તો માત્ર પરમાત્મા જાણે ઇતિહાસમા એ વાર્તા અદ્યાપિ પર્યંત ગુપ્તજ રહી છે જેમના સંરક્ષણ માટે ૬૦૦૦ સશસ્ત્ર સિપાહો

હડસન તેમને લઇને દિલ્હી નગર ચાલ્યો ઈશ્વર જાણે શા કારણે કેપટન હડસનને એવી શકા અને સાથે વિશ્વાસ હતો કે એ શાહઝાદાઓએ અગ્રેજ મહિલાઓ તથા તેમના બાળગોપાળનુ શોણિત પાત કર્યું છે અગ્રેજ મહિલાઓને તથા તેમના બાળકોને મારી નાખવાનો એ શાહઝાદાઓ ઉપર કેપટન હડસનને વિશ્વાસ હોવાથી તેણે તેઓને ઠાર મારી નાખવાનો સકલ્પ કર્યો શાહઝાદાઓ રથપર બેસી સમાધિ બહાર આવ્યા તેઓ બહાર નિકળ્યા કે તરતજ તેમના અને તેમના અનુચરોના શસ્ત્રો ઉતારી લેવામા આવ્યા, અને રથને નગર તરફ લઇ ચાલ્યા જ્યારે રથ નગર સમિપ આવી પ્હોચ્યો, ત્યારે કેપટન હડસને પોતાના સગાથીઓને સમ્બોધન કરી જોરથી કહ્યુ—"આ શાહઝાદાઓ નરઘાતક છે, તેઓએ અમારી કુલ–મહિલાઓને તથા બાળક–બાળિકાઓને માર્યો છે સરકારની ઇચ્છા અનુસાર એઓને હવે પોતાના

---

પોતાના પ્રાણના બલિદાન આપવા તત્પર હોય અને જો ધારત તો રાજપુત્રો આવેલી આપાત્તમાથી છૂટી શકત, પણ તે છતાએ શાહઝાદાઓએ પોતાના એ હિતૈષીઓના વચનનો તિરસ્કાર કરી માત્ર એ અગ્રેજ અમલદારો અને તેમના એ મુસ્લીમ મદદગાર તથા સમ્રાટના શત્રુ સિખ લોકોમાના માત્ર એકસો ઘોડે સ્વારોને આધિન થવાનો નિશ્ચય કર્યો એ બનાવ ઉપરથી સ્હેજે કલ્પી શકાય છે કે રજબઅલી અને ઇલાહીબક્ષે અવશ્ય શાહઝાદાઓ સાથે કોઈ મહત્વનો સ્પષ્ટ કરાર કર્યો હોવો જોઈએ આવા કરારો વિના એ શાહઝાદાઓ કેદ થવા જાય એ સભવેજ નહીં Our Indian Empire Vol. II 448

કર્મના ફળ ભોગવવા પડશે " એટલુ કહી તેણે શાહઝાદા ઓને રથમાથી નિચે ઉતાર્યા, અને નિમ્ન ભાગના વસ્ત્રો ખોલી દેવાની આજ્ઞા કરી કંપિત હૃદયથી શાહઝાદાઓએ એ આજ્ઞાનુ પાલન કર્યું તે પછી તેમને પુન રથપર ચઢવાની આજ્ઞા કરવામા આવી કેપટન હડસન પોતાના ઉદ્દેશની સાધના માટે તત્પર થયો અને એક સ્વારના હાથમાથી પિસ્તોલ લઇ પોતાના હાથો વડે શાહઝાદાઓનો તેણે વધ કર્યો, શાહઝાદાઓ પરલોક પામ્યા તે પછી તે પોતાના શિકારોના શબને લઇ હૃષ્ટચિત્તે નગરમા જઇ પ્હોચ્યો સર્વ સાધારણને દેખાડવા માટે એ શબો કોટવાલી સામેના એક ઓટલા ઉપર ખુલ્લા જગ્યામા મૂકયા † તેથી સિખો અને કેપટન હડસન જેવા હિંસાશિલ અગ્રેજો પણ સતુષ્ટ થયા એ શાહઝાદાઓના શબ કેટલાક દિવસો સૂધી ઉપર જણાવ્યા પ્રમાણે ખુલ્લા ઓટલા ઉપર પડયા રહ્યા ‡ અને જ્યારે એ શબોમાથી

* Keay Sepoy War Vol III P 6516 Martin's Indian Empair Vol II P 448 Hudson Twelve year's in India P 3150 Incidants in Sepoy War P 134 By Sir Hopergrant

† સર હોપરગ્રાન્ટ સાહેબ, એક સ્થળે લખે છે કે, તે મરણ પામેલા શાહઝાદાઓના મૂખમડળો મહાલામ્ય દેખાતા હતા, અને તેમની અવસ્થા અનુક્રમે પાત્રીસ, પચીસ, અને અઢાર વર્ષની હતી Incidents in Sepoy War 135

‡ Hudson Twelve year's in India P 302.

દુર્ગંધ આવવા લાગી, અને તે સડી ગયા, ત્યારે તે શબોને ખસેડવામા આવ્યા *

બહાદુરશાહ અને તેમની ધર્મ પત્નિ ઝીનતમહેલને તેમનાજ કિલ્લાના દરવાજાના રખેવાળ માટે કિલ્લાના દરવાજા પાસે બાધવામા આવેલા એક નાના અને અ ધકારમય ઓરડામા કેદ કરવામા આવ્યા એ કેદ અવસ્થામા તેમને ત્યા કેટલાક દિવસો સૂધી રહેવુ પડયુ ત્યાર પછી ૧૮૫૮ ના જાન્યુઆરી માસની તા૦ ૨૯ મીએ તેમના ઉપર ન્યાયસરની તપાસ કરવાનો આરભ થયો, એ કાર્ય પૂરૂ થતા લગભગ એક માસ વિતી ગયો એ તપાસ દરમિયાન તેમના ઉપર એવો આરોપ મૂકવામા આવ્યો કે, "તમે કિલ્લામાના અગ્રેજ સ્રી પુરૂષોને મારી નાખવાના કાર્ય માટે સમ્મતિ આપી હતી ત્યારે વૃદ્ધ બાદશાહે કહ્યુ,–" જો મે એવી સમ્મતિ આપી હોય તો હમણાજ હુ મારી જીભને ખેચી તોડી નાખુ " એમ કહેતા વૃદ્ધ શાહે પોતાની આગળીઓ મોમા નાખી

---

* કેપટન હડસનના એ કૃત્યાથી યુરોપમા પણ હડસન માટે તિરસ્કાર ઉત્પન્ન થયો, અને ઇગ્લાડના અગ્રેજોએ ભેગા થઇ તેનો વિરોધ આવ્યો,–"પોતાના તાબાના કેદીઓને જાણી જોઇને ઠાર કરી, જે કૃત્યના પુરસ્કારમા હડસન સાહેબને નાઇટની ઉપાધિ મેળવવાની આશા હતી, તે તેની ઉપાધિને એ શુદ્ર કૃત્યે હમેશને માટે કાળો મેશ જેવો જે કદીયે ન નિકળે તેવો ડાઘ લગાડયો છે" 'Star' Deted 27th November A D 1857

તરતજ પોતાની જીભ ખે ચી પોતાના વચન પ્રમાણેનુ કૃત્ય કર્યું *

વૃદ્ધ બહાદુરશાહ જે સમયમા અગ્રેજોના હાથમા કેદ હતા તે સમયે તેમને જીવતદાન આપેલુ હોવાથી કોર્ટે તેમને ફાંસીની સજા ન કરતા મરણ પર્યંત કેદ ભોગવવાની એટલે દેશનિકાલની સજા કરી †

વૃધ્ધ બહાદુરશાહને આન્ડામાન બેટમા વસીને હવે પોતાનુ જીવન વિતાડવુ હોવાથી તેમના દુખમા ભાગ લેવા, અને આન્ડામાનના ભયકર એકાત જગલના કષ્ટો સહન કરવા તેમની બેગમોમાથી ઝીનત મહેલ તૈયાર થઇ એ તરૂણી પોતાના વૃધ્ધ પતિના દુખમા અડગ ભાવે હિમત સાથે તયાર થઈ ઇતિહાસમા ઝીનતમહેલનુ નામ અવશ્ય તેના એ કૃત્યથી અમરજ રહશે રાજમાતા થવાની તૃષ્ણા ધરાવનાર અને દિલ્હી પતિ ઉપર પોતાનો અધિકાર જમાવનાર તરૂણી શાહી સુખ વભવો ભોગવ્યા પછી વૃધ્ધ પતિ બાદશાહ સાથે આન્ડામાનના ભયકર બેટમા રહેવા તત્પર થઈ, એ વીર બાળા ઝીનતમહેલ જેમ, તાજમહાલ નામની એક બીજી બેગમ, તથા જવાનબખ્ત, તેની પત્નિ, અને તેની માતા તથા ભગિની, અને બાદશાહની ગમેલી એક વેશ્યાનો પુત્ર શાહ અબ્બાસ અને કેટલીક દાસીઓ આન્ડામાનના દુખો સહન કરવા માટે

---

* Martin's Indian Empire Vol III P 120

† Martin's Indian Empire Vol III P 134

તૈયાર થયા તા ૪ ડીસેમ્બર ૧૮૫૯ ના દિવસે કલકત્તાથી ચાર માઈલના છેટે એક બદર ઉપર બધા હાજર થયા ત્યાથી "મેગોરા" નામની સ્ટીમરમા બેસાડી એ સર્વ શાહી કેદીઓને તા૦ ૯ મી ડીસેમ્બરના રોજે રગુન ખાતે મોકલી આપવામા આવ્યા તે પછી ત્યાથી તેમને બ્રિટિશ બ્રહ્મદેશમાના અત્યત નિર્જન અને ઉજ્જડ તુગુ–તોગ નામના રગુનથી ત્રણ માઈલ છેટે આવેલા સિત્યાગ નદીના તટપરના સ્થાનમા લાવી નાખવામા આવ્યા

દિલ્હીના અતિમ મોગલ સમ્રાટ અને તૈમૂર વશના અતિમ દિપક બહાદુરશાહ "ઝફર" વૃદ્ધાવસ્થામા દેશનિકાલના સકટો સહન કરતા કેદખાનામાજ મરણ પામ્યા, આવી રીતે હિદમાથી મુગલ શહેનશાહતનો પાયો જડમૂળથી ઉખડી ગયો તેમનુ સ્મરણ કરાવવા દિલ્હીમા આજે અનેક શાહી જાહોજલાલી અને મહોજ્જવળતાનુ ભાન કરાવતા મહાલયો પોતાના સ્વામીઓ વિના સુના ઉભા છે હિંદના એ પાટનગર દિલ્હીમા જતા યાત્રીઓ જ્યારે જ્યારે લાલ કિલ્લા અને શાહી મહેલાતોને જૂએ છે, ત્યારે તૈમૂર વશનો અતિમ દિપક બહાદુરશાહ સ્મર્ણે આવતા અતર શોકની જ્વાળાથી ભભૂકી ઉઠે છે, અને દુભાએલુ દિલ આસૂ સારી સસારની અસારતા સમજી સચેત થાય છે

---

* Martin's Indian Empeire Vol. III P 138

## ખંડ ૪ થો

# બળવા વિષે મહા કવિ ગાલિબનો અભિપ્રાયસૂચક લેખ



બળવાનો સમય, કે જ્યારે સ્હેજે શકા પડતા લોકોને ફાસીને માચડે ચઢાવવામા આવતા હતા, તેવા ભયકર પ્રસગે મહા કવિ ગાલિબે બળવા ઉપર એક લેખ "દસ્તનબુ" નામના પુસ્તકમા ફારસી ભાષામા લખ્યો છે, તેથી કવિ ગાલિબની સ્થિતિનો વિચાર આપણે કરી શકીએ તેમ છે કેટલાક બનાવો પ્રત્યે એક અથવા બીજી બ્હીકે આખાડા કરી તેનો ઉલ્લેખ ન કરવો, કેટલીક સત્ય હકીકતો કહેતા જીવનો જોખમ ખેડવો પડે, કેટલાક બનાવો જાણીજોઇને છૂપાવવા પડે, એવી સ્થિતિ બળવા સમયે લગભગ બધાની હતી તે સમયે મહા કવિ ગાલિબે આ લેખ લખ્યો છે તેથી વાચકોએ આ લેખ ઉપરથી એમ સમજી ન લેવુ કે તેમા દર્શાવેલી પ્રત્યેક બીના સત્યથી ભરેલી છે, પછી ભલે અસત્ય લખવા માટે દબાણ કરવામા આવ્યુ ન હોય, અને જીવના જોખમની બ્હીકે અસત્ય લખવાની ફરજ પડી હોય એ બધુ વિચારી લેવુ વાંચકનુ કાર્ય છે મહા કવિ ગાલિબ

દિલ્હીના સમ્રાટ બહાદુરશાહના સમકાલિન કવિ હતા. સમ્રાટ સાથે કવિને સારો સબધ હતો અને સમ્રાટ તરફથી તેમને પગાર મળતો હતો અગ્રેજોએ પણ કવિ ગાલિબને પેન્શન આપવા માંડ્યુ હતુ અગ્રેજોની ભકિત કરવામા કવિ ગાલિબે કેટલાક સમય વિતાડયો હતા, તઓ ઇષ્ટ કવિ હતા, બાનહરીફ હતા, અને તઓ અગ્રેજોને શાતિનો રાહુ સમજતા હતા માટે તેમનો બળવા વિષેનો અભિપ્રાય સપૂર્ણપણે આપણે માન્ય રાખી શકીએ નહી, કારણ તેઓ પેન્શન મળવાને કારણે અગ્રેજો અને બાહુરશાહ ઉભયને આભારી હતા મહા કવિ ગાલિબ નિચે મુજબ લખે છે

### બળવાના બનાવો

આજે જમાનો પ્રગતિ કરી રહ્યા છે, દરેકે પોતાની નીતિ બદલી છે દરેક સ્થળે સિપાહોએ પોતાના ઉપરી સિપેહસાલારોથી મૂખ ફેરવ્યુ છે એટલુ શા માટે ? અરે ! જમાનાએ પોતાની મર્યાદા છોડી છે જ્યોતિષિઓનો અભિપ્રાય છે કે જ્યારે ઈરાનના શાહ "યઝદેજર્દ" ઉપર અરબ લડવૈયાઓએ નાશનો ચક્ર ફેરવ્યો, અરબ યોધ્ધાઓના હાથે ઇરાનવાસીઓનો જ્યારે નાશ થવાનો સમય આવ્યો, ત્યારે તારાઓની સ્થિતિ ખરાબ હતી, અને આજે પણ તારાઓની તેવીજ સ્થિતિ છે એથીજ ચોમેર ટટા ઝઘડા, યુદ્ધ અને

---

દિલ્હીના મહાન કવિ ગાલિબ સબધે મારા તરફથી એક પુસ્તક થોડા વખતમા પ્રગટ થશે જેમા એમના ઉત્તમ કાવ્યો અને તેમના જીવનના કેટલાક પ્રસગો વર્ણવામા આવશે **સાદીક.**

નાશના ચક્ર ફરી રહ્યા છે પણ વિચારવંત માણસો આ વાતને કયા સ્વીકારે છે? ત્યા તો (ઈરાન અને અરબમા) બે દેશોના સિપાહોમા યુદ્ધ હતુ ત્યા એક દેશના સિપાહો બીજા દેશના સિપાહો ઉપર વિજય મેળવી તેમને નાશ કરવા નીકળ્યા હતા પણ અહી તો રાજ્યના સિપાહોએ ખૂદ પોતાનાજ બાદશાહ સામે બળવો જગાડયો છે તેથી એ બને સ્થિતિમા કોઈ પણ રીતે સામ્ય નથી, ને એક બીજાને મળતા નથી, બનેની સ્થિતિ અત્યંત જૂદી છે તે એક ધાર્મિક યુદ્ધ હતુ કે, જે યુદ્ધ પછી ઇસ્લામીઓએ ખૂબ ઠાઠમાઠ અને ગૌરવ સાથે વેરાન ઈરાનને આબાદ કર્યો એ યુદ્ધ તો રીતસરનુ હતુ, એ યુદ્ધ કાયદા અને કાનુનોને અનુસરીને હતુ પણ હુ મુઝવણમા પડયો છુ કે હિંદવાસીઓએ કયા નવા કાયદાની આશામા આ વેર વસાવ્યુ છે?! ફારેસની (ઈરાનની) પ્રજાએ અગ્નિ બોહી ખૂદાને પ્રાપ્ત કર્યો પણ હુ અજબ થાઉ છુ કે હિંદવાસીઓએ કઇ આશાએ ન્યાયના સિદ્ધાંતોનો ત્યાગ કર્યો અને પશુવૃત્તિના બળવાખોરો સાથે સંબંધ બાંધ્યો છે? ખરી વાત પૂછો તો જે મનુષ્ય સુલેહશાંત અને વ્યવસ્થા અંગ્રેજોના આશરા સિવાય બીજે કયાયે શોધવા જાય છે, તે આંધળો છે ઇરાનમા તો અરબોના હાથે તીરના ઘા ખાધેલાઓને ઇસ્લામે બદલાનો મરહમ

અર્પચો પણ હિંદમા બળવાની મૂશ્કેલી પછી તે કઈ શાતિ મળી કે જે બળવાના દુખોના બદલા તરીકે ગણી શકાય? વિદ્વાનો બતાવે કે તે કઈ ઉન્નતી કે લાભ છે જે બળવાને લીધે દેશને મળ્યો?

દેશીઓ દેશના રક્ષક સાથે લડી રહ્યા છે લશ્કરીઓ પોતાના વડા અમલદારોના ખૂન કરી રહ્યા છે, અને તોયે આનંદમા છે ઈશ્વરના કોપથી બ્હીતા નથી કયા છે ઈશ્વરી ન્યાયને જાણનારા? કયા છે લાભ હાનીને, ભલા અને બુરાને ઓળખનારા?

બતાવો કે આ તોફાન (બળવા) ની તેજી ઇશ્વરી કોપ સિવાય બીજા કોઈ કારણથી થઈ શકે છે?

## બળવાખોરોનો દિલ્હીમાં ધસારો.

૧૬ મી રમઆન હીજરી સને ૧૨૭૩, ૧૧ મી મે ઈસ્વી સને ૧૮૫૭ ના દિને સવારના પહોરમા એકાએક દિલ્હી શાહેરના કોટ અને કિલ્લાની ભિત અને દ્વારમા ભૂકપ થયો એટલે મિરઠની છાવણીથી કેટલાક બળવાખોર સિપાહો ન્હાસી દિલ્હી આવ્યા બધાએ બળવા માટે કમર કસી હતી તેઓ અગ્રેજોના લોહીના તરસ્યા બન્યા હતા દિલ્હીના દ્વારપાળો કે જેઓ બળવાખોરો સાથે એકજ ઉદેશ ધરાવનારા તેમનાજ સાથીઓ હતા, તેઓએ બળવાખોરોને શાહેરમા પ્રવેશ કરવા માટે દ્વાર ઉઘાડી આપ્યા એ પણ બનવાજોગ છે કે તેમણે

અગાઉથીજ એ વિષે અંદરને અંદર વ્યવસ્થા કરી હોય શહેરના એ દ્વારરક્ષકોએ બળવાખોરો માટે દ્વાર ખોલી આપી પોતાની ફરજ અને શહેરની રક્ષાને કોરે મૂકી અને લૂણ હરામ થયા

આ વગર આમંત્રણે પધારેલા અતિથિઓનો આરંભ-માજ આવા પ્રકારે સ્વાગત થયો દ્વાર રક્ષકોએ બળવાખોરો માટે શહેરના દ્વારો ઉઘાડી આપ્યા, ત્યારે એ બળવાખોરો પોતાનું આવા પ્રકારનુ સ્વાગત જોઈ ઘેલા થયા અને શહેરમા ચોમેર ઘૂમવા લાગ્યા જ્યા જ્યા તેમને અંગ્રેજ અમલદારો મળ્યા, ત્યા ત્યા તેમની હત્યા કરી, અને તેમના રહેઠાણોમા આગ લગાડી

અંગ્રેજી સરકારનુ જે લૂણ ખાનાર શહેરીઓ હતા અને જેઓ અંગ્રેજી સરકારના આશરામા સુલેહ શાતિ અને વયવસ્થા સહિત પોતાનુ જીવન વિતાડતા હતા, તે વફાદારો હથીયાર વિનાના હતા કોઈ પણ શસ્ત્રનો તેઓ ઉપયોગ કરી શકતા ન્હોતા તેમના હાથમા ન તીર હતા કે ન તલવાર! ખરૂ પૂછો તો આ વફાદાર શહેરીઓ માત્ર એ કામ માટેના હતા કે મહોલ્લા અને ગલીઓ ભરીને આબાદ રાખે!!! એ શહેરીઓ એ લાયકના ન્હોતા કે લડાઈ માટે બહાર પડી શકે રે! ચઢી આવેલા પાણીના પુરને ઘાસના તણખલા શુ અટકાવી શકનાર હતા? એ ગરીબોએ આ સમયે પોતાને ભયંકર કોપમા આવેલા અને લાચાર દીઠા, ત્યારે દરેક પોતપોતાના ઘરમા દુખી થઈ રડતા બેઠા હુ

પણ તેઓમાથી એક કલપાત કરનારો ઘરમા બેઠો હતો, કે, તોફાનનો ઘોઘાટ સભળાવા લાગ્યો, આ તોફાન શાનુ ? એની તપાસ થાય કે ખબર મળે એ અગાઉ એકજ પળમા એજટ સાહેબ કિલ્લામા માર્યા ગયના સમાચાર મળ્યા તેની સાથે એ પણ ખબર મળી કે સ્વારો અને પાયદળો દરેક ગલી ગલીએ ફરી રહ્યાછે પછી તો એવી કાઇએ જગ્યા ન્હોતી કે જયા ખૂનથી જમીન રગાઇ ન હોય દરેક હરવા ફરવાના બગીચા કબ્રસ્તાન જેવા ઉજજડ થઈ ગયા હતા કેવા ભલા અગ્રેજ ઓફીસરો ન્યાયી વિદ્વાન, સદાચારી અને પ્રખ્યાત, ખાડાની ધારે ઉતર્યા તલવારના ઘાથી ઘાયલ થઇ તેઓ આ સસાર છોડી ગયા કેવી કેવી પરી જેવી નાઝુક અગ્રેજ રમણીઓ લોહી અને ધૂળમા રગડોળાઈ રે! તેમના નાના નાના સૂકોમળ બાળકો જમના ગુલાબી ગાલો ઉપર પુષ્પો હસ્તા હતા, અને જેમના આનદથી આનદજ પથરાઇ રહેતો–તે તલવારની ધાર ઉપર રગદોળયા એમના માથે મૃત્યુ જો શોકના કાળા વસ્ત્રો પહેરી આસૂ સારે તો યોગ્યજ ગણાય, જો આકાશ ખાક થઇને વરસે અને જમીન વટોળીયુ થઇને ઉડે તોયે યોગ્ય છે

## બળવાખોરોએ શુ કર્યુ

ઈશ્વરના નામની જયમાળા જપતા તે દિવસ વિતી ગયો, અને સધ્યા થઈ કઠોર હૃદયના બળવાખોરોએ શહેરમા દરેક સ્થળે પડાવ કર્યો હતો, અને તે ઉપરાત કિલ્લામા શાહી બગીચાને ઘોડાનો તબેલો અને મહેલને

પોતાનું શયનગૃહ બનાવી લીધું હતું એટલામાં એક પછી એક જૂદે જૂદે સ્થળેથી ખબર આવવા લાગી કે બળવાખોર સિપાહીઓએ લશ્કરી અમલદારો અને અંગ્રેજ ઓફીસરોના ખૂનો કર્યાં છે, અને સિપાહીના ટોળેટોળા ઉભરાઇ રહ્યા છે, અને તે બધા બળવો કરવા માટે તૈયાર થઈ રહ્યા છે એમ જણાય છે કે એકજ ઝાડના આ બધા તણખલા છે, જે એકબીજા સાથે જોડાયલા છે, અને શાને ન હોય? હિંદુસ્તાનમાં સુલેહશાંતી અને આરામ માટેનું એકજ ઘાસનું તણખલું શોધ્યે તો જડે નહીં, તે માટેઆવા પ્રકારના ઝાડ (બળવાખોર) ની જરૂર છે હજારોનું લશ્કર ભેગું થઈ રહ્યું છે પણ એ લશ્કર માથા વિનાની ફોજ છે, જેને નથી કોઈ સિપેહસાલાર આશ્ચર્યની વાત તો એ છે કે તોપ, બંદુક અને દારૂગોળો, એ બધા સાધનો અંગ્રેજોથીજ પ્રાપ્ત કર્યાં અને પછી તે વડેજ એ અંગ્રેજો સાથે લડાઈ! યુદ્ધના નિયમો, સિપાહ થવાની કલા-હુન્નર એ બધું અંગ્રેજોથીજ શીખ્યા અને અંગ્રેજો સામેજ લડવા તેનો ઉપયોગ કરવાની તૈયારી!! અરે! આ હૃદય છે, પત્થર નથી શાને ન બળે? આંખો છે તે કોઇ ભિત નથી કે જેથી ન રડે?! હૃદય છે તે શાને ભભૂકે, નિર્દોષ અંગ્રેજોના ખૂનનું કલંક માથે છે આ આંખો શાને ન રડે કે તે હિંદુસ્તાનના નાશને જોઇ રહી છે? શહેરીઓથી શહેર ખાલી થયું અને માલિક વિનાના ગુલામોથી ભરાયું અને ડાકુઓને પકડાવાનો કે કેદ થવાનો ભય નથી મહો-

કલ્લાઓ ઉજજડ થયા અને બજારો લૂટના ક્ષેત્ર બન્યા પોસ્ટ ઓફીસો બધ છે, જેથી કોઇની ખબર અતર મળતી નથી, અને બધો કારોબાર ઉધો વળી ગયો કહો ઓ ! ધર્મના સાથીઓ, કહો કે શુ આ રડવાનો પ્રસગ નથી કે પોસ્ટ જેવી વસ્તુ ઈશ્વરે આપી અને તેની આવી દશા થાય ? અર્થાત મુશ્કેલીઓ પડતી હોય અને એક સબધીને પોતાના બીજા સબધીની, મિત્રને પોતાના મિત્રની, સગાને પોતાના સગાસ્નેહ સબધીની ખબર ન મળે, શુ આ રડવાનો પ્રસગ નથી ?

## લડાઇની વ્યવસ્થા.

તે માથા ફરેલ બળવાખોરોએ શહેરમા દાખલ થતાજ જે કંઈ સમ્પતિ પોતાની સાથે લાવ્યા હતા તે શાહી ખજાનામા મૂકી શાહના ચર્ણે આજ્ઞા પાલન માટે માથુ નમાવ્યુ જોતજોતામા અસખ્ય ફોજ દિલ્હીમા ભેગી થઇ ગઈ હતી આ જગી ફોજ ઉપર બાદશાહ પોતાની વૃદ્ધાવસ્થાને લીધે કાબૂ રાખી શકયો નહીં, તેથી તે પોતેજ ફોજના કાબૂમા આવી ગયો બળવાખોરોનો એવો નિયમ હતો કે તેઓ જ્યા જ્યાથી પસાર થતા હતા ત્યા ત્યા માર્ગમા આવતા કેદખાનાઓ તોડી તેમાના કેદીઓને મૂક્ત કરી દેતા તેથી જૂના જૂના કેદીઓ છૂટા થઇને દરબારમા હાજર થતા અને સેવક થઈ આજ્ઞા પાલન માટે પોતાની તત્પરતા દાખવતા આશ્ચર્યની બીના તો એ છે કે, શાહી દરબારમા દરેક મનુષ્યને વિજય મળતો, તેની માગણીઓ સ્વીકારવામા

આવતી, તેની ઇચ્છાઓ પૂર્ણ થતી જોતજોતામા શહેરમા અને બહાર લગભગ ૫૦ હજાર પ્યાદાઓ અને સવારો ભેગા થઇ ગયા હતા

અગ્રેજોના હાથમા દિલ્હી ઈલાકામા તે ડુગર જે શહેરની બાજુમા હતો તે સિવાય કઈ રહ્યુ નહીં અને આ બુદ્ધિમાનોએ તે નાની જગ્યા ઉપર મોરચો બનાવ્યો અને તોપો ચઢાવી દેશીઓ પણ જે તોપો લાવ્યા હતા, તે તોપોને કિલ્લા ઉપર ચઢાવી બને બાજુએથી તોપનો મારો શરૂ થયો મે અને જુન માસની ગરમી હતી, અને સૂર્યની ઉષ્ણુતા પણ દિનપ્રતિદિન વધતી જતી હતી બળવાખોરો દરરોજ સવારના અગ્રેજી લશ્કર સાથે લડવા નીકળતા અને સાજ થવા અગાઉ પોતાના સ્થાને પાછા વળતા

## શહેરની આતરીક સ્થિતિ.

એ તો બળવાના યુદ્ધની વાત હવે શહેરની આતરીક સ્થિતિ પણ જાણુવા જેવી છે એક લુચ્ચો જે હકીમ અહસનુલ્લાખાન સાહેબને ત્યા પળાયો અને પોષાયો હતો, તેણે લુચ્ચાઇ અને છળ કપટથી થોડીક સમ્પતિ ભેગી કરી હતી, અને તે વિષેની હકીમ સાહેબની માહિતી હતી એ લુચ્ચા નોકરે વિચાર્યુ કે જો હકીમ સાહેબ જીવતા રહેશે, તો તેનો સઘળો ભેદ ઉઘાડો પાડશે તેથી તે હકીમ સાહેબનો જીવ લેવા તત્પર થયો, અને એવી અફવા ફેલાવી કે હકીમ સાહેબ અગ્રેજોના હિતેચ્છુ અને પક્ષકાર છે આવી અફવાથી એ લુચ્ચાએ બળવાખોરોને હકીમ સાહેબ પ્રત્યે ઉશ્કેરી

મૂકયા, પરિણામે એક દિવસે બળવાખોરોએ હકીમ સાહેબને મારી નાખવા તેમના ઘર ઉપર હુમલો કર્યો, પણ સદ્દભાગ્યે હકીમ સાહેબ તે સમયે કિલ્લામા બાદશાહની સેવામા હતા એટલામા થોડાક બળવાખોરો કિલ્લામા જઇ પહોચ્યા અને હકીમ સાહેબને ઘેરી લીધા વૃદ્ધ બાદશાહે પોતાને હકીમ સાહેબ ઉપર નાખ્યા અને તેમ કરી હકીમ સાહેબના જીવની રક્ષા કરી, પણ એ બળવાખોરોને એથી સનોષ થયો નહીં તેઓએ બીચારા હકીમ સાહેબના ઘરને લુટી તેમા આગ લગાડી શુદ્ર પકતિનો સેવક પોતાના વડીલ સ્વામિ માટે આવુ કરે એમા કઈ નવાઇ નથી

## બહાદુરશાહ બાદશાહ.

જ્યારે શાહી ધ્વજ હેઠળ હદ વગરના પ્યાદા અને સવાર સિપાહો ભેગા થયા, ત્યારે તફઝુલ હુસેનખાન ફરૂખાબાદી આબાદી કે જેઓ પહેલા કદી પણ બાદશાહ પાસે આવતા ન્હોતા, તેમણે બાદશાહને એક પત્ર લખ્યો અને તેમા પોતાની વફાદારી જાહેર કરી અહી ખાનબહાદુરખાને બરેલી ખાતે એક જગી લશ્કર ભેગુ કર્યું અને બળવો જાહેર કર્યો તથા સાથે સાથે એકસો એક "અશરફી" અને હાથી તથા ઘોડાઓ બાદશાહ પાસે નજરાણા તરીકે મોકલ્યા, પણ નવાબ યુસુફઅલી ખાનબહાદુર ફરમાનરવા જેમની મિત્રાચારી અગ્રેજી સરકાર સાથે બહુજ ગાઢ હતી, તેમણે માત્ર એક નોકર સાથે સદેશો મોકલી સતોષ

પકડયો અને તે પણ પોતાના આડોસી પાડોસીઓના મ્હેણા તાણાને વશ થઇ

લખનવમા બળવો શરૂ થતાજ અગ્રેજો શહેર છોડી ગયા અને બીજા સ્થળોએ જઇ પોતાના ભાઇબધોને મળ્યા તોયે કેટલાક ઓફીસરો પોતાના સાથીઓ સાથે કિલ્લામા રહ્યા શરફુદ્દ–દઉલા જે અઉધના શાહના વઝીર તરીકે જાણીતો હતો, તેણે વાજીદઅલી શાહના વશમાના એક બે વર્ષના બાળકને ગાદી ઉપર બેસાડયો અને પોતે વઝીર બન્યો અને કિમતી નજરાણુ દિલ્હીના શાહની સેવામા મોકલ્યુ. જ્યારે એ નજરાણા બાદશાહ પાસે પહોચ્યા ત્યારે બાદશાહને એમ લાગ્યુ કે ફરી ભાગ્યનો અરૂણોદય થયો પણ વાસ્તવિકમા તે દિવસથી તેમના ભાગ્યનો સુર્ય હંમેશ માટે અસ્ત પામ્યો હતો

## દિલ્હીમાં લડાઇ અને નાશ.

તા૦ ૧૪ મી સપ્ટેમ્બર ઇ સ ૧૮૫૭ ના દિને અગ્રેજ સિપાહોએ એવા જોર સાથે કાશ્મીરી દરવાજા ઉપર ગોળા વર્ષાવ્યા કે કાળા સિપાહોમા ન્હાસભાગ થવા લાગી જો કે ૧૧ મી મેથી ૧૪ મી સપ્ટેમ્બર સુધી ચાર માસ અને ચાર દિવસનો અતર હતો સોમવારે શહેર હાથથી ગયો અને સોમવારેજ ફરી કબ્જામા આવ્યો તેથી એમ કહી શકાય કે શહેર એકજ દિવસમા હાથથી ગયો અને આવ્યો

વિજયી સેના જે માર્ગથી શહેરમા દાખલ થઈ હતી, તેણે માર્ગમા જે માણુસો મળ્યા તેને મારી નાખ્યા આબરૂ-દાર શહેરીઓ પોતાની ઈજ્જત બચાવી ઘરમા પડયા રહ્યા બળવાખોરો શહેરથી નાસી છૂટયા તેઓમા થોડાક એવા હતા કે જેમણે સામી લડાઇ કરી બહાદુરી દાખવી ત્રણ દિવસ સુધી કાશ્મીરી દરવાજાથી લઈને ચારે તરફ લડાઈનુ મેદાન બની રહ્યુ ધીમે ધીમે ત્રણ દરવાજા એટલે અજમેરી દરવાજો, તરકમાન દરવાજો અને દિલ્હી દરવાજો કાળાઓના કબજામા રહ્યા ગોરાઓએ શહેરમા દાખલ થતાજ નિર્દોષોની હત્યા કરવા માડી અને ઠેકઠેકાણે ઘરોમા આગ લગાડી દીધી નિયમ છે કે જયારે કોઈ સ્થાન સખ્ત ખુનરેજી પછી હુમલો કરનારના કબજામા આવે છે, તો તે સ્થાનના રહેવાસીઓ પર એવાજ પ્રકારની મુશ્કેલી અને દુખો ઉતરે છે

જ્યારે શહેરીઓએ વિજયી સેનાની આવી રીત ! અને વેરની વસુલાત માટેની તિવ્ર તૃષ્ણા જોઇ ત્યારે તેમની બધી આશાઓ નીરાશામા બદલાઈ ગઇ, અને લગભગ બધા ગરીબ અને આબરૂદાર રહીશો પોતાના સાથીઓ અને સાધનોને લઇ તે ત્રણે દરવાજાના માર્ગે શહેર છોડી ગયા, અને શહેર બહાર ન્હાના ન્હાના પરા તથા વસ્તીઓમા જઈ ઠરીઠામ થયા જ્યારે ત્યાયે શાતિ ન મળી, ઘણાકો મુસાફરીના સકટો સહન કરતા દૂર દૂર ચાલ્યા ગયા

૧૪ મી સપ્ટેમ્બર પછી ચાર પાચ દિવસ સુધી શહેરમા કાળા અને ગોરાઓમા ઠેકઠેકાણે લડાઈ થતી રહી આવી સ્થિતિ એ હદે પહોચી કે કાળાઓ પાછા હઠતા ગયા અને ગોરાઓ શહેર ઉપર કબજો મેળવતા ગયા તા૦ ૧૪ મી સપ્ટેમ્બર સુધીમા કાળાઓ શહેર છોડી ગયા, ત્યારે દિલ્હી અને દિલ્હીના કિલ્લા ઉપર અગ્રેજોનો પૂરેપૂરો કબજો જામી ગયો તે પછી પકડાપકડી–ધરપકડ અને હત્યા તેમજ નાશનુ બજાર વધુ ગરમ થયુ

## ગોરાઓએ કરે સખ્તી.

આ વાત છૂપી ન રહી કે કેટલાક ઇલાકાઓમા સખ્તીઓ જૂદા જૂદા પ્રકારની થઇ હતી, અને જુલ્મ તથા સખ્તી બધા ઉપર એક સરખી ન્હોતી દરેક મનુષ્યની સ્થિતિ અનુસાર તેના ઉપર જુલ્મ થયો હું મારી જાણ મુજબ એ કહી શકુ છુ કે અગ્રેજ સિપાહોને એવો હુકમ હતો કે જે માણસ તાબે થાય અથવા હુકમો માન્ય રાખવાની ઇચ્છા દર્શાવે તેને માત્ર લૂટી લઇ સતોષ માની જતો કરવો પણ જે માણસ સામો થાય તેને મારી નાખવો અને તેનુ ઘરબાર લૂટી લેવુ ત્યારે હવે જેઓ માર્યા ગયા છે, તેઓ માટે એમ માનવુ પડશે કે તેઓ સામે થયા હશે, અને એ બીના જાણીતી છે કે અગ્રેજ સિપાહોએ બહુધા લોકોને લૂટયા હતા, પણ તેમના જીવો લીધા ન્હોતા તોયે કયાક એકાદ મહોલ્લામા એવુ પણ થયુ કે માણસોને મારી નાખવામા આવ્યા, અને તેમના ઘરબાર લૂટી લેવાયા

પરતુ વૃદ્ધ, બાળકો અને સ્ત્રીઓના જીવ લેવાથી તેઓ દૂર રહ્યા હતા. એ સામે ન્યાય કરનાર હિદીવાનો સ્મરણ કરી બતાવશે કે એવી સ્થિતિમા જ્યારે દુશ્મનાવટ અને વેર લેવાના કોઈ ખાસ કારણો ન હોય અને સ્વામિ હત્યા ગુનાહનુ કામ ગણાતુ હોય, સ્વામિ ઉપર તલવાર ઉગામવી અને નિર્દોષ સ્ત્રીઓ અને દુધ પીતા બાળકોને મારી નાખવા ક્યા સુધી ન્યાયની રીત ગણાશે? વળી અગ્રેજોની સ્થિતિનો વિચાર કરો કે તેઓ દુશ્મનથી બદલો લેવા અને ગુનેહ ગારોને સજા આપવાની ઇચ્છાએ ઉભા થયા છે ગહેરીઓથી તેઓના દિલ ઉઠી ગયા છે, તેઓથી નારાઝ છે તેવા સમયે સામા હુમ્લાઓ થાય તેથી દિલ્હીના કુતરા બીલાડા સુદ્ધાએ જીવતા ન છોડવા જોઈતા હતા ત્યારે તેઓએ ગુસ્સાને દબાવી રાખ્યો સ્ત્રી અને બાળકોને હાથ પણ લગાડયો નહીં ગુનેહગાર અને નિર્દોષને યોગ્ય ન્યાય આપ્યો છે. જેમને પૂછપરછ માટે બોલાવવામા છે તેઓ સિવાય કોઇ પણ માણસને કનડવામા આવતા નથી શહેરીઓમાથી ઘણાને દેશપાર કરવામા આવ્યા જેઓ બાકી છે, તેઓ આશાભરી સ્થિતિમા છે

## ૧૭ મી ઓકટોબર.

ઓકટોબર માસની ૧૭ મી તારીખે બુધવારના દિવસે શહેરમા ૨૧ તોપોની સલામી થઇ! લેફ્ટનટ ગવર્નર બહાદુરની પધરામણી વેળાએ ૧૭ તોપોની સલામી અપાય

છે, અને નવા ગવર્નર જનરલની પધામણી વેળાએ ૧૯ તોપોની સલામી અપાય છે, ત્યારે આ ૨૧ તોપોની સલામીનો શો અર્થ ? એ વિષે કોઈથી કઈ જાણી શકાયુ નહીં, ગાલિબ કલ્પના કરે છે કે કદાચ અગ્રેજ સિપાહીઓએ કોઈ સ્થાને બળવાખોરો ઉપર અદ્વિતિ વિજય મેળવ્યો હશે

## બળવાખોરો હસ્તકના સ્થળો.

જો કે દિલ્હીમા બળવો સમી ગયો હતો પણ હમણા કુકર્મી બળવાખોરોએ બરેલી, ફર્રૂકાબાદ અને લખનવમા તોફાન વધારી મેલ્યુ હતુ ત્યારે બીજી બાજુએ સોહના અને મેવાતના ઇલાકામા બળવાની અગ્નિ ભભૂકી ઉઠી છે તોલારામ નામના એક માણસે કેટલાક દિવસો સુધી રેવાડીમા તોફાન મચાવી રાખ્યુ, ત્યાર પછી દેવ્યામ્યુ સાથે ભેળાઈ મેવાતના ડુગરો અને જગલોમા અગ્રેજોની સામે થવા તૈયાર થયો

## દિલ્હીના નાના રજવાડાઓની દશા.

જે સપ્તાહમા અગ્રેજી લશ્કરે શહેર ઉપર કબજો કર્યો તેજ સપ્તાહમા અમિનુદ્દીન અહમદખા બહાદુર અને ઝીયાઉદ્દીન અહમદખાન બહાદુર પોતાના કુટુબીઓને લઈ ત્રણ હાથી અને ચાલીસ પાણીદાર ઘોડાઓ ઉપર સ્વાર થઈ પોતાની જાગીર લોહારૂ તરફ રવાના થયા મહેરવલી પ્હોચીને ત્યા એક બે દિવસ થોભ્યા જ્યા થોભ્યા હતા ત્યા લશ્કરીઓએ આવી તેમને લૂટી લીધા અને

સમ્પતિ અને સાધન વીના એ અમીરો દોજાના તરફ રવાના થયા અહસન અમીખાન બહાદુર દોજાનાના માલીકે બહુજ માયાળુપણે મહેરબાનીથી તેમનુ આતિથ્ય કર્યું, પણ જ્યારે કમીશ્નર સાહેબને ખબર મળી ત્યારે તેમણે તેઓને બોલાવ્યા તેથી એ મહા અમીરો પુન દિલ્હી તરફ રવાના થયા સાહેબ બહાદુરની સેવામા પહોચતા સલામી ભરી સાહેબ બહાદુરે કેટલીક વાતચીત શરૂ કરી, પણ જ્યારે ઠ ડા અથવા નરમ જવાબો તેમના તરફથી સાભળ્યા ત્યારે ચૂપ થઇ રહ્યા, અને તેઓને કિલ્લામા રહેવાની આજ્ઞા કરી બે ત્રણ દિવસ પછી હકીમ અબદુલ રહેમાનખાન જહજરના માલીકને કેદ પકડી લાવ્યા, જ્યારે તે અમિર દિલ્હીમા દાખલ થયા ત્યારે તેમને દિલ્હીના કિલ્લામા દીવાને આમ તરફ રહેવાનો હુકમ થયો, અને તેમની બધી જાગીર તથા હુકુમતની જગ્યાઓ અગ્રેજી ઇલાકામા ભેળવી નાખવામા આવી એવીજ રીતે ૩૦ મી ઓકટોબરના દિવસે શુક્રવારે અહમદઅલીખા ફર્રૂખનગરના માલીક (રાજા) ને કેદ કરી દિલ્હીમા આણ્યા, અને તેમને પણ દિલ્હીના કિલ્લામા એક જૂદી જગ્યાએ રાખ્યા તા૦ ૨ જી નવેમ્બરના દિવસે બહાદુરજ ગખાન તે બહાદુરગઢના માલીકને દિલ્હીમા લાવી તેમને પણ કિલ્લામા રહેવાની આજ્ઞા કરી એવીજ રીતે રાજા નાહરસીંગ બલબગઢના માલીકને કિલ્લામા લાવવામા આવ્યા દિલ્હીની આજુબાજુના નાના નાના સાત રજવાડાઓના ઉમરાવો દિલ્હીની એજસીથી બધાએલા છે જહજર,

બહાદુરગઢ, લોહારૂ, ફર્રૂખનગર, દોજાના, અને પાટોવી, આ સાતે રજવાડામાથી પાચ રજવાડાના અમીરો આ સમયે કિલ્લામા જૂદા જૂદા સ્થાનોએ હતા પાટોવી અને દોજાનાના અમીરો પોતપોતાના રાજ્યમા ભય સાથે પરિણામ જોવાને ઉત્સુક હતા કે હવે કુદરત શુ કરે છે ?

એજ સમયે મુઝફ્ફરૂદ-દઉલા સયફુદીન હયદરખાન અને ઝુલફ્કારૂદ્દીન હયદરખાન પણ પોતાના સબધીઓ સાથે શહેર છોડી અને પોતાના ઉત્તમ ઘરબારો લૂટને સ્વાધિન કરી ગયા તૈમૂરી ખાનદાનના શહેઝાદાઓ માથી કેટલાક લડાઇમા માર્યા ગયા, ત્યારે કેટલાક કેદ થઈ કેદખાનામા પોતાના દિવસો વીતાડવા લાગ્યા કહે છે કે માત્ર કેટલાકજ એવા હતા જે જીવ બચાવીને ન્હાસી ગયા વૃદ્ધ બાદશાહને કેદ કરવાનો હુકમ થયો તેમની જબાની લેવાઇ જહેજર, તથા બલબગઢ અને ફર્રૂખનગરના રાજ્યકર્તાઓને જુદા જુદા પ્રસગોએ ફાસી આપવામા આવી

## હકીમ મહમુદખાન અને બીજા ૬૦ માણસોની ધરપકડ.

૧૮૫૮ ની સાલમા જાનેવારી માસમા હિદવાસીઓના ગુનાહો માફ કરવામા આવ્યા અને લોકો પુન શહેરમા પાછા આવવા લાગ્યા એજ સમયે શહેરના વડા અમલદારને ચાડીયાઓએ એવી ખબર આપી કે રાજા નરેન્દ્રસીંઘના હકીમ એટલે હકીમ મહમુદખાન સાહેબનુ ઘર મુસલમનો

માટે રક્ષાનું સ્થળ થઈ પડ્યુ છે અને એમ હોવુ અસભવિત નથી કે એક બે બળવાખોરો તે લોકોમા ન હોય કે જેઓ હકીમ સાહેબને ત્યા રક્ષણ મેળવી રહ્યા હોય આ ખબર ઉપરથી ૨ જી ફેબ્રુઆરી મગળવારના દિવસે મજકુર અમલદાર ઘર માલીક અને બીજા ૬૦ માણસો સાથે પકડી લઇ ગયા જો કે કેટલાક દિવસો સુધી બધાને ચોકીમા રહેવુ પડયુ, પણ હકીમ સાહેબના માન દરજ્જા વિષે સારૂ ધ્યાન રાખવામા આવ્યુ અને હકીમ મહમૂદખાન, હકીમ મુરતઝાખાન અને તેમના ( કાકાનો પુત્ર ) ભાઇ હકીમ અબદુલ હલીમને છોડી મેલ્યા, ૧૨ મી ફેબ્રુઆરીએ ત્રણ બીજા માણસોએ છૂટકારો મેળવ્યો, પરંતુ અર્ધાથી વધુ તો ચોકીમાજ રહ્યા

## લખનવમાં યુદ્ધ અને શહેર ઉપર કબજો.

એજ મહિનામા સર જોન લોરેન્સ સાહેબ ચીફ કમિશનર બહાદુરની પધરામણીની ખબર શહેરમા ફેલાવા લાગી, અને ૨૦ મી ફેબ્રુઆરી રવિવારના દિવસે સાજના સમયે ૨૧ તોપાની સલામીથી શહેર ગાજી ઉઠયુ બીજા દિવસે સવારના સમયે ખબર મળી કે લખનવ શહેરમા વિજય મળ્યો છે, સાથે સાથે એ પણ સભળાયુ કે ૧૬ મી ફેબ્રુઆરીના દિવસે કમાન્ડર ઈન ચીફ બહાદુરે બહાદુરી સાથે બળવાખોરો પર એક સખત હુમલો કરી તેમનો ધ્વશ કરી નાખ્યો બીજા સાધનથી જણાયુ કે એ ૨૧

તોપો લખનવ જીતવાની સલામતી માટેની ન્હોતી, પરતુ અગ્રેજ સિપાહિઓએ બળવાખોરો ઉપર જે અર્થસાધક હુમલો કર્યો હતો તેની ખુશાલીમા એ તોપો ફોડવામા આવી હતી ૨૪ મી ફેબ્રુઆરી બુધવારના દિવસે સવારના સમયે ચીફ કમિશ્નર બહાદુર દિલ્હીમા ફરવા નીકળ્યા ત્યારે ૧૩ તોપોની સલામી અપાઈ, અને પુન મૃતવત્ત થએલા શહેરની કાયામા જીવ આવ્યો તા૦ ૨૭ મી ફેબ્રુઆરી રવિવારના દિવસે દયાળુ હાકેમે ફરીયાદીઓની ફર્યાદ સાભળી તેમને ન્યાય આપ્યો અને સુલેહ શાતિનો ખરીતો સભળાવ્યો *

## દિલ્હીની સ્થિતિ.

આજકાલ કેદખાનુ શહેરની બહાર અને ચોકી શહેરની અદર છે તેમા કેદીઓની એટલી તો ભીડ છે કે ન પૂછો વાત તે ઉપરાત જે લોકો ફાસીએ ચઢી ગયા તેમની સખ્યા તો ઈશ્વરજ સારી રીતે જાણે છે આજકાલ દિલ્હીમા મુસલમાન પ્રજા ૧૦૦૦ થી વધુ હશે નહીં કલમો પઢનારાઓના ટોળેટોળા શહેરથી નીકળી બે ત્રણ માઈલ દૂર ખડીયેરોમા, વેરાનોમા, અને ડુગરોની ખીણોમા જીવનના દિવસો પૂરા કરી રહ્યા છે ત્યારે જે લોકો શહેરમા બાકી રહી

* અત્રે જે સુલેહ શાતિના ખરિતા સબધે કવિ ગાલિબે ઉલ્લેખ કર્યો છે, તે સુલેહ શા'તનો ખરિતો "મહારાણી વિકટોરીયાનો ઢંઢેરો" એ શિર્ષક હેઠળ આ પુસ્તકને પાને ૨૯૨ આપવામા આવ્યો છે — સાદીક.

ગયા છે, તેઓમાથી કા'તો કેદીઓના સગા સ્નેહીઓ છે, અને કા'તો સરકારનુ પેન્શન ખાનારાઓ છે

## બળવાખોરો દરેક જગ્યાએ હાર્યા.

૧૮ માર્ચ ગુરૂવારના દિવસે સાજના સમયે આકાશ ધ્રજાવનારા તોપોના ધડાકાએ ખબર આપી કે લખનવ સપૂર્ણ પણે અગ્રેજોએ કબજે કર્યુ એપ્રેલના મહિનામા મહમદખાન સાહેબના સાથીઓ જે હજી સુધી ચોકીમા હતા તેમણે છુટકારો મેળવ્યો, અને હકીમ સાહેબ પોતાના સ્નેહીઓ અને કુટુબીઓ સાથે પતિયાલા તરફ પ્રયાણ કરી ગયા મે માસની શરૂઆતમા ખબર મળી કે અગ્રેજ સિપાહોએ મુરાદાબાદમાથી બળવાખોરોને હાકી કાઢયા અને વિજય પછી નવાબ યુસુફઅલીખાન રામપૂરના અધિકારીને મુરાબાદ સોપાયુ અને તે પછી અગ્રેજોએ વિદ્રોહી બળવા-ખોરાને બરેલીમાથી હાકી કાઢયા, તેથી એવી દ્રઢ આશા છે કે અલ્પ સમયમાજ અગ્રેજ સિપાહો દરેક જગ્યએ બળવાખોરોને કેદ અને તેમનો પરાજય કરશે અને પુન આખુ હિદુસ્થાન અગ્રેજી સરકારના "અદલ-ઈન્સાફના" છાયા હેઠળ આવી જશે

૩૧ મી જુન રવિવારના દિવસે સાજના સમયે બહાદુરજગખાન તે બહાદુર ગઢના અધિકારીને બોલાવી તેમને જીવતદાનનો હુકમ સભળાવવા સાથે એક હજાર રૂપીઆ માસિક પેન્શન આપવાનો પણ ઠરાવ સભળા-વવામા આવ્યો

## મહારાજ જયાજીરાવ

૨૨ મી જુનના દિવસે ૨૧ તોપની સલામીએ ખબર આપી કે અગ્રેજ સિપાહોની જીવતોડ મહેનતે ગ્વાલિયર અને ગ્વાલિયરનો કિલ્લો ફતેહ કરવામા આવ્યો, જેની સક્ષિપ્ત બીના એ છે કે ઉદ્ધત બળવાખોરોએ બીજા સ્થળો જેમ ગ્વાલિય ઉપર પણ કબ્જો કર્યો હતો ગ્વાલિયરના રાજા, મહારાજા જયાજીરાવ શહેર અને શહેરનુ કામ છોડી આગ્રા ખાતે ન્હાસી ગયા અને અગ્રેજોની મદદ માગી અગ્રેજોએ એક જગી લશ્કરની તેમને મદદ આપી અને જયાજીરાવે અગ્રેજી લશ્કરની મદદ વડે બળવાખોરોને જબરી હાર આપી

## બળવાખોરોનુ પરિણામ.

બળવાખોરોનું જે કૈ થયુ તે તેઓના કર્મની યોગ્ય સજા હતી એ માર્ગ ભૂલેલા સગ્કશો દરેક જગ્યાએથી હાર પામી ગ્વાલિયર પ્હોચ્યા, પણ જયારે ત્યાએ સખ્ત હાર મેળવી ત્યારે તેઓ બહુ વખત સૂધી અહીં તહીં રખડતા રહ્યા, અને લૂટવા તથા ધાડ પાડવાનું કામ કરવા લાગ્યા અને દરેક જગ્યાએ બહુજ નામોશી અને નુકસાન સાથે એ બળવાખોરો એક એક કરી માર્યા ગયા *

* દિલ્હીના મહાન કવિ ગાલિબે દસ્તનબુમા જે લેખ બળવા વિષે લખ્યો છે, તે લેખનો સપૂર્ણ અનુવાદ સ્થળસકોચે અત્રે આપી શકાયો નથી તેમજ એમના લેખના શબ્દે શબ્દનો

# મહારાણી વિકટોરીયાનો ઢંઢેરો

મહારાણી વિકટોરીયાએ ભારતવર્ષનુ રાજ્યપદ ગ્રહણુ કરતા જે ઢઢેરો બહાર પાડયો હતો, તેનો ઉતારો અત્રે રજુ કરૂ છુ જે વાચનારાઓને અવશ્ય જાણુવાજોગ થઇ પડશે. મહારાણીના સમયમા લોર્ડ ડરબી પ્રધાન મત્રી હતો, તેણે એક ઢંઢેરો લખ્યો હતો, પણ તે ઢંઢેરો મહારાણી વિકટોરીયા અને તેમના પતિ પ્રિન્સ આલબર્ટને પસદ ન પડવાથી બીજો લખવાનો હુકમ કરવામા આવ્યો બીજો સુધરેલો ઢઢેરો લખાઈ રહેતા મહારાણી વિકટોરીયાએ તે ઉપર પોતાની સહી કરી હતી એ ઢઢેરો નીચે મુજબ છે –

"હુ –વિકટોરીયા, જગદિશ્વરની કૃપાથી ગ્રેટ–બ્રિટન અને આયર્લેન્ડના સયુક્ત રાજ્યની તથા યૂરોપ, એશીયા, આફ્રિકા, અમેરીકા અને આસ્ટ્રેલીયા એ ઉકત સામ્રાજ્યના જે ઉપનિવેશ અને અધિન જનપદ છે, તે બધાની અધિશ્વરી અને ધર્મ–રક્ષા–કારીણી છુ

ભારતવર્ષના જે પ્રદેશો મારા અધિકારમા છે, તેનું શાસન આટલા દિવસો સુધી ઈસ્ટ ઇન્ડીયા કપની કરતી હતી હવે પાર્લામેન્ટની સમ્મતિથી હુ ઉકત પ્રદેશનો શાસનભાર ગ્રહણુ કરૂ છુ

---

(સપૂર્ણ) અનુવાદ કર્યો નથી. ગુજરાતી ભાષાને બધબેસ્તુ થઇ પડે, અને વાચનરાઓ મહા કવિ ગાલિબના અતરને જોઇ શકે તેટલા પૂરતોજ અત્રે અનુવાદ રજુ કર્યો છે, એ અનુવાદને ગાલિબના લેખનો માત્ર ભાવાર્થ કહીએ તો ચાલે **સાદીક.**

આ ઢંઢેરા દ્વારા સર્વ સાધારણને જણાવવામા આવે છે કે મે પાર્લામેન્ટની સમ્મતિ અને સહાનૂભૂતિથી ભારતવર્ષ—સામ્રાજ્યને શાસનભાર મારા હાથમા લીધો છે ભારતવર્ષની પ્રજાને મારો એજ આદેશ છે કે તેઓ પ્રજાને યથાર્થ ધર્મ પાલન કરે મારા અને મારા ઉત્તરાધિકારીઓ ઉપર શ્રદ્ધા દાખવે, તથા ભારતનુ શાસન કાર્ય કરવા માટે હુ જે કર્મચારીઓ (અમલદારો) ને નિયુકત કરૂ તેમના પ્રત્યે સન્માન પ્રદર્શિત કરે, અને તેમના આદેશાનૂસાર વર્તે

મારા વિશ્વાસુ મત્રી અને પ્રિયપાત્ર ચાર્લ્સ જોન વાઇકાઉન્ટ કેનીંગ બહાદુરની પ્રભુભક્તિ, કર્મદક્ષતા અને સદ્વિવેચના ઉપર સપૂર્ણપણે નિર્ભય થઈ મે તેમને ભારતના પહેલા વાઇસરોય (રાજ–પ્રતિનિધી) અને ગવર્નર જનરલના પદ ઉપર નેમ્યા છે હુ મારા કોઇ પણ પ્રધાન મત્રીદ્વારા વખતો વખત જે નિયમો અને આજ્ઞાઓને પ્રચાર કરીશ તે બધા નિયમો અને આજ્ઞાઓના અનુવર્તી થઇને વાઈકાઉન્ટ કેનીંગ ભારતનુ રાજ્ય ચલાવશે

ઇસ્ટ ઇન્ડીયા કપનીના અધિપત્યના સમયથી જે વ્યક્તિ રાજકાજ કરવા નેમાએલી છે, તેમને પોતપોતાના પદ ઉપર રાખવામા આવ્યા છે, પરતુ ભવિષ્યમા મારી જેવી ઇચ્છા થશે અથવા જે નિયમો બનાવવામા આવશે એ કર્મચારીઓને રાખવા અથવા ન રાખવા વિષે તેજ ઈચ્છા અને નિયમ અનુસાર કાર્ય થશે

આ ઢઢેરા દ્વારા ભારતના જમીનદારોને પણ વિદિત કરવામા આવે છે કે, ઇસ્ટ ઈન્ડીયા કંપનીએ તેમની સાથે જે કોલકરારો અને પ્રતિજ્ઞાઓ કરી છે, હુ તે બધા કોલ-કરારો અને પ્રતિજ્ઞાઓનુ પાલન કરીશ આશા છે કે ભારતવર્ષના જમીનદારો પણ મારીજ જેમ કોલકરારો અને પ્રતિજ્ઞાઓની રક્ષા કરશે

ભારતવર્ષમા આ સમયે મારો જે અધિકાર છે, તેની હવે વૃદ્ધિ કરીશ નહી ! બીજાઓ જો કદાચ મારા રાજ્ય ઉપર આક્રમણ કરશે તો તેમને તેના ફળ આપવામા પણ ત્રુટી કરીશ નહીં અને જેઓ મારા પક્ષમા છે, તેઓને પણ બીજાઓના રાજ્ય ઉપર આક્રમણ કરવા દઈશ નહીં હુ ભારતના રાજાઓના અધિકાર અને પદમર્યાદા મારા અધિકાર અને પદમર્યાદા સમાન સમજીશ દેશમા શાંતિ રહેવાથી જે સુખ અને સૌભાગ્ય રહી શકે છે, ભારત વર્ષના જમીનદારો અને પ્રજા પણ તેવાજ સુખ અને સૌભાગ્યથી સમય વિતાડશે

રાજ્ય ધર્મપાલન માટે, હુ અન્ય પ્રજાઓ સાથે જે પ્રતિજ્ઞાઓથી બધાએલી છુ, ભારતની પ્રજા સાથે પણ તેવીજ પ્રતિજ્ઞાનુ પાલન કરવા બધાએલી છુ સર્વ શકિતવાન જગદિશ્વરની કૃપાથી હુ આ પ્રતિજ્ઞાઓનુ યથાર્થ રીતે પાલન કરીશ

ઈસાઇ ધર્મ ઉપર મારો દ્રઢ વિશ્વાસ છે એ ધર્મનો આશ્રય ગ્રહણ કરવાથી સુખ અને સતોષ ઉત્પન્ન થાય છે.

પણ હુ મારી પ્રજા સાથે એ વિશ્વાસ અનુસાર કોઈ કાર્ય કરીશ નહીં હુ જણાવુ છુ કે કોઈ માણસ પોતાના વિશ્વાસાનુસાર કોઈ પણ ધર્મસગત કાર્ય કરશે, તો નિગૃહીત અથવા ઉત્પીડિત લેખાશે નહીં (વાધાભર્યું ગણાશે નહીં) દરેક પોતપોતાના વિશ્વાસ અનુસાર પોતાના ધર્મસગતનુ કાર્ય કરી શકશે, અને બધા મારા અધિકારમા સમાન રીતે રક્ષિત અને પ્રતિપાલિત રહેશે જેઓ મારે આધિન ભારતવર્ષના કાર્ય સબધે નિયુક્ત છે, તેઓને આ આજ્ઞા કરૂ છુ કે મારી કોઈ પણ પ્રજાના ધર્મમા કોઈ પણ પ્રકારે હસ્તાક્ષેપ કરવામા ન આવે જો હસ્તાક્ષેપ કરશે તો તે મારી આજ્ઞાનો ભગ કરનાર ગણાશે, અને મારા કોપમા પડશે મારી પ્રજા જોઈયે તે જાત કે જોઈએ તે ધર્મની હોય, તે પોતાની વિદ્યા, ક્ષમતા અને સચરિત્રતાના બળે, ગવરમેન્ટની આધિનતાના જે કાર્ય કરવાને સમર્થ હશે, તેને વિના પક્ષપાતે તે કાર્ય કરવા નિમવામા આવશે

ભારતવાસી પોતાના પૂર્વ પુરૂષોના સમયથી જે સમ્પતિના અધિકારી છે, તે ઉપર તેમની કેટલી માયા-મમતા છે તે, હુ સારી રીતે જાણુ છુ અત એ ભૂ-સમ્પતિ ઉપર જેમનો જે સ્વત્વ અને અધિકાર છે, તેઓથી તે સ્વત્વ વા અધિકાર ઝૂટવી લેવામા આવશે નહીં પરતુ તેઓએ સરકારને પ્રાપ્ય અશ કાયદાપૂર્વક આપવો પડશે, કાયદાઓ ઘડવા અને

કાયદાપૂર્વક કામ કરતી વેળાએ ભારતવાસીઓના પ્રાચિન સ્વત્વ અને પ્રાચિન રીતિ–નીતિ ઉપર ધ્યાન રાખવામા આવશે

કેટલાક દુષ્ટ માણસો (અમૂલક) અપવાદો દ્વારા, પોતાના દેશવાસીઓને ઉશ્કેરે છે, અને રાજ્યવિદ્રોહમા પરિણિત કરે છે એથી દેશનુ બહુજ અનિષ્ટ થયુ છે તેથી હુ બહુજ દુખી થઈ છુ રાજ્યવિદ્રોહ નિવારણ કરવા માટે અમારો પ્રભાવ અને પરાક્રમ જાણીતા થયા છે જે માણસોને ઉશ્કેરવામા આવ્યા હતા, તેઓ જો પુન હવે પ્રજા ધર્મનુ પાલન કરવા તૈયાર થશે, તો તેમના અપરાધ ક્ષમા કરીશ, અને તેઓ ઉપર દયા તથા સૌજન્ય પ્રદર્શિત કરીશ

ભારત–સામ્રાજ્ય નિરૂપદ્રવી કરવાની ઇચ્છાએ મારા પ્રતિનિધિ અને ગવર્નર જનરલ વાઈકાઉન્ટ કેનીંગ બહાદુરે એક પ્રદેશના નિવાસીઓનો અપરાધ ક્ષમા કરવાની આશા આપી છે, અને જેમનો અપરાધ ક્ષમા કરવાને યોગ્ય નથી, તેમને યોગ્ય શિક્ષા કરવામા આવશે હુ ગવર્નર જનરલના કાર્યનુ અનુમોદન કરૂ છુ અને સર્વ સાધારણની જાણુ માટે પ્રગટ કરૂ છુ કે—

જેઓ પ્રત્યક્ષરૂપે મારી બ્રિટીશ પ્રજાના વિરૂદ્ધમા હતા, તેમના સિવાય બધા ઉપર દયા દેખાડવામા આવશે એ નર–ઘાતકો ઉપર ન્યાય અનુસાર દયા દેખાડી શકાય તેમ નથી

જેઓએ જાણી જોઇને, પોતાની ઇચ્છાએ, નર–ઘાતકોને આશ્રય આપ્યો છે અથવા જેઓએ ગત વિદ્રોહનુ

કર્તવ્ય ગ્રહણ કર્યું છે, તેઓને પ્રાણ દ ડ ન આપતાં બીજી સજા કરવામા આવશે મનુષ્યોને યથાયોગ્ય સજા કરતી વેળાએ વિચાર કરવો પડશે કે તેઓએ કેવી સ્થિતિમા બીજાઓની કુ–મ ત્રણાએ ભ્રમમા પડી રાજ્યવિદ્રોહીઓને આશ્રય આપ્યો હતો તે ઉપરાત જેઓએ સરકાર વિરૂદ્ધ શસ્ત્ર ધારણ કર્યું હતુ, તેઓ જો શાત ભાવે પોતાને ઘેર પાછા વળી પોતાના ધ ધામા મચી જશે તો તેમનો અપરાધ ક્ષમા કરવામા આવશે અને તેમણે જે અપરાધ કર્યો હશે તે ઉપર ધ્યાન આપવામા આવશે નહીં

અપરાધની ક્ષમા માટે અને અનુગ્રહ જાહેર કરવા માટે જે નિયમો કહ્યા છે, ને પહેલી જાનેવારી અગાઉ જેઓ એ નિયમોનુ પાલન કરશે, તે બધાઓને ક્ષમા કરવામા આવશે, અને તે બધા ઉપર અનુગ્રહ–પ્રદર્શિત થશે

ઇશ્વરના આશીર્વાદથી શાતિ સ્થાપિત થતા ભારતની ખેતી-વાડી અને વેપાર સ બ ધી કાર્યોને યથોચિત ઉત્સાહ આપ-વામા આવશે અને સર્વ સાધારણના ઉપકાર અને શ્રી વૃદ્ધિ–સાધક વિષયોમા ઉત્કર્ષના સાધન રૂપે, ભારતિય પ્રજાના લાભ માટે ભારત–સામ્રાજ્યનુ શાસન કરવામા આવશે ભારતિય પ્રજાની શ્રીવૃદ્ધિ થવા કારણે હુ મને પ્રબળ અને પરાક્રાન્ત સમજીશ પ્રજાના સ તુષ્ટ રહેવાપરજ હુ મને નિશ ક અને નિરાપદ સમજીશ અને પ્રજા સ તુષ્ટ થઈ જે રાજ્યભક્તિ દેખાડશે તેનેજ હુ સર્વોત્કૃષ્ટ પુરસ્કાર સમજીશ પ્રાર્થના છે કે પ્રજાના મ ગલાર્થ, એ બધા

સંકલ્પ હું અમલમાં મૂકી શકું, અને સર્વ શક્તિમાન પરમેશ્વર મને અને જેઓ રાજ્ય-શાસન કરશે તેમને તેવી ક્ષમતા પ્રદાન કરે ”

ભારતવર્ષની પ્રજાને ઉપરોક્ત મહારાણી વિક્ટોરીયાનો ઢંઢેરો જાણવા જોગ થઈ પડશે એ ઢંઢેરા ઉપરથી ૧૮૫૭ ના બળવાની સ્થિતિ ઉપર કેટલેક અંશે પ્રકાશ પડશે

એ ઢંઢેરામાં દેખાડવામાં આવેલી ઉદારતા, અને એ ઢંઢેરાથી મળેલી અર્થસાધક સફળતા કયા અજાણી છે? હિંદીઓના ઉપકાર અર્થે બ્રિટીશો હિંદનો શાસન ભાર ગ્રહણ કરી જે શ્રમ લે છે, એ વાત પણ હિંદીઓ સારી પેઠે જાણતા થયા છે



ખ ડ પ મો

## થોડાક પત્રવહેવાર



૧૮૫૭ ના બળવા સમયે બ્રિટિશ અમલદારોએ અરસપરસ કરેલો થોડોક પત્રવહેવાર અત્રે રજુ કરવામા આવે છે એ પત્ર વહેવાર ઉપરથી બળવા સમયની કેટલીક વાતો ઉપર અને તે સમયની સ્થિતિ ઉપર પ્રકાશ પડશે એ પ્રકારના પત્રવહેવાર મોટી સખ્યામા પ્રગટ થએલા છે, પણ તે બધા અત્રે પ્રગટ કરવાની આવશ્યકતા નથી

પત્ર નબર ૧ જે જનરલ સર હેનરી બરનાર્ડ, કમાન્ડર ઇન ચીફે મી૦ જ્યોર્જ કારનીક બારનીસ (જેઓ સતલજ નદીના પશ્ચિમ રાજ્યોના કમીશનર હતા) ઉપર તા૦ ૧૪ જુન ૧૮૫૭ ના દિને મોકલ્યો હતો

કેમ્પ દિલ્હીથી–

તા૦ ૧૪ જુન ૧૮૫૭

મારા વ્હાલા બારનીસ,

હુ અત્રેથી હજી સુધી દિલ્હી તરફ જોઇ રહ્યો છુ. અને દરેક પળે મને એમ લાગે છે કે અમારી તોપો કિલ્લાની દિવાલ ઉપરની તોપોને ઠડી કરી નાખશે, અને

મને એ લાયકનો બનાવી શકશે કે વિજયની સંપૂર્ણ આશા સાથે આગળ પહોચી તે સ્થળ ઉપર કબજો મેળવી શકુ, પણ તેમની (બળવાખોરોના) તોપોની મોટી સંખ્યા મારી હિંમત તોડી નાખે છે તો હવે (જેવી વસ્તુસ્થિતિ છે) મારી સમક્ષ (અને મને કોઈ પણ વાતની બ્હીક નથી) એ માર્ગ સિવાય અન્ય કોઈ ઉપાય નથી કે હુ અચાનક અને પ્રબળ હુમલો કરૂ (અને) પણ આ ઉજળી રાતોમા આ કાર્ય સહેલાઇથી પાર પડે તેમ લાગતું નથી

હુ માત્ર થોડીક તોપોની વ્યવસ્થા કરી શકુ છુ અને તેને ચલાવનારાઓ (તોપચીઓ) સદંતર બીન અનુભવી છે આ (બળવાખોરો) પશુઓ લગભગ દરરોજ બહાર પડે છે તેઓનો હુમલો બે વખત તો મે પાછો હઠાવ્યો, પણ મારા સિપાહો નાશ પામતા જાય છે અને તેથી તેઓની હિંમત વધારવા મારે કાર્ય કરવુ પડે છે બીના એ છે કે આઠમી તારીખ પછી તેઓ પોતાને થએલા નુકશાનનો અંદાજો બે હજારથી વધારેનો કરે છે પણ મને શક છે કે તેમા એ સંખ્યા ગણવામા આવી નથી કે જેઓનો પતોજ લાગતો નથી

જ્યારે તમે તિરસ્કારપૂર્વક દિલ્હીના લોકોનું વર્ણન કરી રહ્યા હતા, પણ હુ સમજી શકતો નથી કે, એથી તમારા લોકોનો ઉદ્દેશ શુ હતો? ૨૪ પાઉંડ વજનના ગોળા ફેકનારી તોપો બળવાખોરોના સ્થાને દરેક જગ્યાએ ગોઠવેલી

છે, અને તેની પાછળ લગભગ સાત હજાર સિપાહીઓ પણ તૈયાર છે (એવી સ્થિતિમા) સહેલાઈથી ત્યા પહોચી શકતા નથી, અને મારો ઇનચાર્જ કહે જે કે અમો યોગ્ય રિતે મોચરા બનાવી કિલ્લા સુધી પહોચી શકીશુ નહીં અને મારા તોપખાનાવાળા પણ કહે છે કે અમો આ તોપો જે અમારી પાસે છે તેને ચલાવી શકતા નથી ત્યારે હવે મારી પાસે એકજ ઉપાય બાકી છે, અને તે ઉપર સપૂર્ણ-પણે અજમાયશ કરવા ચાહુ છુ, જો એમા નિષ્ફળતા મળી તો પછી મારી પાસે એક પણ રક્ષક લશ્કર બાકી રહેશે નહીં અને એ સદતર નાશનાજ ચિન્હો લેખાશે હિદુસ્થાન માટે આ વાત ઓછી નુકસાનકારક છે (અને તે એજ) કે, મદદ કરનાર લશ્કરની વાટ જોવામા સમયનો ભોગ આપવામા આવે, કા'તો નીષ્ફળતાના ભયને સહન કરવામા આવે

તે બળવાખોરો પોતાના બીજા હુમલાની તૈયારીઓ કરી રહ્યા છે, અને તેથી મારે આ પત્ર પૂર્ણ કરવો જોઈએ મીસીસ બારનીસને મારા સલામ કહેશો

આપનો સાચો,

**એચ એચ બરનાર્ડ.**

*　　　*　　　*

પત્ર નબર ૨ આ પત્ર જનરલ સર હેનરી બરનાર્ડે, મી૦ જ્યોરજ કારનીક બારનીસ ઉપર તા૦ ૧૭ મી જુન ૧૮૫૭ ના દિને મોકલ્યો હતો

તા૦ ૧૭ જુન ૧૮૫૭

મારા વ્હાલા બારનીસ,

કોઈ નિર્માલ્ય રીતના અજ્ઞાન માણસે મારો ઓવર કોટ (વરસાદનો) ગુમ કર્યો છે મારી પાસે તે માત્ર એકજ હતો, મારા બગલામા બે પેટીઓ છે, જે સાધારણ દેવદારના લાકડાની બનેલી છે, અને તેની અદર ટીન જડેલુ છે સહુથી ન્હાની (પેટી)મા એક બહુજ મોટો ભુરા રગનો જેન્ટલમેન કોટ છે જો તમે મહેરબાની કરીને એ પેટી-માથી કોટ મને મોકલી આપશો તો તમે મારી સાથે મોટી ભલાઇ કરેલી લેખાશે

હાલમા અમો દિલ્હી સામે પડેલા છીએ જેવી રીતે કોઇએ રમૂજમા કહ્યુ છે કે, "અમો હજી સૂધી દિલ્હીની પાછળ છીએ" (દિલ્હી દૂર હય) જે દિવાલો મેદાનની તોપો વડે તોડી નાખવામા આવનારી હતી, તે ૧૮ પાઉંડ વજનના ગોળા સામે ટકવામા જેમની તેમ બહુજ મજબૂતી સાથે કાયમ છે અમો મહેલ ઉપર ગોળા નાખતા રહ્યા છીએ અને હજી સુધી ગોળા નાખીએ છીએ રાઇફલ પલટનના એક ગોરાએ પોતાની બદૂક વડે એક હિદુસ્થાની સિપાહીને ઠાર કર્યો અને તેની ૮૪ "ગીની"ઓ ચોરી લીધી મને આશા છે કે "દ્રાક્ષ" કાયદેસર પાકી રહ્યા છે તેઓએ અમારા ઉપર હજી કોઈ હુમલો કર્યો નથી અને તેથી મને ભય છે કે તેઓ આજે અમારા ઉપર હુમલો કરશે અને પુન એક તમાચો ખાશે

હડસનને સળેખમ થયુ છે, અને તેથી સહેજ સોજો પણ થયો છે, પણ આજે કેટલેક અશે સુધારો થયો છે ગ્રેટહેડના ચીરજીવીને પણ ઝીણો તાવ આવ્યો હતો, પણ હવે સ્થિતિ સારી છે મેરીના ચીરજીવી જે ચાદમારી સ્કુલમા અભ્યાસ કરતો હતો તેને હવે ગાર્ઇડઝમા ભરતી કરવામા આવ્યો છે

એક "મહાવત" (હાથીવાળો) કેમીસ્રેટના સારા હાથીને બાદશાહની સેવામા નજરાણા તરીકે આપવા કાલે દિલ્હી ખાતે ગયો હતો કરઝન તમને સલામ સાથે કહે છે કે લોકો હજી સુધી અમારી પૂજા કરવા માટે આવ્યા નથી

જનરલ રીડ સારા છે, અને તેથી તેઓ હવે પાછા વળવા કૂચ કરશે

મારી ઇચ્છા છે કે તેઓ મારા જનરલ હાલની વસ્તુ-સ્થિતિ બદલાયા પછી મદ્રાસ મોકલાવી આપે, કારણ કે જનરલ ગ્રાટની સરદારી હેઠળ બ્રીગેડીયરની પોઝીસનમા રહીને કાર્ય કરવુ અમને શોભા આપનારૂ થશે નહીં ઠીક છે, અમે જોઈ લેશુ

તમારો અત્યત સાચો,

એચ બરનાડ

* * *

# વડા સેનાપતિ સર હેનરીનો પત્ર.

પત્ર ૩ જો-વડા સેનાપતિ સર હેનરી બરનાર્ડે તા૦ ૧૮ મી જુન ૧૮૫૭ ના જ્યોર્જ કારનીક બારનીસ ઉપર મોકલ્યો હતો

તા૦ ૧૮ મી જુન ૧૮૫૭

વ્હાલા બાર્ર્નાસ,

હમણા મે તમારો પત્ર વાચ્યો, તેથી મને સ્હેજ સતોષ થયો. મારા નાનકડા લશ્કર સાથે દિલ્હીમા દાખલ થવાના જોખમભર્યા અખતરાને તમે ના પસદ કર્યો, કારણ કે તેથી મારી છાવણી રસદ અને ખજાનો લશ્કરી સામાન સાથે તદન અરક્ષીત બને તેમ હતુ

મારા સલાહકારની સમ્મતિ અને ઉશ્કેરણીથી અચાનક બળવાન હુમલો કરવા તૈયાર થવાનુ હુ કબુલ કરૂ છુ. જેમા ઉપર કહેવામા આવેલા ભયનો પણ સમાવેશ હતો દવયોગેજ તે યોજના અમલમા મૂકાતી અટકી પડી. બનવાજોગ છે કે તેમાજ પરમેશ્વરની કઇ કૃપા હશે કારણ કે મે જે કૈં સાભળ્યુ અને જેમની સાથે સલાહ કરવાની મારી ફરજ હતી તેમના અભિપ્રાય અનુસાર ભાવી વિજય જેટલો ભયાનક હતો તેટલોજ ભયાનક પરાજય પણ હતો

દિલ્હી જેવા લાબા મહોળા અને વિશાળ શહેરમા ફેલાવવા ધારેલા ૨૦૦૦ સિપાહીઓને કશી અગત્ય આપી શકાય નહીં અમને ચોમેરથી ઘેરી લેવાના રચાયેલા પ્રપચ

આગળ મારા લડાયક સાધનની (કદાચ એકત્ર હુમલો કરવામા આવે તો) શી દશા થાત ?

લશ્કરી કાનુન મારા હાથમા હોવા છતા, અમે દિલ્હી પાસે વ્યર્થ કેમ પડયા છીએ, ત સામે વાધો ઉઠાવવામા આવે ત્યારે વ્યવહારૂ બળ વાપરવાની જરૂર હતી છતા હુ માત્ર આપણુ હિત જાળવવા પ્રયત્ન કરી શકુ છુ હુમલા માટે અનુકૂળ સજોગોની વાટ જોઉં છુ

મી૰ ગ્રેટહેડે એવી યોજના ઘડી હતી કે દુઆબ ઉપર કબજો કરી દિલ્હીનુ લશ્કર અલીગઢ મોકલવુ જોઇએ મારી શહેરમા હાજરી હોય ત્યારે પણ એમ બનવુ અશક્યજ હતુ લાલ કિલ્લો અને સલેમગઢ ઉપર કબજો થયો નથી શહેર ઉપર કબજો રાખવા બે હજાર માણસો લઈ હલ્લો કરવાનો એવો અર્થ થયો કે મારે એક માણસને પણ છૂટો રાખવો નહી દિલ્હી તોપોથી ભરચક છે અહીંના સિપાહોને જો કે ખુલ્લા મેદાનમા કશી અગત્ય આપી શકાય તેમ નથી, છતા પત્થરની દીવાલો પાછળ રહી તેઓ આવશ્ય કૈક કરી શકે ખરા સાથેજ તેઓ ભારે તોપોનો ઉપયોગ કરી જાણતા નથી (તેજ કારણે ગોળીબારના અનુકૂળ મારાથી અમને નીચુ જોવુ પડ્યુ છે) તેથી "અમ્બાલાવાળુ લશ્કર અને ૬ તોપો રાખનારી બે પલટણો" તે શહેર ઉપર કબજો કરી શકે નહીં, વળી શત્રુની શકિતનો ઘણો ન્હાનો અડસટો લેવામા આવ્યો છે.

સરાયે બાદલી* ઉપર લડાઈ થઇ ચૂકી છે બળવા-ખોરોનો તોપો ઉપર કાબૂ રહ્યો ત્યા સુધી અહીંના ગઢમા ભરાઇને બળવાખોરો અમારી સામે લડતા રહ્યા બાદલી પડયા પછી અમારા ઉપર લાગટ હુમલા થવા માડયા છે દરેક નવો હુમલો જોમ અને જોરથી થાય છે છતા મ્હોટી ખુવારી સાથે પરાજય પામે છે અને તે ગઢનો નાશ થાય એવા મથક ઉપર અમારો અધિકાર જામ્યો છે સાહસની દૃષ્ટિએ તેનો વિચાર કરવાની અગત્ય આપણે પીછાણવાની છે આપણે ખાત્રી પૂર્વક માનવુ જોઇએ કે પૂરતા લશ્કરી બળ વગર આપણું સાહસ સપૂર્ણ-તાની સીમાએ પહોચી શકે નહીં

એક વખત શહેરમા દાખલ થયા પછી બધી બાજી આપણા હાથમા છે શરત માત્ર કબજો જાળવી રાખવાની છે તે પછી મી૦ કોલોનને જ્યારે અને જેટલા લશ્કરની જરૂર પડશે તેની ગોઠવણ થઇ શકશે

ઢીલ પીડાકારી છે, અને પ્રતિદિનના હુમલામા સિપાહોના અપાતા ભોગ અતિ દુખદાયક જણાય છે હુ કુશળ છુ, પણ ઉદાસીનતા વધારે છે, છતા ઉંડો વિચાર કરતા મને જણાય છે કે અર્થ વગરના અખતરા મે કર્યા નથી, એટલો મને સતોષ છે અને તમને મારા વિચાર સાથે મળતા જોઇ આશ્વાસન મળે છે

---

* સારાયે બાદલી દિલ્હીથી ત્રણ માઇલને અતરે આવેલુ સબજ મડીની નજીક એક ગામ છે

મારી ઇચ્છા (હવે કદાચ લોકો જાણશે કે) દિલ્હીમા દાખલ થવા ઉપરાંત કંઈ વધુ કામ કરવાની હતી

કોઇયે અવસર વ્યર્થ નહીં જવાની તમે ખાત્રી રાખજો *

તમારો શુદ્ધ,
એચ એચ બર્નાર્ડ

* * * *

કાલે અમે તેઓને પૂરતી શિક્ષા કરી ભારે નુકસાન પહોચાડયું છે તેઓએ કીશનગજ, ત્રાવલીનગજ અને પહાડપૂરમા પોતાનો પડાવ નાખી તોપખાનુ ગોઠવવાની કોશેષ કરી હતી પરતુ અમે બે ન્હાની ટુકડીઓને મેજર ટોમ્સ એચ એ અને મેજર રીડ (મસુરી બટેલીયન)ના વડપણ તળે મોકલી તેમને ત્યાથી ખસેડયા, એટલુજ નહીં પણ સરાનો ઉપલો ભાગ તદ્દન ખાલી કરાવી લીધો અને સ ગ્રામના આ વિભાગમાથી તેમને હાકી મૂકયા સાભળ્યું છે કે નીરાશા ભર્યો પ્રભાવ તેમના ઉપર પડયો છે અને તેઓ અતિશય ક ટાળી ગયા છે, છતા ગઢ ઉપરથી આવતો તોપોનો મારો પહેલા જેવોજ પ્રબળ અને અચૂક છે ઇચ્છીત મદદ પહોચ્યા અગાઉ આપણે કંઈ વધુ લાભદાયક કામ કરી શકીએ તેમ નથી. આવો કટોકટીનો વખત છતા તોપખાનુ અને લડાઇનો સામાન મેળવવા માટે ઘણુ સહન કરવુ પડે

* આ પત્ર વ્હેવારની ભાષા માત્ર લડાઇ અગેનીજ છે, તે તેની વાકય રચના અને શબ્દોમા રહેલી ગુઢતા ઉપરથી જાણી શકાય તેમ છે

છે એ ઉપરથી રચનાત્મક કામની દશા કેવી હશે એ તમે સમજી શકો છો મારા તોપખાનાનો કમાન્ડીંગ અમલદાર માત્ર ૬ તોપો ચલાવવાનીજ ગોઠવણુ કરી શકે છે, મારા ઇન્જીનીયર પાસે રેતીનો એકે કોથળો નથી ખરેખર આ સ્થિતી કટાળો ઉપજાવનારી છે મારી સામે ગોઠવવામા આવનારી તોપોનો મારો બધ કરવા જેટલી શકિત મારામા ન હોય ત્યા સુધી મે નિયમપૂર્વક હુમલો કરવાનો વિચાર કર્યો નથી

આ યોજના પાર ઉતારવા માટે તેમની નજીક જવાની જરૂર છે ઢીલ બળવાખોરોને એકજ મથકે એકત્ર કરે છે અને તેથી બળવાન હુમલો થાય છે છતા હુ કબુલ કરૂ છુ કે આવુ સાહસ, ભયાનક પ્રભાવ પોતાની સાથે રાખે છે તેમને દિલ્હીના દરવાજા બધ કરવાનો સમય આપવામા આવ્યો ત્યારે આપણે કર્યું એથી વધારે કરી શકવાની શક્તિ આપણામા હતી એવુ હુ ખરી રીતે માની શકતો નથી

જો મીરઠનુ લશ્કર તરતજ દિલ્હીમા દાખલ થયુ હોત તો આ બધુએ બનાવી શકાયુ હોત પરતુ અમ્બાલાનું લશ્કર ઘટના સ્થળે પહોચ્યુ ત્યારે સજોગો હાથથી નીકળી ચૂકયા હતા

સર્વથી મ્હોટુ મેગઝીન અને લડાઇના સામાનનુ મથક તે અગાઉ મારી સામે વપરાતુ હતુ મારા સિપાહો કુશળ છે અને ઘાયલો સતોષકારક રીતે સાજા થાય છે, પરતુ તે બધા હવે થાકી ગયા છે

સદાનો આપનો

એચ એચ બી.

**પત્ર ૪ થો—દિલ્હીના ઘેરાની લશ્કરી છાવણીના રાજદ્વારી સલાહકાર મી૦ હેનરી ગ્રેટહેડે તા૦ ૧૯ મી જુન ૧૮૫૭ ના દિવસે જ્યોર્જ કારનીક બારનીસ ઉપર મોકલ્યો હતો.**

દિલ્હીના ઘેરાની કેમ્પ
તા૦ ૧૯ મી જુન ૧૮૫૭

**મારા વ્હાલા બારનીસ**

મી૦ રીચર્ડ સોમવારે પાણીપત ગયા છે અને હુ માર્ગ વટાવતો હતો ત્યારે આ સમાચાર મે સાભળ્યા હતા અમલદારો અને ટપાલના કન્ટ્રાકટરો ઉપર દિલ્હીના ૨૦૦ સવારોની ટુકડીએ અલીપૂર આગળ કરેલા હુમલાની બ્હીક તેમની હાજરીથી કેટલેક અશે દુર થઇ હતી પ્રગટ રીતે તેઓ મામલતદારની શોધમા હતા બટાલાના સવારોના થાણામા બાધવામા આવેલા ઘોડા તેઓ લૂટી ગયા હતા. ૫ જાબના બીન કેળવાયેલા સવારો આવશે ત્યારે તરતજ તેમની ઉદ્ધતાઇનો બદલો વાળવામા આવશે

રોહતક, જીંદના રાજા સાહેબના અધિકારમા મૂકાય તો મને ખુશાલી થશે, પણ સર એચ બરનાર્ડ (અત્યારે) તેમનુ લશ્કર જુદુ પાડી શકે નહીં અને તે વગર તેમના હુમલાનો પ્રયાસ વ્યર્થ છે

જો પટીયાલા કૈંક લશ્કર આપી શકે અને હીસાર તરફથી લશ્કરી હીલચાલના તમને કશા સમાચાર ન મળે ત્યારે તે જીલ્લો તેમના કામચલાઉ અધિકારમાં મૂકવાની હુ સમ્મતિ

આપીશ હાસી અને હીસારથી મદદની ઈચ્છાએ આવેલી પ્રજા ઉપર દયા બતાવવા સરખુ થશે આ ગોઠવણ ઉપર અમલ થતા મને આનદ થશે અને તે ગોઠવણ થતા મહારાજા બહાદુર ઉપર હુ ખરીતો મોકલાવી દઈશ

ઝજ્જરના નવાબ સાહેબે અઘટીત પ્રપચ રચ્યાનુ હુ માનુ છુ પરતુ તેમનો ઈલાકો દિલ્હીની પેલીપાર છે. અને આપણે અત્યારે સજોગો ટાળવાના છે નવાબ સાહેબને બહાદુરગઢ તરફ ન્હાસી છૂટવાની ફરજ પડી છે અને માજી રાજ્ય કર્તાના વશના કોઈ શાહજાદાને ગાદીએ બેસાડવામા આવ્યો છે બાકી ઉમરાવો તટસ્થ રહેવાની હીલચાલ કરે છે,

સાધનો આપણી પાસે પૂરતાથી વધારે છે અલબત રૂપીયા નથી અને દિલ્હી જીતાયા પછી તે ખોટ પૂરી થવાની પુરતી વીકી હતી ખજાના અને કમસારીયેટની ઓફીસના ઇચાર્જ અમલદારના કાગળો તમો જોગ મોકલુ છુ

હુ ત્યાથી નીકળ્યો ત્યારે ૪ લાખ હશે, હુ ભારપૂર્વક કહીશ કે જે લશકર આ તરફ આવે તેની સાથે રૂપીયાની સારી રકમ અવશ્ય મોકલજો

મને તમારો શુદ્ધ વિશ્વાસુ કરજો

હુ છુ તમારો,

એચ એચ ગ્રેટહેડ

——(૦)——

# દિલ્હીના બહાદુરશાહ બાદશાહના પૌત્રની કફોડી સ્થિતિ.*

## હકીમ અજમલખાન પગાર આપતા બંધ થયા

## સરકારી પગાર લેવાની ના પાડી

"સાંજ વર્તમાન"ના અધિપતિ જોગ—

સાહેબ,

આપના પત્રમાં સેવક તરફથી "દિલ્હીના મુગલ સમ્રાટ" શિર્ષક હેઠળ એક લેખમાળા પ્રગટ થાય છે, એ વિષયમાં રસ લેનાર વાચક બંધુઓની જાણ અર્થે નીચેની બીના પ્રગટ કરશોજી

વાચક બંધુઓ, દિલ્હીના છેલ્લા શહેનશાહ બહાદુરશાહના કુટૂંબીઓની થએલી પાયમાલી સંબંધે તમો કેટલાક અંશે જાણકાર થયા છો બહાદુરશાહના કુટૂંબીઓને રાજપાટથી દૂર કરવામાં આવ્યા અને તેમના નિર્વાહ માટે કેટલી નજીવી રકમો સરકારે આપવા ઠેરવી, તે તમો જાણી શકયા હશો દિલ્હીનું રાજપાટ લઈ દશ પંદર રૂપીઆનો

* આ ચર્ચાપત્ર મુંબઈથી પ્રગટ થતા દૈનિક "સાંજવર્તમાન" મા સોમવાર તા૦ ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૪ ના દિને મારા તરફથી પ્રગટ થયો હતો સાદીક

પગાર આપવો તે પગાર લેનાર શાહી કુટૂબી પોતાનુ ગુજરાન મુબઇના એક મજુર કરતા કઈ વધુ સારી મદદ કરી શક્તો હોય એ માની શકાય તેમ નથી ત્યારે સરકારે બાદશાહી કુટૂબીઓને તેમના જીવન નિર્વાહ અર્થેનો પગાર વ્યાજબી આપવો ઘટે હિંદી સરકાર પોતાના બ્રિટિશ અમલની નેક-નામી અને તેની કિર્તીની રક્ષા કરવા બધાએલી છે, એ સમજી હુ બાદશાહી કુટૂબીઓને આપવામા આવતા નજીવા પગારની સખ્યામા વધારો કરવાની સૂચના કરૂ છુ

લશ્કર પાછળ થતો કરોડો રૂપીઆનો ખર્ચ અને સર-કારી અમલદારોને અપાતો ગજાવર પગાર જોતા સરકાર પાસેથી એવી આશા રાખી શકાય કે તે દિલ્હીના રાજ-કુટૂબીઓને જીવન નિર્વાહને યોગ્ય થઇ પડે તેટલી રકમ ઠેરવી આપવાની અથવા વધારવાની દુરઅદેશી દાખવશે હાલમા શાહઝાદા બેદારબખ્તના જીવન નિર્વાહની રકમ વધારી આપવા અને તેમની નારાઝગી દૂર કરવા સરકારી સલાહકારોએ પ્રયત્ન કરવો જોઇએ થોડા વખત ઉપર નીચેની બીના જાહેરમા આવવા પામી છે, જે ઉપર હું વાચક વર્ગને લક્ષ આપવા વિનતિ કરૂ છુ

શાહઝાદા જવાનબખ્ત જેઓ દિલ્હીના અતિમ મુગલ સમ્રાટ બહાદુરશાહના પ્રિય પુત્ર હતા, તેઓ પોતાના પિતા સાથે રગુન ખાતે કેદ થઇને ગયા હતા એ કેદખાનામા બહાદુરશાહ બાદશાહનો સ્વર્ગવાસ થયો હતો તેમના પુત્ર જમશેદ-બખ્ત હાલમાજ સ્વર્ગવાસ પામ્યા છે, અને મહુંમનો નાનો બાળક

બેદારબખ્ત હાલમા પોતાના નાના સાથે હિંદુસ્થાનમા આવ્યો છે સરકારે આ બાળકના ભરણપોષણાર્થે માત્ર આઠ રૂપીઆ માસિક દશ વર્ષની વય થતા સુધી, અને સોળ રૂપીઆ વીસ વર્ષની વય થતા સુધી આપવા ઇચ્છા બતાવી હતી, પણ એ બાળકના નાનાએ તે લેવાની ના પાડી બાળકના નાના જ્યારે મિરઝા સાહેબ બાળકને લઇ દિલ્હી ગયા હતા, ત્યાં જાણીતા દેશભક્ત મસિહુલ મૂલ્ક હકીમ અજમલખાન સાહેબે તેમની આગતા સ્વાગતા કરી અને પચાસ રૂપીઆ માસિક પોતાના ગજવામાથી આપવાનુ નક્કી કરી આપ્યું પણ હાલમા જ્યારે મિરઝા સાહેબનો પત્ર ભાગલપૂરથી આવ્યો છે, જેમા તેમણે હકીમ સાહેબ તરફથી મળતો પગાર બધ થયાનુ જણાવ્યું છે તેથી એ બાળ શાહઝાદા બહુજ કફોડી સ્થિતિમા આવી પડયો છે આર્થિક મદદની જરૂર છે જે સાહેબો દિલ્હીના અતિમ મુગલ સમ્રાટના કુટબીઓની પાયમાલી પ્રત્યે દિલસોજી ધરાવતા હોય, તેમણે મજકુર શાહઝાદાને મદદ કરવી જોઇએ જો કોઇ સાહેબ કોઇ ઇસ્લામી રજવાડામા મજકુર શાહઝાદા માટે કંઈ રકમ નક્કી કરાવી આપશે તો તે એક પુણ્યનું કામ લેખાશે એક રાજકુટૂબી શાહઝાદા માટે આવી અપીલ કરવાનો આ પ્રસગ કરૂણા રસથી ભરપૂર છે મજકુર શાહઝાદાનું સરનામું નીચે મૂજબ છે

[ શાહઝાદા બીદારબખ્ત

C/o નેકશાહ સાહેબ, ભીકનપૂર–'ભાગલપૂર']

લી૦ સેવક, સાદીક.

# હકીમ અજમલખાન અને નવાબ પ્યારે મિરઝાના પત્રો શું દેખાડે છે ? *



સોમવાર તા ૧૮ મી ફેબ્રુઆરી ૧૯૨૪ ના "સાંજ વર્તમાન" મા મી૦ સાદીકે એક લેખ પ્રગટ કરાવ્યો હતો, જેનો સારાશ એ છે કે —

"શાહઝાદા મિરઝા મહમદ બીદારબખ્ત જે હિંદના માજી શહેનશાહ તૈમૂરીના પૌત્ર છે, તેઓ ર ગુનથી પોતાના નાના નવાબ પ્યારે મિરઝા સાહેબ સાથે હિંદુસ્થાનમા પધાર્યા છે, અને તેમને મદદની જરૂર છે"

એવા સારાશનો પત્ર "સાંજ વર્તમાન" મા મી સાદીકની સહી સાથે પ્રગટ થતા, મુંબઈના જાણીતા વેપારી મી એ કે નાસીકવાલાએ તે સબધે કેટલીક તપાસ કરી હતી તેઓ પોતાના પત્રમા જણાવે છે કે, "જ્યારે (મી સાદીકનો પ્રગટ થએલો પત્ર) તે લેખ અમારી દષ્ટિમાથી પસાર થયો, ત્યારે અમોએ બે પત્રો લખ્યા, એક નવાબ પ્યારે મિરઝા સાહેબ ઉપર અને બીજો મસિહૂલ મુલ્ક જનાબ હકીમ

---

* મુબઈથી પ્રગટ થતા દૈનિક પત્ર 'સાંજ વર્તમાન" મા મગળવાર તા ૧૫ મી એપ્રીલ ૧૯૨૪ ના દિને આ પત્રવ્હેવારો મારા તરફથી પ્રગટ થયા હતા જે "દિલ્હીના મુગલ સમ્રાટ"ના વાચનારાઓને રસ આપશે, તેમજ તેમાથી કૈંક નવુ જાણવાને મળશે, એમ ધારી અક્ષરશ અત્રે રજૂ કરુ છુ સાદીક.

અજમલખાન સાહેબ ઉપર, તા ૨૩ મી ફેબ્રુઆરી ૧૯૨૪ ના રોજે મોકલાવ્યો હતો, જેમા કેટલાક સવાલો હતા, જેના ઉત્તરમા જનાબ નવાબ ખ્યારે મિરઝા સાહેબનો એક પત્ર તા ૬ ઠી માર્ચ ૧૯૨૪ ના દિને મળવા પામ્યો, જેની નકલ કરવામા આવેલા સવાલો સાથે બીડી છે

જનાબ હકીમ અજમલખાન સાહેબ તરફથી કોઇ પણ પ્રકારનો ઉત્તર ન મળવાથી તા ૮ મી માર્ચ ૧૯૨૪ ના દિવસે એક ટેલીગ્રામ મોકલવામા આવ્યો હતો, જેના જવાબમા જનાબ હકીમ અજમલખાન સાહેબ તરફથી એક ટેલીગ્રામ તા ૧૧ મી માર્ચ ૧૯૨૪ ના દિવસે મળ્યો, અને તા ૧૩ મી માર્ચના દિવસે જનાબ હકીમ અજમલખાન સાહેબનો એક પત્ર પણ મળ્યો જેની નકલ પણ સાથે બીડી છે

— o —

## હકીમ અજમલખાનના પત્રની નકલ.

દિલ્હીવાળા જાણીતા નેશનાલીસ્ટ મસિહુલ મુલ્ક નવાબ હકીમ અજમલખાન તરફથી મી૦ એ કે નાસીકવાળના પત્રના ઉત્તરમા નીચે મુજબનો ઉત્તર મળ્યો છે —

શરીફ મનઝીલ–દિલ્હી

તા૦ ૧૧ મી માર્ચ ૧૯૨૪

મી૦ એ કે નાસીકવાળા જોગ —

સાહેબ,

બઅદ સલામ, આપનો એક પત્ર મળ્યો, અને ગઇ કાલે એક તાર પણ મળ્યો, જે સબધે જણાવવાનુ કે મૂળ

બીના એ છે કે જનાબ ફિઝ્લા, મસિહુલ મુલ્ક બહાદુર પાસે મિરઝા સાહેબ, શાહઝાદા અને એક સ્ત્રી સાથે પધાર્યા હતા, ત્રણ ચાર મહિના સુધી તેઓ રહ્યા અથવા તેથી વધુ વખત તેઓ રહેવા પામ્યા ઘર અને ખોરાકી સબંધેની વ્યવસ્થા હકીમ સાહેબે કરી હતી, ત્યાર બાદ તેઓ શાહઝાદા સાથે ભાગલપૂર ગયા એક વરસથી વધુ સમય સુધી હકીમ સાહેબ માસિક રૂપીયા ૫૦ ના હિસાબે રકમ મોકલતા હતા, અને હજી સુધી મોકલી રહ્યા હતા માત્ર વચમાં એક માસના રૂપીયા નહી મોકલ્યા હતા, તે બીજા માસમા મોકલી આપ્યા છે

બીજી વાત એ કે હકીમ સાહેબે કંઈ હંમેશ માટે એ પગાર આપવાનું નકકી કર્યું ન્હોતું, તોએ તેમની ઇચ્છા થોડા વધુ વખત સુધી એ પગાર આપવાની હતી, એ દરમીયાન મિરઝા સાહેબે વર્તમાન પત્રોમા એક લેખ પ્રગટ કરાવ્યો, જે વિવેક દ્રષ્ટિએ વ્યાજબી ન્હોતો તેથી હકીમ સાહેબે પગાર મોકલવાનું માડી વાળ્યું (વગેરે) હકીમ સાહેબ ફરમાવે છે કે, જો આપને માત્ર મદદ કરવાની ઇચ્છા હોય તો કરી શકો છો આશા છે કે આપ તંદરૂસ્ત હશો ઉત્તર વાળશોજી એજ

સૈયદ મહમદ હુસેન,
પ્રાઈવેટ સેક્રેટરી.

## નવાબ પ્યારે મિરઝા સાહેબનો પત્ર.



મારા મહેરબાન, એ કે નાસીકવાળા સાહેબ, જોગ.
મુશ્ફ્ફ્ મી,

બઅદ સલામ વિદિત કરવાનુ જે આપનો પત્ર મળ્યો વાચી બીના જાણી આપની ઇચ્છા મૂજબ, શાહઝાદા મિરઝા મહમદ બેદારબખ્ત બહાદુર તૈમૂરીની સ્થિતિ આપ ઉપર મોકલુ છુ, તે જોશો

લી०

પ્યારે મિરઝા,

તા० ૩ જી માર્ચ ૧૯૨૪, શહેર ભાગલપૂર,
C/o નેકશાહ



## હકીમ અજમલખાન તરફનો પત્ર.



(આ પત્ર હકીમ અજમલખાન તરફથી પ્યારે મિરઝા સાહેબને લખવામા આવ્યો હતો]

શરીફ મનઝીલ–દિલ્હી,

તા० ૧૩ મી ડીસેમ્બર ૧૯૨૩

મહેરબાન પ્યારે મિરઝા સાહેબ, જોગ

બઅદ સલામ,

કીબ્લા હકીમ સાહેબે ફરમાવ્યુ છે કે તેઓ વધુ વખત સુધી મદદ આપવાનુ ચાલુ નહીં રાખવા માટે લાચાર છે

ચાલુ માસ નવેમ્બરના રૂપીયા બે ત્રણ દિવસમા આપની સેવામા મોકલવામા આવશે પણ હવે પછીના મહીનાથી મોકલવામા આવશે નહીં જો તમો કોઇ જગ્યાએ અથવા કોઈ ગૃહસ્થના નામ ઉપર જ્યા તમને યોગ્ય લાગે ત્યા માટે ભલામણ પત્ર જોઈતો હોય તો તે આપની ઇચ્છાએ પોસ્ટ મારફતે તમારા ઉપર મોકલવા હકીમ સાહેબ તૈયાર છે, એજ

લી૦

સયદ મહમદ હુસેન,

પ્રાઇવેટ સેક્રેટરી



## મી૦ એ. કે. નાસીકવાળાના સવાલના જવાબો



મુબઇના વેપારી મી૦ એ કે નાસીકવાળાએ દિલ્હીના મુગલ સમ્રાટના સબધે શાહઝાદાના વારસ પ્યારે મિરઝા ઉપર કેટલાક સવાલો લખી મોકલ્યા હતા, જે નીચે મુજબ છે

૧. શાહઝાદા સાહેબની હમણા વય કેટલા વર્ષની છે?

૨ તેમના સગાઓમા કેટલા સભ્યો છે?

૩ રગુનથી પધારવાનું કારણ શુ?

૪ શુ હિંદી સરકાર કોઈ દરમાયો નક્કી નથી કરતી?

૫ શું કોઈ બીજા ગૃહસ્થે દરમાયો આપવાનુ નક્કી કર્યું હતુ?

૬ (અને) તે આપવામા આવે છે કે નહીં?

(અ) જો ઇરમાયો આપવામા આવતો હોય તો તે કેવી રીતે ?

(બ) જો આપવામા નહીં આવતો હોય તો તેનું કારણ શું ?

૭ જો કોઈ ગૃહસ્થ મદદ કરવા ચાહે તો તે કઈ રીતે યોગ્ય થઈ શકશે ?

ઉપરના સાત સવાલોના ઉત્તરો અનુક્રમે નીચે મુજબ આપવામા આવ્યા છે —



## જવાબો.

૧ શાહજાદા સાહેબની વય ત્રણ વરસની છે, સને ૧૯૨૦ ના ડીસેમ્બર માસમા તેમનો જન્મ થયો. તેમના પુજ્ય પિતાશ્રીના સ્વર્ગવાસ પછી બે માસે તેમના માતુશ્રીનો પણ સ્વર્ગવાસ થયો.

૨ કુલ્લે ત્રણ જણા નાના, [ઉમર ૬૬ વરસ] નાની [વૃદ્ધ] અને માસી [આઠ વરસની]

૩ ખર્ચનો બોજો ઉચકી ન શકયો, અને ત્યા મારો કોઈ વારસ પણ ન હતો જો તેઓ જેમ, મારી ઉપર ચમહ્યુતનો હુમલો થતે તો આ બાળકોની રક્ષા કરનાર ઈશ્વર સિવાય કોઇ ન હોત, અને તેથી આ બાળકો રખડી પડતે

૪. જી હા, હિંદી સરકારે પગાર નક્કી કર્યો હતો પણ તે યોગ્ય ન હતો જેથી અમોએ તેનો સ્વીકાર કર્યો નહીં, અને તે એ કે શાહઝાદા સાહેબની વય ૭ વરસ થતા સુધી માત્ર આઠ રૂપીયા અને ૨૦ વરસની વય સુધી ૧૬ રૂપીઆ નક્કી કરવામા આવ્યા હતા મને લાગે છે કે હિંદી સરકારના ઓફીસરોના ભંગીઓને પણ એથી વધુ પગાર મળતો હશે, અને હિંદના શહેનશાહના બાળકની એવી ઈજ્જત કરવામા આવી ! અને વળી તે ઉપર શાહઝાદા સાહેબના મરહુમ પિતાશ્રીનુ જે કંઈ હતુ તે સઘળુ લઇ લેવામા આવ્યુ તેમજ રહેવાનુ ઘર પણ ખાલી કરાવવામા આવ્યુ, તે સમયે શાહઝાદા સાહેબની વય માત્ર દશ માસની હતી, દુધ પીતા બાળક સાથે એવી વર્તણુક ચલાવવામા આવી શાહઝાદા સાહેબના મરહુમ પિતાશ્રી અને જનાબ હકીમ મહમદ અજમલખાન સાહેબ બહાદુર વચ્ચે મુલાકાતનો પ્રસંગ હતો, તેથી જ્યારે હુ હિંદી સરકારની પરવાનગી લઇ રંગુનથી હિંદમા આવ્યો, ત્યારે મે મારી સ્થિતિ સબંધે હકીમ સાહેબને માહિતગાર કર્યા જનાબ હકીમ સાહેબે મને પોતાના ઘર ઉપર તેડાવ્યા. દિલ્હી શહેરમા જ્યારે હુ તેમના ઘર ઉપર ગયો ત્યારે હકીમ સાહેબે મારી ખૂબ ઈજ્જત કરી, અને શાહઝાદા સાહેબને જોઇ બહુજ ઉદાસ થયા અને મને ફર્માવ્યુ કે હુ મહીના બે મહીનામા કોઇ યોગ્ય વ્યવસ્થા તેમના પોષણ માટે કરી આપીશ, અને જ્યા સુધી કોઈ વ્યવસ્થા

થવા ન પામે ત્યા સુધી હુ તેમનો ખર્ચો નભાવીશ અને હકીમ સાહેબે ૭ સાત માસ સુધી લગભગ રૂ ૧૦૦૦ મને ખર્ચ માટે આપ્યા, જે માટે હુ તેમનો આભારી છુ હવે તારીખ ૧૩ મી ડીસેમ્બર ૧૯૨૩ ના રોજે એક પત્ર મને જનાબ હકીમ સાહેબનો મળ્યો, જેની નકલ સાથે મોકલુ છુ તે પત્રથી એ જણાઈ આવશે કે જનાબ હકીમ સાહેબ શાહઝાદા સાહેબના પોષણ માટેની વ્યવસ્થા કરી ન શકયા તમો પોતે તે પત્રના લખાણથી સમજી શકો તેમ છો પણ જ્યારે ખરાબ સમય આવે છે, ત્યારે બધુ વાતાવરણ એવુજ થઇ જવા પામે છે તમો વિચાર કરો કે તૈમૂરી ખાનદાનના સભ્યો કેટલી જાહોજલાલી સાથે હિંદુસ્થાન ઉપર હુકુમત (રાજ) કરતા હતા, અને આજે જેટલા નવાબ અને રાજ રાજેશ્રીઓ વગેરે હિંદુસ્થાનમા છે, તેઓ બધા એજ ખાનદાનની હુકુમતના તાબે હતા આજે તેઓ સુખચેનમા જીવન વીતાડે છે, અને તેમના માલિકના સ્મરણચિન્હ બાળક હિંદુસ્થાનમા આવી એવી મુશ્કેલીમા સમય વ્યતિત કરે છે કે જેના રહેવા માટે એક ખૂણો અને ખરચવા માટે એક કોડીયે નથી. જો તૈમૂરી ખાનદાનની હુકુમત હોત તો આ બાળકના જન્મતાજ એજ નવાબો અને રાજેશ્રીઓ વગેરે શાહઝાદા સાહેબના મરહુમ પિતાશ્રીની સેવામા નઝરાણું મુકત અને કદાચ તેમને (તે બાળક શાહઝાદા બીરાદરબખ્તને) ખોળે લેવાનુ એ વાગ્યસા ન આવત અફસોસ! હજાર અફસોસ કે આ કળીયુગનો ઝમાનો છે, ખુદા કોઇ દુશ્મનને પણ ન દેખાડે

નબર ૪ થી ૬ સુધી તેમજ (અ અને બ,ના પણ જવાબો એમા આવી જાય છે.

મહેરબાન સાહેબ, મારી ઈચ્છા એ છે અમો આ (વૃધાવસ્થા) વય સુધી પહોચી ચુકયા છીએ, જીવન અને મરણનો કઇ વિશ્વાસ નથી શાહઝાદા સાહેબ હમણા બાળક છે, અને શાહઝાદા સાહેબની માસી હજી નાની ઉમરના છે, તમો એવી વ્યવસ્થા કરી આપો કે અમો આ નાની જીદગીને ઈજ્જત અને માન સાથે આ નાશવત દુનિયામા વિતાડી લઇએ, અને આ તૈમૂરી ખાનદાન ઉપર લોકોને આગળી ઉચક્વાના પ્રસગ ન આવે તેમજ શાહઝાદા સાહેબની કેલવણી સબધે સપૂર્ણ વ્યવસ્થા કરશો, જેથી જીદગીમા આ તૈમૂરી ખાનદાનનુ નામ ઉજ્વળ રહે, આપનો આભારી થઇશ

બીજુ એ કે મે જે કૈ લખ્યુ છે, અને હિદી સરકાર સાથે જે પત્રવહેવાર કર્યો છે, તે બધા પત્રો મારી પાસે છે આપની મુલાકાત સમયે હુ એ બધા પત્રો આપને દેખાડીશ.

હા, એક વિચાર મારો છે અને તે એ કે કદાચ કીંગ જયોર્જને આ મામલાની ખબર નથી તેમજ પાર્લામેન્ટને ખબર નથી જો એઓને ખબર પહોચે તો તેઓ જરૂર શાહઝાદા બિદારબખ્ત માટે યોગ્ય વિચાર કરશે એ બધુ કામ અત્રેના ઓફીસરોએ બગાડયુ છે, એજ

પ્યારે મિરઝા તરફથી,

ઠે૦ નેકશાહ મહોલ્લા, ભીખનપૂર,

શહેર ભાગલપૂર.

સાભળવામા આવ્યુ છે કે જ્યારે મિરઝા સાહેબ અને દિલ્હીના શાહ્જાદા સાહેબ મુબઈ ખાતે પધારનાર છે, હવે પછી શુ ગોઠવણુ થાય છે, તે સમય આવ્યે જાહેર કરવામા આવશે *

લી૦ સેવક,

સાદીક

પોસ્ટ બોક્ષ ન૦ ૫૦૨૬ મુબઈ, ૯

---

* આ પત્ર વહેવારો મુબઈના દૈનિક 'સાજ વર્તમાન'મા પ્રગટ થયા હતા —લેખક.



ખંડ ૬ ઠો

## બહાદુરશાહ 'ઝફર' એક કવિ તરીકે.



ઉર્દૂ ભાષાના કવિઓમા કવિ ગાલિબનુ સ્થાન માનનીય છે, કવિ ગાલિબ દિલ્હીના અતિમ મુગલ શહેનશાહ બહાદુરશાહ ઝફરના દરબારના એક કવિ હતા કહેવાય છે કે તેઓ ધર્મની સુક્ષ્મ વાતોમા રસ ન લેતા, તેમજ એવી વાતોને માનની નજરે પણ ન જોતા તેઓ ધાર્મિક વિચારમા બહુજ છૂટા હોવાથી બહાદુરશાહ ઝફરના દરબારમા તેઓ રાજ કવિની પદ્વિ મેળવી શકયા નહીં કવિ ગાલિબના સમકાલિન કવિ ઝઓક પણ એક અચ્છા અને પ્રતિષ્ઠીત કવિ દિલ્હીમા તે સમયે કવિતા કરતા કવિ ગાલિબ વિષે બાદશાહને ધર્મ દ્રષ્ટિએ અભાવ હોવાથી કવિ ઝઓકને પોતાના રાજકવિ અને ઉત્સાદ (ગુરૂ) તરિકે બાદશાહે પસદ કર્યા કવિ ઝઓક રાજકવિ થયા, ત્યારે ઉર્દૂ ભાષાના અદ્વિતિય કવિ ગાલિબ માત્ર એક પગારદાર તરિકે ઝફરની દરબારમા નેમાયા તેથી ઝફરની દરબારમા એઓ બહુ રસ લેતા નહીં કવિ ઝઓક અને કવિ ગાલિબ વચ્ચે કઈ વૈમનસ્ય ત્યારથી થયુ હોય એ સભવિત છે દિલ્હીના મહાન કવિ ગાલિબના મારા પુસ્તકમા એ

વિષ્ય વિસ્તાર સાથે રજૂ કર્યો છે કહેવાનુ એજ કે ઝફરના ઉસ્તાદ તરિકે કવિ ઝઓક કામ કરતા હતા

બહાદુરશાહને કાવ્ય અને કવિઓ વિષે પ્રેમ હતો, તેઓ સારી કવિતાના કદરદાન અને સારા કવિને માન આપનાર હતા બહાદુરશાહનો સ્વભાવ સાધુ પુરૂષ જેવો હતો, તેમનાં જીવનમા નિરાશા અને દુ ખનો ખૂબ સ ચાર થયો હતો બળવાની આવન રી આપત્તિથી તેઓ જાણીતા થયા હતા, રાજ વ્યવસ્થામા અ ગ્રેજોની દખલગીરીએ તેમના દિલને તોડી નિરાશ કર્યો, ત્યારે પોતે વૃદ્ધાવસ્થાએ પ્હોચ્યા હતા, એવી સ્થિતિ અને સ જોગોમા તેમની કવિતાઓ પણ તેવા ભાવો પ્રગટ કરતી થાય તેમા નવાઇ નહીં

બહાદુરશાહ ઝફરની ભાષા આડ બર રહિત સાદી અને સરળ હોવા સાથે પોતાના ભાવો પ્રગટ કરવામા સચોટ હતી બળવાની આપત્તિ જો એમના માથે આવી ન હેત તો ઉર્દૂ કાવ્ય સ ગ્રહમા ઉસ્તાદ ઝઓકની સહાયતા સાથે તેઓ અવશ્ય બહુજ સારૂ કરી શકતે ઉર્દૂ ભાષા સાહિત્યમા એમના કાવ્ય ગ્ર થ (દિવાન)ને આજે પણ સારૂ માન છે તેમની સ ખ્યા બ ધ ગઝલો ઉર્દૂ કાવ્યના સે કડો શોખીનોને ક ઠસ્થ છે, કહેવાય છે કે એમની સ ખ્યા બ ધ ગઝલો બળવાના ધીંગા–તોફાનમા વિખરાઇ ગઇ, તથા અનેક ગઝલો નાશ પામી વર્તમાન સ્વરૂપમા એમના ઉર્દૂ ગઝલના જે દિવાનો પ્રજા સમક્ષ છે, તેજ એમની યાદગીરી જાળવવા માટે સ્મરણ સ્મારક રૂપ છે.

દિલ્હીના રાજસિંહાસનની અમોલી શોભા, તૈમૂર વંશના અંતિમ દિપક, ભારતભૂમિના છેલ્લા મોગલ શહેનશાહ બહાદુરશાહ ઝફરની થોડીક ગઝલો અત્રે રજૂ કરી તેમના કાવ્યની ભાવોત્કર્ષતા, વૈરાગ્ય, દુઃખ અને કરૂણાની રંગત દેખાડીશ

ગઝલ

યા મુજહે અફસરે શાહાના બનાયા હોતા,
યા મેરા તાજ ગદાયાના બનાયા હોતા

ખાક સારીં કે લિયે ગર્ચે બનાયા થા મુજહે,
કાશ ખાકે દરે જાનાના બનાયા હોતા

નશશએ ઈશ્કકા ગર ઝર્ફ દિયા થા મુજકો,
ઉમ્રકા તંગ ન પયમાના બનાયા હોતા

દિલે સદચાક બનાયા તો બલાસે લેકિન–
ઝુલ્ફેમુશ્કીકા તેરે શાના બનાયા હોતા

સૂફીયો કે જો ન થા લાયકે સોહબત તો મુજહે,
કાબિલે જલ્સએ રિંદાના બનાયા હોતા

શો લચે હુસ્ન ચમનમે ન દિખાયા ઉસ્ને,
વરના બુલબુલકોભી પરવાના બનાયા હોતા

રોઝ મા'મુર એ દુનિયા મે ખરાબી હય "ઝફર"
અયસી બસ્તીસે તો વિરાના બનાયા હોતા

## ગઝલ

પસે મર્ગ મેરે મઝાર પર જો દિયા કિસીને જલા દીયા,
ઉસે આહ દામને બાદને, સરે શામહીસે બુઝા દીયા.
હમે ગુસ્લસે મેરે પેશતર, કહા હમદમોને યેહ સોચકર,
કહીં જાયે ઉસકા ન જી દહલ, મેરી લાશ પરસે હટા દીયા
મુજે દફન કરચુકો જીસ ઘડી, તા યે કહેના ઉસ કે એ પરી,
વોજો તેરા આશકે ઝારથા, તહે ખાક ઉસકો દબા દીયા
અભી આખ ઝપકીથી એક પલ, કહા ફિર યેહ જીને ઉઠકે ચલ,
દિલે બેકરારને આહ ફિર મુઝે, ચુટકી લેકે જગા દીયા
કહા આને દીજીયો ન ગેરકો, કહા હમ બુલાએ ગે શોકસે,
તુમ રશ્ક હોતો ન આઓ તુમ, યેહી કહકે હમકો હટા દીયા
અગર ઉસસે ખુલતા ન ઇતના તુ, તો વો હોતા તુજસે ન તુંદ ખૂ
'ઝફર' આહ તુને યે કયા કીયા, ઉસે ઇશ્ક અપના જતા દીયા,

## ગઝલ

ગઈ ચકબચક જો હવા પલટ, નહીં દિલકો મેરે કરાર હય,
કરૂં ગમ સિતમકા મે કયા બયા? મેરા સીના ગમસે ફિગાર હય
યેહ રીઆયા હિંદ તબા હુઇ, કહો ઉનપે કયસી જફા હુઈ,
જીસે દેખા હાકીમે વકતને, કહા યે તો કાબિલે દાર હય
યેહ સિતમ કિસીનેભી હય સુના–દિયા ફાસી લાખોકો બેગુનાહ,
વલે કલમા ગોયોકી સમ્તસે, અભી દિલમે ઉન્કે ગુબાર હય.
ન દબાયા ઝેરે ચમન ઉન્હે, ન દીયા કિસીને કફન ઉન્હે,
કીયા કિસને યાર દફન ઉન્હે, બે ઠીકાને ઉન્કા મઝાર હય.

યે ઝમાના વો હય બુરા ફલક, ચલો બચકે સબસે અલગ અલગ,
ન કીસીકા કોઈ રફીક હય ન કીસીકા અહા કોઈ યાર હય
શબો રોઝ કુલોમે જો તુલે, કયુ ન ખારે ગમસે વોહ અબધુલે,
ગલે તોક પાઉ મે બેડીયા કહા ગુલકે બદલે યહ હાર હય
યેહી શહેર દિલ્હી જો થા ચમન, વલે સબ તરહકાથા વહા અમન,
વો ખિતાબ ઉસ્કા જો મીટ ગયા, ફકત અબતો ઉજડા દયાર હય
પડી આકે જાનોપે અયસી બન, કે નશે સબોકે હુવે હરન,
જીસે દેખતા હુ પડા હુવા, યે ગલેમે અશકોકા હાર હય
અય 'ઝફર' ભલા તુજે કીસકા ડર, તુ ખુદા કે ફઝલ પે કર નઝર;
તુજે હય વસિલા રસૂલકા, વોહી તેરા હામીયે કાર યહ

## ગઝલ

તેરી હએ પાઝેબો સરકા જહુમર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર,
હુવે હંય જલ્વા નૂમા ચમક કર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.
વકુર આશકોકા હએ હમારે, નીકલતે આહોમે હએ શરારે,
ન કયુ કે હો અર્શપર નિછાવર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર
અહપોલે પાઓમે હય નુમાયા, તો સરપે દાગે જુનુ ફરોઝા,
ન દેખે દીવાને તેરે કયુ કર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.
ઝરા જબીને અરક ફીશાપર, તુ અપની અફશા દીખાદે ચુનકર,
કે તા નઝર આવે માહે પએકર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.
ન સબઝએ ગુલ ન જોશે શબનમ, ન ચમકે જુગનુ હવાપે હરદમ,
નઝર શબ આનેથે મુજકો અકસર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.

ઉધર તો ફુવ્વારે છુટતે હય વા, ઇધર હય અશજારપર ચરાગા,
નઇ હુએ સૈર એક ચમનકે અંદર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.
ઝમીં નેહાયતહીથી ચેહ મુશકીલ'ઝફ્ર'હુએ ઉસ્તાદપર વોહ કામીલ,
મરઝ દીખાએ વોહી બના કર, ઝમીંપે ગૌહર ફલકપે અખતર.

ગઝલ

દેખ મુજકો બુતે, એ પીરને મુહ ફેરલીયા,
આજ મુજસે મેરી, તકદીરને મુહ ફેરલીયા
અકલને હોશ ને, તકદીરને મુહ ફેરલીયા,
બસ મેરી આહસે, તા'સીરને મુહ ફેરલીયા
મએ તો તડપાભી દમે, કત્લ નહીં અય કાતિલ,
કયા સબબ જો તેરી, શમશીરને મુહ ફેરલીયા?
ઉસ્કા લાશા જુહી, છાતીસે લગાયા મયને,
મહો ખુરસે ફલકે, પીરને મુહ ફેરલીયા
અએ "ઝફ્ર" ચહરએ તાબાને સનમ દેખતેહી,
મહો ખુરસે ફલકે, પીરને મુહ ફેરલીયા,

ગઝલ

સાકી ન દીખા બઝમમે તુ જામકી ગરદીશ,
યાદ આતી હુએ ચશ્મે બુતે ખુદ-કામકી ગરદીશ
ફીરતી હુએ મેરા ખાક બગોલેમે હમેશા,
અબ તકભી મેરે સાથ હુએ અય્યામકી ગરદીશ
એક શબ ન મેરે પાસ વોહ આયા મહે તાબા,

ગરદુને નકી એક મેરે કામકી ગરદીશ.
આંખો કે તસવ્વુરમે તેરે સાફ હએ લીખ્ખા,
ખામાને ન કી જબ હમે ઈન્કામકી ગરદીશ
મએ ભરતેહી સાકી કે "ઝફર" તુટ ગયા જામ,
કીસમતહીમે થી રીંદ મએ આશામકી ગરદીશ,

## ગઝલ

ખૂસે અશ્ક આંખોસે જબ મીલકર ગુલાબી હો ગયા,
ફીર તો રૂમાલે સુપીદ અકસર ગુલાબી હો ગયા
યાદમે ઉસ સર્વે કદકે ખૂન રોયા ઇસકદર,
લી જીધર કરવટ ઉધર બીસ્તર ગુલાબી હો ગયા.
ખૂનકા દા'વા કીયા જબ ઉસ ગુલાબી પોશને,
સાફ રંગે કાગઝે મહઝર ગુલાબી હો ગયા
બઝમમે દેખી ગુલાબી તુને કીસકી ચશ્મે મસ્ત,
સાકીયા બેહોશ કયુ ભર કર ગુલાબી હો ગયા.
બાગમે ચીટકા ગુલાબ આયા જુનુ પુર જોશમે,
અબતો જોડા અએ પરી પએકર ગુલાબી હો ગયા.
તેરે દામનસે જો ટપકા ખૂ શહીદે નાઝકા,
ખુબ ચહેરા દામને મહશર ગુલાબી હો ગયા
વોહ ગુલાબી આંખજો યાદ આઇ વખતે મએ કશી,
ફીર તો મેરે હકમે હર સાગર ગુલાબી હો ગયા.
વોહ તુરૂશ અબરૂ હુવા જો ઉસકી શોખીપર "ઝફર",
રંગે લાલા બાગમે કટકર ગુલાબી હો ગયા.

## ગઝલ

કયા કહું દિલ માયલે ઝુલ્ફે દૂતા કયુકર હુવા,
થા ભલા ચગા ગીરફતારે બલા કયુકર હુવા
ઉનકા મેહેરાબે ઇબાદત હા ખમે અબરૂએ યાર,
ઊનકા કા'બેમે કહો સીજદા ભલા કયુકર હુવા
ઊનકો યકતાઇકા દા'વાથા વોહ મીસલે આઈના,
હોગયા હયરા કે મુજહસા દુસરા કયુકર હુવા.
જો ન હોનાથા હુવા મુજહપર તુમ્હારે ઇશ્કમે,
તુમને ઇતનાભી ન પુછા કયા હુવા કયુકર હુવા
ખાકસારી કયા અજબ ખોએ અગર દીલકા ગુબાર,
ખાકસે દેખો તો આઇના સફા કયુકર હુવા
વોહ તો હએ ના આશના મશહુર આલમમેં "ઝફર",
યેહ ખુદાજાને કે તુજહસે આશના કયુંકર હુવા

## ગઝલ

ખારે હસરત કબ્રરતક દિલમે ખટકતા જાએગા,
મુર્ગે બિસ્મીલકી તરેહ લાશા ફડકતા જાએગા
દેખીએ કયુકર જવાબે ખતસે આખે શાદ હો,
રાસ્તા દેખા નહીં કાસીદ ભટકતા જાએગા
ચુનકે અફશા બામપર બહરે ખુદા મત જાઇયો,
અએ સનમ જો દેખ લેગા સર પટકતા જાએગા.

મર ગયા હું મય કીસીકી હસરતે દીદારમે,
કબ્રતક લાશભી મેરા શાહ તકતા જાએગા

કબ્રે આશકસે ન ઈતના બચકે ચલ અએ બેવફા,
કયા ગઝબ હોજાએગા દામન ફટકતા જાએગા

સરકો મેરે કાટકર તશહીર ફરમાઓગે આપ,
ખુન ઇન આખોસે કદમોપર ટપકતા જાએગા

જાન જાએગી જો ઇશ્કે આરેઝે ગુલફામમે,
તખ્તએ તાબુત મીસલે ગુલ મહકતા જાએગા

ઇશ્કા ખંજર લગાહય દિલપે કારી અએ સનમ,
ગોરમે ભી ઝખ્મે-દીલ અપના ટપકતા જાએગા

અએ "ઝફર" કાયમ રહેગા જબતલક ગુલઝારે હિંદ,
અખ્તરે ઈકબાલ ઊસ ગુલકા ચમકતા જાએગા

## ગઝલ

યારથા ગુલઝારથા મએથી ફીઝાથી મએ નથા,
મહફીલે દિલદારમે ગએરોકે જાથી મય નથા

હાથ કયુ બાધે મેરે છલ્લા અગર ચોરી ગયા,
યે સગાપા શોખીએ દુઝદે હીનાથી મએ નથા

નાતવાનીને બચાઇ જાન મેરી હીજમે,
કોનેકોને ધુડતી ફીરતી કઝાથી મએ નથા

બેખુદીમે લેલીયા બોસા ખતા કીજે મઆફ,
યેહ દિલે બેતાબકી સારી ખતાથી મએ નથા

નાતવાની ઈસકો કેહેતે હએ કે, અકસર યારને,
જબ ટટોલા મુજહેકો બીસ્તરપર કબાથી મએ નથા
મએ તડપતા રેહગયા ઔર મરગએ ફરહાદો કએસ,
ક્યા ઊન્હીં દોનોકે હીસ્સેમે કઝાથી મએ નથા.
મારકર કાતિલ મુજહે મુકરાકે યુ કહેને લગા,
કીસને મારા હએ તુજહે તેરી કઝાથી મએ નથા
મએ ને પૂછા ઉસસે તેરા ક્યા હુવા હુસ્નો શબાબ,
હસકે બોલા વોહ સનમ શાને ખુદાથી મએ નથા
અએ "ઝફર" યેહ દાગ કએસા દિલપે મેરે રેહગયા,
ખાને બાગે યારમે ખલ્કે ખુદાથી મએ નથા

## ગઝેલ

કીસીને ઊસકો સમજહાયા તો હોતા,
કોઇ હાતક ઉસે લાયા તો હોતા
મઝા રખતા હએ ઝખ્મે ખજરે ઇશ્ક,
કભી અએ બુલહવસ ખાયા તો હોતા
ન ભેજા લીખકે તુને એક પરચા,
હમારે દિલકો પરચાયા તો હોતા
કહા ઇસાને કુમ કુશતેકો તેરે,
કુછ અબતકભી ન ફરમાયા તો હોતા
ન બોલા હમને ખડકાયા બહોત દર
ઝરા દરબાકો ખડકાયા તો હોતા.

યેહ નખ્લે આહ હોતા બેહદ્દી કાશ,
ન હોતા ગો સમર સાયા તો હોતા
જો કુછ હોતા સો હોતા તુને તકદીર-
વહાતક મુજહેકો પહોચાયા તો હોતા
કીયા કીસ જુર્મપર તુને મુજહે કતલ,
ઝરા તો દિલમે શરમાયા તો હોતા
કીયા જએસા મરીઝે ઇશ્ક મુજહેકો,
અયાદતકો કભી આયા તો હોતા
દિલ ઉસકી ઝુલ્ફમે ઊલજહા હએ કબસે,
"ઝફ્ફર" એક રોઝ સુલજહાયા હોતા

## ગઝલ

મએ હુ આશક મુજહે ગમ ખાનેસે ઈનકાર નહીં,
કે હએ ગમ મેરી ગીઝા
તુ હએ માશુક તુજહે ગમસે સરોકાર નહીં,
ખાએ ગમ તેરી બલા
દિલો દીં તેરે હવાલે કીએ કરતેહી તલબ,
ઓર જો કુછ કહા સબ
ફિર જો બેઝાર હએ તુ મુજહેકો બતા ઊસકા સબબ,
મેરી તકસીર હએ કયા?
ભેજે ખત સએકડો લીખકર તુજહે હુશીયારીસે,
બડી દુશ્વારીસે

તુને ભેજા ન જવાબ એકભી અઈયારીસે,
ચેહ હએ કીસમતકા લીખા
તલબે બોસેપે ક્યુ ઈત્ના બુરા માનતેહો,
હમે પહેચાનતેહો
દેખો હમ હએ વોહી જાબાઝ હમે જાનતેહો,
કરતે હએ જાન ફીદા
ન તો તકરીરસે હો કામ ન તહરીરસે હો,
ઔર ન તદબીરસે હો
હમતો કહતે હએ "ઝફર" જો કે હો તકદીરસે હો,
હએ યેહી બાત બજા



ગુજરાતી સાહિત્યમા
અપૂર્વ વધારો

ફારસી સાહિત્યનુ
ઉમદા ફુલ








ગુલીસ્તાન અને બોસ્તાન
ની એમા લગભગ ૭૦
ટૂકી વાર્તાઓ જ્ઞાન સાથે
ગમ્મત આપનારી છે

શેખ સાદીની કહેવતો,
અને તેમનુ રસભર્યુ
જીવનચરિત્ર આ પહેલુજ
ગુજરાતી ભાષામા છપાયુ છે
કિંમત માત્ર ૨ રૂ

ભૂમિકા લેખક — શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
એમ એ એલ એલ બી જે, પી ને મુબઇની સ્મોલ કોઝ કોર્ટના વડા ન્યાયાધિશ

## ઈશાક સાહિત્ય કાર્યાલય.

પોસ્ટ બોક્ષ ન ૫૦૨૯ મુબઇ ૯

# મહાત્મા શેખ સા'દી



## રા. સાદીક કૃત્ત ફારસી સાહિત્યના ગ્રથ વિષે પત્રકારો.



["મહાત્મા શેખ સાદી પુસ્તક સબવે મહા ગુજરાતના શિષ્ટ માસિકો અને વર્તમાનપત્રોએ પોતાના જે અભિપ્રાયો દર્શાવ્યા છે, તે અત્રે રજુ કરતા એ પત્રકારો અને માસિક પત્રના તત્રીઓનો આભાર માનવાની તક લઇએ છીએ વ્યવસ્થાપક, ઇશક સાહિત્ય કાર્યાલય પો બો ન ૫૦૨૬ મુબાઇ ૯ ]

**સાહિત્ય—ઓક્ટોમ્બર ૧૯૨૪**

મૂળ અરબસ્તાનના રહેવાસી ભાઈ સાદીક આવી શુદ્ધ ગુજરાતી ચોપડી લખે તે જોઇ કયા ગુજરાતીની છાતી ન ફુલે આમા મહાન કવિ ફીલસુફ સા'દીનુ જીવન ચરિત્ર, તેમના ગુલીસ્તાન બોસ્તાનના તરજુમા, એ બેની લખાવટને લગતી ચર્ચાઓ, મૂળ પ્રસ્તાવના વગેરે એટલી બધી માહિતી છે કે ઘણુ નવુ જાણવાનુ મળે છે સાદીની છબી ને હાથ દસ્તક ધ્યાન ખેચે છે પુસ્તકનો પરિચય જાણીતા ફારસી વિદ્વાન કૃષ્ણલાલ મો ઝવેરીએ કરાવ્યો છે તેમા સમાલોચના પણ સમાઇ જાય છે સા'દી સોમનાથના ઘેરા વખતે હાજર હતો એ વાત આશ્ચર્ય પમાડે છે ગુલીસ્તાન નીતિ અને જ્ઞાનનો ભડાર છે તેમ મીઠી શૈલીનો સાગર છે એમા ડુબકી મારતા કોઇ ડુબે નહિ, પણ નવુ જીવન જરૂર મેળવવા પામે. યુવતિ અને વૃધ્ધની વાત જેમ

તેમા છે, તેમ રાજકાજને લગતી વાતો પણ અંદર છે કોઈ ફકિર એવુ નહિ હોય કે જેને એનાથી ટાઢક નહિ વળે સાદીકે આ ચોપડી બહાર પાડી ગુજરાતી ભાષાની અમૂલ્ય સેવા બજાવી છે ખાસ કરીને એટલા માટે કે ગુજરાતી બોલતી બે મહાન પ્રજાઓ પારસી અને ઇસ્લામીઓ શેખ સા'દી માટે ઘણુ માન ધરાવે છે

x x x

આ લઘુ પરંતુ અતિ ઉપયોગી પુસ્તકદ્વારા ગ સાદીકે એશીઆની પ્રખ્યાત વિદ્યાપીઠ નીઝામીયાના અધ્યાપક, બોસ્તાન અને ગુલીસ્તાનના લેખક મહાત્મા શેખ સા'દીનુ અનેક અવનવી ઘટનાઓથી ગ્રથિત સાધુ જીવન ચરિત્ર આપ્યુ છે × ×

ગુજરાત–ફાલ્ગુન
૧૯૮૧

પ્રસ્તુત પુસ્તકના લેખક જન્મથી આરબ હોવા છતાએ ગુજરાતી ભાષાને સેવી જે કૈ રજુ કર્યું છે તે આવકાર પાત્ર છે

x x x

સાહિત્યકારોના પ્રથમ પંક્તિના ચરિત્રો ગુજરાતીમા છે એમ ભાગ્યે જ કહી શકાશે, પણ જેવા તે આપણે ત્યા છે, તેની અંદર તો આ પુસ્તક ઉપયોગી ઉમેરો કરે છે લેખકે સા'દીની પીછાન તેની માતૃભાષામા કરેલી એ તેમને મળેલો સૌથી મોટો લાભ છે પોતાની તે અનુકૂળતાને ખપમા લઇને તેમણે કવિના ચરિત્રનો અને વાણીનો પરિચય ગુજરાતને કરાવવા આ કૃતિ ઉત્સાહપૂર્વક લખી છે આ રીતે અને બનતી સંપૂર્ણતાથી, ક્રમથી, સા'દી વીશે ગુજરાતીમા આ પુસ્તક પહેલુજ લખાય છે, અને સાહિત્યમા રસ લેનાર હરકોઇ તેને અસાધારણ આનંદથી નહીં તો કંઇક નવુ જ્ઞાન મળે તેમ તો જરૂર વાચી શકશે

કૌમુદી–પૌષ
૧૯૮૧

ભૂમિકામા ર૦ કૃષ્ણલાલ ઝવેરીએ લેખકને આપેલુ પ્રમાણ પત્ર કે તેઓ "અ પણી ભાષા આવી સારી લખે" છે તેમા અને ખાસ કરીને ભારદર્શક વિશેષણ "આવી'મા સત્યાશ છે, પણ સદ્ભાવને ઉ-તેજનની વૃતિ એથી પણ વધારે છે "મારી શકિત અને મતિ અનુસાર ભાષા તથા જોડણી ઉપર લક્ષ આપ્યુ છે" એ લેખકનુ પોતાનુ કથન અમને વધારે વાજબી લાગે છે ગુજરાતી વર્તમાન પત્રો અને કેટલાક સારા પુસ્તકોપરથી એમનુ ગુજરાતી ઘડાયુ લાગે છે તેથી તેઓ 'પુરસ્કાર' 'વિચારોત્કર્ષતા' 'નિન્ધ' વગેરે સાધારણ રીતે અઘરા મનાયલા પ્રયોગો સફળતાથી કરે છે પણ પોતાનો હસ્તલેખ તેમણે યોગ્ય લેખક પાસે તપાસાવ્યો હેત તો 'અતિષ્યોકિત' (પૃ ૧૦૬) સદકાર્ય (પૃ ૧૭૦) 'ઉપરોકત' (પૃ ૧૧૬) જેવા ખોટા પ્રયોગોને અશુધ્ધ જોડણી રહી ન જાત

x x x

મહાત્મા શેખ 'સા'દી' — લેખક 'સાદીક' પ્રકાશક ઈરાક સાહિત્ય કાર્યાલય કિંમત રૂપીઆ બે ઇરાનના સુપ્રસિદ્ધ સત મુસાફર ઉપદેશક અને કવિનો પરિચય આપી લેખકે આપણા સાહિત્યની એક ખરી સેવા બજાવી છે લેખક જન્મથી અરબ છે અને તેમની સ્વભાષા પરશિયન છે, તેથી તેમને ગુજરાતી ભાષામા અને ખાસ કરીને સસ્કૃત શબ્દોની જોડણીમા કેટલીક મુશ્કેલીઓ પડે તે સ્વાભાવિક છે, છતા અપરિચિત ફારસી શબ્દો ન વાપરતા તેમણે શુદ્ધ ગુજરાતીજ વાપરવાનો સદાગ્રહ રાખેલો છે તે પ્રશસનીય છે પુસ્તકમા શેખ સા'દીના જીવનની રેખા, ગુલિસ્તાન બોસ્તાનના રસિક ભાગો, તે પુસ્તકના બીજી ભાષામા થએલા તરજુમાની માહિતી વગેરે ઘણી

યુગધર્મ
ચૈત્ર ૧૯૮૧

ઉપયોગી હકીકત આપી છે જૂના ગુજરાતી તરજુમા આપ્યા છે તે તો ગુજરાતી ભાષાના જૂના નમુના તરીકે પણ જોવા જેવા છે શેખ સા'દીની સુદર તસ્વીર અને એક જૂની હસ્તલિખિત પ્રતના પહેલા પોનાનો ફોટો આપ્યો છે તે પણ યોગ્ય કર્યુ છે

x x x

ફારસી ભાષાના સમર્થ સાહિત્યકાર અને કવિ તરીકે શેખ સા'દીનુ નામ આજે સદીઓ પછી પણ એક જીવત લેખક તરીકે આખા વિશ્વમા પ્રસિદ્ધ છે, ફારસી ભાષાના બે ઉત્તમ પુસ્તકો ગુલેસ્તાન અને બોસ્તાનની લોકપ્રિયતા અમર થઇ રહી છે ફારસી ભાષાના અભ્યાસીઓથીજ માત્ર નહિ પણ પરભાષાના બીજા અભ્યાસીઓથીએ આ સમર્થ લેખકનુ નામ અને કૃત્તિ અજાણ્યા ભાગ્યેજ રહ્યા હશે શેખ સાદી એટલે મહાન્ ઉપદેશક અને નીતિવાન પુરૂષ, એક ઉડો વિચારક અને વિદ્વાન આવા મહાન્ પ્રાગ્મી લેખકના જીવનના જાણવા અને વિચારવા જેવા પ્રસગો, અને લેખોમાથી સારા અને શિષ્ટ અવતરણો અને એ ઉપર ટુકુ પણ રસિક વિવેચન આ ન્હાના પુસ્તકમા એકત્ર કરવા માટે ગ સાદીકે લીધેલો પરિશ્રમ સાર્થ થયો છે, એમ અમારે સ્વીકારવુ જોઇએ રા સાદીક પોતે આરબ હોઇને આટલુ સરસ લખી શકે છે એથી ઘણા ગુજરાતીઓ અને તેમાયે સાક્ષરોને તો જરૂર આશ્ચર્ય લાગશે મુબઇના વર્તમાન પત્રોના વાચકને રા સાદીક પરિચિત છે રા. કૃષ્ણલાલ ઝવેરી જેવા આગેવાન પ્રતિષ્ઠિત સાક્ષરે રા સાદીકના આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપીને આ ઉગતા આશાવત મુસલમાન ગુજરાતી લેખકની સુદર સાહિત્ય સેવાની વ્યાજબી રીતે કદર કરી છે

સમાલોચક—ડીસેબર
૧૯૨૫

રા સાદીકે શેખ સા'દીના જીવનની રૂપરેખા ટુંકાણમા પણ સારી રીતે ચિતરી છે ગુજરાતીઓને એ એક ઉપયોગી વસ્તુ છે એમની મુસાફરીના અનુભવો, એમની ભાષાની અને કૃતિઓની રચના તથા એમના પુસ્તકો ઉપરની ચર્ચા રસભરી છે × × × × શેખ સા'દી માટેની પૂજ્ય વૃત્તિઓથીજ ઉત્તેજીત થવા છતાયે સ્વતત્રતા પૂર્વક રા સાદીકે આ ચર્ચા કરી છે એ વાત સ્પષ્ટ રીતે જણાઇ આવી શકે છે × × × × ×

× ગમે તે હોય પણ ગ સાદીકની આ કૃતિને અમે આપણા સાહિત્યમા એક ઉપયોગી ઉમેરો ગણીશુ × × × × ×

× એમના આ પરિશ્રમને અમે સફળ યત્ન માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે આ સમર્થ ફારસી લેખક અને વિચારક સબધમા ટુકાણમા પણ જાણવા માટે દરેક ગુજરાતી સાહિત્યકાર અને સાહિત્ય વિલાસી જન આ કૃતિની યોગ્ય કદર કરશે

x x x

"ઇરાનના સુપ્રસિદ્ધ ફારસી લેખક મ શેખ સા'દીની જીવન ઘટનાઓ અદ્યાપિ ગુર્જર ભાષામા લખાઇ નહોતી મી સાદીક તરફથી આ પુસ્તક મળતા એ ખોટ પુરાતી જોઈ સ્વાભાવિક આનદ થાય છે મજકુર પુસ્તકમા ફોટા સહિત મ સા'દીની જીવન ઘટનાઓનો રસીક હેવાલ તેના સુપ્રસિદ્ધ પુસ્તકો બોસ્તાન અને ગુલીસ્તાનની રસભરી ટૂકી કથાઓ, વાર્તાઓ, ગઝલો કહેવતો વગેરેનો સમાવશ અતિ દક્ષતાપૂર્વક કરેલો છે

સમાજ જીવન
માર્ચ ૧૯૨૫

આ પુસ્તકના લેખક મી૦ સાદીક પોતે ઇરાકના વતની હોઇ ગુર્જરગીરાના અણખેડાએલા લેખક હોવા છતા થોડાક વર્ષ પૂર્વે હીન્દમા આવીને ગુજરાતી ભાષાનુ આવુ સચોટ જ્ઞાન મેળવી લીધુ તે માટે એમને ધન્યવાદ ઘટે છે મી૦ સાદીકનુ "બગાલી

ભૂત" નામક પુસ્તક અમોએ અવલોકયુ હતુ તેમા અક્ષમ્ય ભાષા ભુલો જણાઇ હતી તેના પ્રમાણમા તો આ ગ્રથમા કઇજ ભુલો નથી એમ કહેવુ જોઇએ ભુલો જોવા કરતા આ ગ્રથમા લેખકના હૃદયની ભાવના જોવાની વધારે પ્રેરણા થાય છે આ પુસ્તક પાછળ લેખકે બહુ પરિશ્રમ લીધો છે, એ સ્પષ્ટ દીસી આવે છે તેમજ ભાષાતરને બદલે ઘણુ સ્વતત્ર લખાણ નજરે પડે છે આખુ પુસ્તક હોસે હોસે વાચી જવાય એવુ છે લેખકનો ઉત્સાહ ઉત્તેજનને પાત્ર છે

x x x

શેખ સાદી જેવા એશીઆના મૂલ્ક મશહુર કવિ લેખકની પિછાણ ગુજરાતી ભાષા જાણતી આલમને કરાવવાનો રા ભાઇ સાદીકનો આ પ્રયત્ન અતિશય આવકારદાયક છે રા સાદીકની માતૃભાષા ગુજરાતી નથી તેઓ જન્મથી અરબ છે થોડા વર્ષોથી ગુજરાતમા વસવાટ કરીને ગુજરાતી ભાષા પર ત્હેમણે અભ્યાસના બળે જે કાબુ મેળવ્યો છે તે ખરેખર અભિનન્દનીય છે જ્હેણે જ્હેણે ફારસીભાષાનો અભ્યાસ કર્યો છે ત્હેમને તો શેખ સા'દીનુ નામ સુપરિચિત છે અને આજે મહા ગુજરાતના સાહિત્ય રસિક નરનારીઓ એ મહાન ફારસી લેખકના જીવનની રસ સામગ્રીથી પરિચિત થાય એ અર્થ રા સાદીકના મહાત્મા શેખ સા'દી નામક પુસ્તકથી સરે છે, એ જોઇ અમને અત્યત આનદ થાય છે સાક્ષર શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ પુસ્તકની ભૂમિકા લખી આ પુસ્તકની સાચી કદર કરી છે

શારદા—માર્ચ ૧૯૨૪

x x x

મહાત્મા શેખ સા'દી લેખક રા સાદીક, ભૂમિકા લેખક શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ, એ એલ એલ બી જે, પી મુબઇની સ્મોલ કોઝ કોરટના વડા ન્યાયાધિશ પ્રકાશક ઇરિક માહિત્ય કાર્યાલય, પોસ્ટ બોક્ષ ન ૫૦૨૬, મુબઇ ૯ કિમત માત્ર રૂ બે

સાજ વર્તમાન
શુક્રવાર તા૦ ૧૪ મી
નવેમ્બર ૧૯૨૪

અરબ સસ્કૃતિ એક યુગે નવ ખડે અમર સસ્કાર રેડતી હતી એ સસ્કૃતિના પ્રબળ સપાટે જગત નમતુ હતુ અરબોનો સુધારો જમ જમાવવા મથતો હતો અરબોની દમાશકી શમશેરના ચમકારા ચીનથી સ્પેન સુધી ટકારતા હતા અરબોની વ્યવહાર બુદ્ધિ અદ્ભુત હતી અરમી પ્રેમ આફ્રિકાનો અધકાર ભેદી ભાતૃ ભાવ પ્રસરાવતો હતો તે યુગે અરબોએ જગતને અનેક તત્વચિતકો સાધુઓ, અનવેષણકારો, કવિઓ, તેમજ મનસુર સમા ઇશ્વરને માશુક ગણનાગ મસ્ત પ્રેમીઓ પૂરા પાડયા હતા અરબોએ ઇસ્લામની કીર્તિ મહોજ્જવલ કરી હતી, જે હજીએ છે, પણ અરબોની ઉન્નતિ થઇ તે પૂર્વે ઇરાનવાસીઓ સમૃદ્ધ હતા અરબોના સસર્ગથી તેઓના જ્ઞાનમા, કલામા અદ્ભુત તેજ મલ્યુ ને વીશેષ સમૃદ્ધ બન્યા ઇરાને પણ ઇસ્લામની કીર્તિ મહોજ્જવલ કરવા સવીશેષ ફાળો આપ્યો છ ફારસી ભાષાનુ મહાભારત લખનાર ફીરદોસી, ઇમામ જામી, મસ્નવીના વિધાયક મવલાના રૂમી, પ્રેમરસના રાજા હાફીઝે શીરાઝી, ફીલસુફ ઉમર ખેયામ, અને ધુરધર અનુભવ લેખક અને સર્વપ્રિય ઉપદેશક શેખ સા'દી જેના અનેક આદર્શ પુરૂષો ઇરાનમાથી થયા છે મહાન્ શમ્સ તબ્રેઝ તેજ યુગનો એક અમોલ આત્મા હતો, જેનુ ખોળીયુ આજે મુલતાનમા દટાયલુ છે ઇસ્લામના એ અમોલ આત્માને આજે કોઇ પણ હિદુ અને ઇસ્લામીઓ સપ્રેમ ફુલો ચઢાવે છે, તેની અભેદવાણી કુદરતનો

પડદો ચીરી નાખતી હોય તેવી આજે પણ સુફીઓના હૃદયમાં ગરજે છે તેજ ઇરાનનો એ મહાત્મા શેખ સા'દી શીરાઝને ખોળે જન્મ્યો ને જનેતા ભૂમિની કીર્તિ ઉજ્વળ કરી ગયો

જ્ઞાની પુરૂષ જગતથી પર હોય તેમ એક દ્રષ્ટા તરીકે નીહાળે છે, એક મધુમક્ષીકા જેમ તેનો સાર ગ્રહણ કરે છે, એક દીપક માથી જેમ અનેક જ્યોતિ પ્રગટી શકે તેમ અમર જ્યોતિ જેમ બની રહી પામરજનોમા જ્ઞાન જ્યોતિ પ્રકટાવે છે એવા મહા પુરૂષોમા શેખ સા'દીની ગણના થાય છે

રા સાદીકે મહાત્મા શેખ સા'દી નામનો ગ્રથ બહાર પાડયો છે પરશીયન સાહિત્યના રસ વિષે અજાણ અને પરશીયન સાહિત્યના તત્વથી અપરિચિત ગુજરાતી પ્રજાને મહાત્મા શેખ સા'દીનુ પુસ્તક પરશીયન સમાજ, સસારના અને તેની રહેણીકરણી, અને વૃત્તિ, જ્ઞાન, મનોભાવ, તેમજ કલ્પના સાગરમા ફેરવી લાવશે એક મુસાફર પોતાના સફર દરમ્યાન અનેક પ્રકારના અનુભવો મેળવવાનો આનદ મેળવે છે, તેમ મહાત્મા શેખ સા'દીના પુસ્તકનુ વાચન કરતા એક લાબી મુસાફરી કર્યાના અનુભવ મેળવી આપવા બરોબર છે અને એ અનુભવો છુપા નહી, પણ સુદર શૈલીમા મનોરજક ભાવોમા, ઉત્કર્ષ વિચારોમા અને સરળતા ભરી રીતે

ગુલીસ્તાન અને બોસ્તાનની સુદર અનુભવી ટુકી વાર્તાઓ મહાત્મા શેખ સાદીના પુસ્તકમા લગભગ ૭૦ ની સખ્યામાં આપવામા આવી છે એ ટુકી ૭૦ વાર્તાઓમા બુદ્ધી, અનુભવ, જ્ઞાન, રમુજ અને આનદભર્યું છે દરેકે દરેક વાર્તાની ગુથણી બહુજ સારી રીતે કરવામા આવી છે અને તેને ગુજરાતી ભાષામા યોગ્ય રીતે રા સાદીકે દીપાવી છે મૂળ ફારસી ભાષાની શબ્દ

મનોરજનતા ગુજરાતી ભાષામા સાક્ષાત રજુ કરી છે એ ટુકી વાર્તાઓમા વ્યગ રહેલો હાસ્ય, મર્મભેદી વાતનો આનદ, અલૌકીક ઉલ્લાસ, તરી આવતો વિનોદ એ બધા ભાવો પુસ્તકની કથાઓમા ઠેરઠેર નજરે પડે છે એ કથાઓ ટચુકડી વાર્તાઓની ગરજ સારશે, નવા વિચારો, અને નવિન ચેતન રેડશે

શેખ સા'દીના ગુલીસ્તાનમા ઉપદેશો સાથે અનુભવોને પણ ઉમેર્યો છે અનુભવની વાતો ને આપવિતિની કહાણીઓ લોકોને મીઠી લાગે છે અનુભવની કહાણીઓ વેગીલા સુસવાટ સમિ હ્રદય ભેદે છે શેખ સા'દીની વાર્તાઓમા રસભર્યા ટુચકા છે, અને તેની ગાભિર્યતામાયે રસિકતા ઝરે છે માનવજીવનમા અમર મસ્કાર રેડે એવુ તેની વાણીમા બળ છે.

લેખક રા સાદીક એક વીદેશી અરબ છે, તેમની માતૃભાષા પરશીયન છે છતા ગુજરાતીમા લખવાનો તેમનો પ્રયાસ ચાલુ સમયના કોઇ પણ મુસ્લીમ લેખકને શરમાવે તેવો છે ગુજરાતી વાચક વર્ગમા એઓ પોતાની કલમે જાણીતા થયા છે પણ તેઓ એક અરબ છે એ જાણી વાચકને અજાયબી થશે આ પુસ્તક લખી રા સાદીકે ગુજરાતી સાહિત્યમા એક સારા ગ્રથનો ઉમેરો કર્યો છે પુસ્તકમા એમની યોજક શકિત વિષે પણ માન ઉપજે તેમ છે વાચનના દશ ખડ કર્યા છે આઠ પેજની સુદર મણિકા કરી પુસ્તકના અગે અગ ખૂબી સાથે ખુલ્લા કર્યા છે આ સચિત્ર યુગની અસરથી આ પુસ્તક મૂકત નથી શેખ સા'દીના ગુલીસ્તાનના હસ્તલીખીત પ્રતનુ એક પાનુ જેના ઉપર શાહ-જહાનના હસ્તાક્ષરો છે, તેનો ફોટો બ્લોક મૂકી પુસ્તકની નવિનતામા વધારો કર્યો છે, કવરની યોજના સુઘડ તેટલીજ સુદર કરી છે એ માટે અમો રા સાદીકને ધન્યવાદ આપીએ છીએ

મુબઇની સ્મોલ કોઝ કોરટના વડા જડજ શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ મજકુર પુસ્તકની ભૂમિકા લખી એક લાયક લેખકની સેવાની કદર બુજી પુસ્તકના મહત્વમા વધારો કર્યો છે રા સાદીકે શેખ સા'દી સબધનો નહાનો જેવો ભડોળ શોધીને ઉમેર્યો છે એ સઘળુ કામ રા સાદીકે પુર ફતેહ સાથે પાર પાડયુ છે એમા દર્શાવેલી વિગતો ઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે કે જગતની કેટલી અને કઇ કઇ ભાષામા ગુલીસ્તાન અને બોસ્તાનના અનુવાદો થયા છે, એ પુસ્તકમા સાહિત્ય ચર્ચાને પણ રા સાદીકે સ્થાન આપ્યુ છે જે અવશ્ય મનન કરવા લાયક છે એક પરદેશી અરબ ગુર્જરગીરાની સેવા સેવનાર રા સાદીકના આ પ્રયાસને દરેક ગુજરાતીઓ વધાવી લઇ ગુજરાતીઓ કદર કરવામા પછાત નથી એમ સિધ્ધ કરી આપશે, એવી અમને આશા છે અમો રા સાદીકને તેમના પ્રયાસ માટે મુબારકબાદી આપીએ છીએ

x x x

"પારસી સસાર" વાચનારાઓ રા સાદીકના નામથી અજાણ તો નજ હશે આ પત્રના અકોમા રા સાદીકે પારસી સસાર અને શેખ સાદીનુ જિવન ચરિત્ર લખ્યુ હતુ તે વેળા એ ઘણુ ઉલટથી વચાયુ
લોક સેવક
તા૦ ૨૯-૧૧-૨૪ હતુ રા સાદીકે એજ શેખ સા'દીના વિષયને ચોપડીના આકારે બહાર પાડયો છે, જેની એક નકલ અભિપ્રાય અર્થે મળી છે

રા૦ સાદીક મુબઇના જાણીતા લેખક છે સાહિત્ય અને તવારીખ બાબતો પરના એમના લેખો વાચવા જેવા હોય છે જાતે મુસલમાન મૂળ અરબસ્તાનના રહીશ છતા શુદ્ધ અને સરળ ગુજરાતી લખી જાણે છે એ જાણતા એક ગુજરાતી લેખે હર્ષ અને મગરૂરી ઉત્પન્ન થાય છે

શિરાઝના જાણીતા (કવિ) શેખ સા'દીનો પરિચય પોતાના પુસ્તક મારફતે રા સાદીક ગુજરાતી વાચક વર્ગને કરાવે છે, તેમ કરાવવામા એઓ ફ-તેહમદ નીવડયા છે સા'દીની મૂળ ફારસી ભાષાની લેહઝત તો ઓરજ છે ફારસી ભાષા જાણનારાઓને તો તેમા મોજજ છે કારણ એ ભાષાની શીરીનીજ કઇ એવી છે કે તેમાથી બાહેર નીકળવા ગમેજ નહી ગુલિસ્તાન અને બોસ્તાન ફારસીમા વાચવા અને બીજી ભાષામા વાચવા એ બેમા ઘણો ફેર છે વળી ફારસી ઝવાહીરોને ગુજરાતી ભાષામા ઉતારવા એ મુશ્કેલ કામ છે, છતા રા સાદીકે ગુલિસ્તાન અને બોસ્તાનની વાતો જે રીતે તરજુમો કરીને લખીને ફારસી ન જાણનારી પ્રજાને તેનો સ્વાદ ચખાડયો છે તે ઉ-તમ રીતેજ ચખાડયો છે અને તે માટે તેમને ધન્યવાદ ઘટે છે

× × લેખકે સા'દીનો પરિચય કરાવતા તેની ઉ-તમ કૃત્તિઓ ગુલીસ્તાન અને બોસ્તાનની કથાઓ, નીતિ બોધના તરજુમા, એની લખાવટ માટેની ચર્ચાઓ, કવિતા અને ગઝલો વગેરે ઘણી ઘણી માહીતી આપી છે એ વાચતા વાચનારને ઘણુ નવુ જાણવાનુ મળે છે x x x x x

રા સાદીકે પોતાના મીત્ર રા અબ્દુલ્લાભાઇ બદેઅલી ભોજાભાઇને આ ચોપડી અર્પણ કરી મિત્રધર્મ અદા કર્યો છે

આ ચોપડીની ભૂમિકા જાણીતા વિદ્વાન શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખી છે લેખકને માટે તેમા વાજબીજ પ્રશસા થઇ છે

આ ચોપડીમા એક નવી બીના વાચી ગુજરાતીઓને અજાયબી લાગશે શેખ સા'દી સોમનાથના લેરા વખતે હાજર હતા પાને ૧૮ મે સા'દીનાજ શબ્દો આપેલા છે

